દાદા ભગવાન પ્રરૂપિત

# આપ્તવાણી

## શ્રેણી - ૧૪

## ભાગ - ૧

સંપાદક : ડૉ. નીરુબેન અમીન

પ્રકાશક : **શ્રી અજિત સી. પટેલ**
**દાદા ભગવાન આરાધના ટ્રસ્ટ**
દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,
નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦

© All Rights reserved - Deepakbhai Desai
Trimandir, Simandhar City, Ahmedabad-Kalol Highway,
Adalaj, Dist.-Gandhinagar-382421, Gujarat, India.
No part of this book may be used or reproduced in any manner whatsoeverwithout written permission from the holder of the copyrights.

| | | | |
|---|---|---|---|
| **પ્રથમ આવૃત્તિ** | : | ૫,૦૦૦ | ફેબ્રુઆરી, ૨૦૦૬ |
| **રીપ્રિન્ટ** | : | ૬,૦૦૦ | નવેમ્બર, ૨૦૦૮ થી ફેબ્રુઆરી, ૨૦૧૩ |
| **નવી રીપ્રિન્ટ** | : | ૨,૦૦૦ | જાન્યુઆરી, ૨૦૧૬ |

**ભાવ મૂલ્ય** : **'પરમ વિનય' અને**
**'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !**

**દ્રવ્ય મૂલ્ય** : **૧૨૦ રૂપિયા**

**મુદ્રક** : અંબા ઓફસેટ
B-99, ઈલેક્ટ્રોનિક્સ GIDC,
ક-૬ રોડ, સેક્ટર-૨૫,
ગાંધીનગર-૩૮૨૦૪૪.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૩૪૧

## ત્રિમંત્ર








નમો અરિહંતાણં
નમો સિદ્ધાણં
નમો આયરિયાણં
નમો ઉવજ્ઝાયાણં
નમો લોએ સવ્વસાહૂણં
એસો પંચ નમુક્કારો;
સવ્વ પાવપ્પણાસણો
મંગલાણં ચ સવ્વેસિં;
પઢમં હવઈ મંગલં ૧
ૐ નમો ભગવતે વાસુદેવાય ૨
ૐ નમઃ શિવાય ૩
જય સચ્ચિદાનંદ



## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતા સુરતના સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભુત આશ્ચર્ય ! એક કલાકમાં એમને વિશ્વદર્શન લાધ્યું ! 'હું કોણ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ?' ઈત્યાદિ જગતના તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા.

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, મુમુક્ષુઓને પણ જ્ઞાનપ્રાપ્તિ કરાવી આપતા, એમના અદ્ભુત જ્ઞાનપ્રયોગથી ! એને 'અક્રમ માર્ગ' કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું. અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ! શૉર્ટકટ!

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતા કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદ લોકના નાથ છે. એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' અમારી મહીં સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે. હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી)ને ૧૯૫૮માં આત્મજ્ઞાન પ્રગટ થયું. ત્યાર પછી ૧૯૬૨ થી ૧૯૮૮ સુધી દેશ-વિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતા હતા.

દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ આત્મજ્ઞાની પૂજ્ય ડૉ. નીરુબેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ પૂજ્ય નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા.

આત્મજ્ઞાની પૂજ્ય દીપકભાઈ દેસાઈને પણ દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. વર્તમાનમાં પૂજ્ય નીરુમાના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશમાં નિમિત્ત ભાવે આત્મજ્ઞાન કરાવી રહ્યા છે.

આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને સર્વ જવાબદારીઓ પૂરી કરતાં પણ અંદરથી મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# સમર્પણ

ચૌદ ગુંઠાણા ચઢાવે, ચૌદમી આપ્તવાણી;
સૂક્ષ્મતમ આત્મસાંધા, 'હું' સમજાણી!

સંસાર ઊભવામાં, બિલીફ માત્ર બદલાણી;
એ જાણતાં જ, બિલીફ રાઈટ અનુભવાણી!

સ્વભાવ-વિભાવના ભેદ, દાદે પરખાણી;
અહો ! અહો ! છૂટાપણાની જાગૃતિ વર્તાણી!

દ્રવ્ય-ગુણ-પર્યાયના ભેદ, સૂક્ષ્મતાએ જાણી;
મોક્ષનો સિક્કો પામી, થઈ આત્મ ઉજાણી!

સ્વમાં રહે તેને, સદા સ્વસ્થ લ્હાણી;
અવસ્થામાં રહે તેને અસ્વસ્થતા પરણી!

છે ચેતનવંતી, ચૌદ આપ્તવાણી;
પ્રત્યક્ષ સરસ્વતી, અહીં વર્તાણી!

તૂટે શ્રદ્ધા મિથ્યા, વાંચતા વાણી;
લહે સમકિત, ચાલે મુજબ જ્ઞાની!

'હું' સમર્પણ, ચરણે અક્રમ જ્ઞાની;
જગને સમર્પણ ચૌદમી આપ્તવાણી!

**ડૉ. નીરુબેન અમીન**

## દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો

| | |
|---|---|
| ૧. ભોગવે તેની ભૂલ | ૨૫. અહિંસા |
| ૨. બન્યું તે જ ન્યાય | ૨૬. પ્રેમ |
| ૩. એડજસ્ટ એવરીવ્હેર | ૨૭. ચમત્કાર |
| ૪. અથડામણ ટાળો | ૨૮. વાણી, વ્યવહારમાં... |
| ૫. ચિંતા | ૨૯. નિજદોષ દર્શનથી, નિર્દોષ |
| ૬. ક્રોધ | ૩૦. ગુરુ-શિષ્ય |
| ૭. માનવધર્મ | ૩૧. આપ્તવાણી-૧ |
| ૮. સેવા-પરોપકાર | ૩૨. આપ્તવાણી-૨ |
| ૯. હું કોણ છું ? | ૩૩. આપ્તવાણી-૩ |
| ૧૦. દાદા ભગવાન ? | ૩૪. આપ્તવાણી-૪ |
| ૧૧. ત્રિમંત્ર | ૩૫. આપ્તવાણી-૫-૬ |
| ૧૨. દાન | ૩૬. આપ્તવાણી-૭ |
| ૧૩. મૃત્યુ સમયે, પહેલાં અને પછી | ૩૭. આપ્તવાણી-૮ |
| ૧૪. ભાવના સુધારે ભવોભવ | ૩૮. આપ્તવાણી-૯ |
| ૧૫. વર્તમાન તીર્થંકર શ્રી સીમંધર સ્વામી | ૩૯. આપ્તવાણી-૧૦ (પૂ.,ઉ.) |
| ૧૬. પ્રતિક્રમણ (ગ્રંથ, સંક્ષિપ્ત) | ૪૦. આપ્તવાણી-૧૧ (પૂ.,ઉ.) |
| ૧૭. પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર (ગ્રં., સં.) | ૪૧. આપ્તવાણી-૧૨ (પૂ.,ઉ.) |
| ૧૮. મા-બાપ છોકરાંનો વ્યવહાર (ગ્રં., સં.) | ૪૨. આપ્તવાણી-૧૩ (પૂ.,ઉ.) |
| ૧૯. પૈસાનો વ્યવહાર (ગ્રં., સં.) | ૪૩. આપ્તવાણી-૧૪ (ભાગ ૧થી ૫) |
| ૨૦. સમજથી પ્રાપ્ત બ્રહ્મચર્ય (ગ્રં., સં.) | ૪૪. આપ્તસૂત્ર |
| ૨૧. વાણીનો સિદ્ધાંત | ૪૫. ક્લેશ વિનાનું જીવન |
| ૨૨. કર્મનું વિજ્ઞાન | ૪૬. સહજતા |
| ૨૩. પાપ-પુણ્ય | ૪૭. આત્મસાક્ષાત્કાર |
| ૨૪. સત્ય-અસત્યના રહસ્યો | ૪૮. જ્ઞાની પુરુષ (ભાગ ૧-૨) |

**(ગ્રં.-ગ્રંથ,સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉત્તરાર્ધ)**

પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, બંગાળી, આસામીઝ, કન્નડ, જર્મન, પોર્ટુગીઝ, સ્પેનિશ, રશિયન ભાષામાં ભાષાંતરિત થયેલા પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી-હિન્દી-અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

## સિદ્ધાંત પ્રાપ્ત કરાવે આપ્તવાણી !

**પ્રશ્નકર્તા :** આપ્તવાણીના બધાય ભાગ ત્રણ વખત વાંચ્યા છે, એનાથી કષાય મંદ પડ્યા છે.

**દાદાશ્રી :** આપ્તવાણી એવી છે કે વાંચવાથી કષાય ખલાસ થઈ જાય. કેવળજ્ઞાનમાં જોઈને નીકળેલી વાણી છે. લોકો પછીથી આનો શાસ્ત્રો તરીકેનો ઉપયોગ કરશે.

અને કોઈ દહાડો આપણો, સિદ્ધાંતમાં ફેર નથી પડ્યો. સિદ્ધાંતિક જ્ઞાન હોતું જ નથી કોઈવાર. વીતરાગોનો જે સિદ્ધાંત છે ને, તે એમની પાસે જ હતો. શાસ્ત્રમાં સિદ્ધાંત પૂરેપૂરો લખાયો નહીં. કારણ કે શબ્દમાં ઊતરે નહીં સિદ્ધાંત. એને સિદ્ધાંતબોધ કહે છે, સિદ્ધાંત પ્રાપ્ત કરાવનારો બોધ. પણ તે સિદ્ધાંત ના કહેવાય અને આપણો તો આ સિદ્ધાંત, ઊઘાડું દીવા જેવું સ્પષ્ટ. જે કંઈ પૂછે તેને સિદ્ધાંત એ (ફીટ) થઈ જાય અને આપણું તો એક ને એક બે, બે ને બે ચાર, એવું ગણતરીબંધને, પદ્ધતસરનું ને જરા એલફેલ નહીં ને કન્ટિન્યુઅસ. અને ધર્મેય નહીં ને અધર્મેય નહીં.

અમારી હાજરીમાં આ અમારી પાંચ આજ્ઞા પાળેને અગર તો અમારો બીજો કોઈ શબ્દ, એકાદ શબ્દ લઈ જશેને, તો મોક્ષ થઈ જશે, એક જ શબ્દ. આ અક્રમ વિજ્ઞાનનો કોઈ પણ એક શબ્દ ઝાલી પડે અને એની મહીં વિચારણામાં પડ્યો, આરાધનામાં પડ્યો, તો એ મોક્ષે લઈ જશે. કારણ કે અક્રમ વિજ્ઞાન એ સજીવન જ્ઞાન છે, સ્વયં ક્રિયાકારી વિજ્ઞાન છે અને આ તો આખો સિદ્ધાંત છે. આમ કોઈ પુસ્તકનું વાક્ય જ નથી. એટલે આ વાતનો એક અક્ષરેય જો સમજે ને, તો એ બધા અક્ષર સમજી ગયો તે ! અહીં આવ્યા છો તો અહીં તમારું કામ કાઢીને જજો હવે, પૂર્ણાહુતિ કરીને !

# સંપાદકીય

બ્રહ્માંડના મૂળ છ અવિનાશી તત્ત્વો, એ તત્ત્વોની અંદરોઅંદરની કેવા પ્રકારની નૈમિત્તિક અસરો, તેમ જ સંસારનું રૂટ કૉઝ ઉત્પત્તિ, ધ્રુવ ને વિનાશનાં ગુહ્યતમ રહસ્યો, તેમ જ આ રૂપી જગતનું મૂળ કારણ પરમ પૂજ્ય દાદાશ્રીના શ્રીમુખેથી ઝરેલી વીસ-વીસ વરસની ટેપ દ્વારા ઝીલેલી વાણીનું અત્રે ચૌદમી આપ્તવાણી (ભાગ-૧)માં સંકલન કરવામાં આવ્યું છે.

આમાં સંસારનું, રૂપી જગતનું રૂટ કૉઝ કોઈ ઈશ્વર કે બ્રહ્મા નથી, પણ મૂળ છ અવિનાશી તત્ત્વોમાંથી જડ તત્ત્વ અને ચેતન તત્ત્વના સામીપ્યભાવને કારણે ઉત્પન્ન થતા વિશેષભાવને લીધે છે. (જે વિભાવ સંબંધી સર્વ વૈજ્ઞાનિક સમજ ખંડ-૧માં સમાવિષ્ટ થઈ છે.) શુદ્ધ ચેતન તત્ત્વનો સ્વભાવ છે કે તે પોતાના સ્વભાવમાં રહી શકે છે ને વિશેષભાવ પણ તેનાથી થઈ શકે છે. સ્વભાવમાં રહીને વિશેષભાવ થાય છે. અને વિશેષભાવ પોતે જાણીજોઈને કરતો નથી, પણ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ, સંજોગોના દબાણના આધારે થાય છે અને મૂળમાં અજ્ઞાનતા તો પાયામાં રહેલી છે જ.

એ વિશેષભાવમાં પ્રથમ 'હું' (અહમ્) ઊભો થાય છે. એ ફર્સ્ટ લેવલનો વિશેષભાવ છે. એ 'હું'માંથી (ફર્સ્ટ લેવલના વિશેષભાવમાંથી) બીજો સેકન્ડ લેવલનો વિશેષભાવ ઊભો થાય છે, રોંગ બિલીફથી અને તે છે અહંકાર. 'હું ચંદુ છું' એ માન્યતા એ જ અહંકાર (સેકન્ડ લેવલનો વિશેષભાવ). પછી એ અહંકાર બધું જ ટેઈક ઓવર કરી લે છે. વિશેષભાવમાંથી વિશેષભાવ ઉત્પન્ન થયા કરે છે. નવો જન્મે છે, જૂનો ખલાસ થાય છે. ચેતન તત્ત્વના વિશેષભાવથી જડ તત્ત્વના વિશેષભાવમાં પુદ્ગલ ઊભું થાય છે. ત્યાં સુધી કોઈ વાંધો નથી. પણ પછી અજ્ઞાન પ્રદાનથી 'હું'ને 'પુદ્ગલ હું છું' એ માન્યતા, રોંગ બિલીફ ઊભી થાય છે. 'હું કરું છું' એ રોંગ બિલીફ ઊભી થાય છે ને ક્રોધ-માન-માયા-લોભ વ્યતિરેક ગુણો ઊભા થઈ જાય છે. 'હું ચંદુ છું' એ માન્યતા જ દુઃખદાયી થઈ પડે છે. એ માન્યતા છૂટી ગઈ તો કોઈ દુઃખ રહેતું નથી પછી. આટલું જ વિશેષભાવમાં સમજાય તો તમામ ફોડ પડી જાય એમ છે એના.

પ્રસ્તુત ગ્રંથમાં આવતા શબ્દો જેવા કે વિભાવ, વિશેષભાવ, વિભાવિકભાવ, વિશેષપરિણામ, વિપરિણામ, વિભાવિકપરિણામ, વિ. વિ. શબ્દો નિમિત્તાધીન સર્યા છે જેનો સાધકે સમાન અર્થ સમજવો.

પ્રસ્તુત ગ્રંથના ખંડ-૨માં આત્માના દ્રવ્ય-ગુણ-પર્યાય સંબંધી સિદ્ધાંતિક સૂક્ષ્મ ફોડ પાડ્યા છે. પરમ પૂજ્ય દાદાશ્રીએ જીવનમાં અનુભવીને વ્યાખ્યા તેમજ દૃષ્ટાંત આપ્યા છે, જેથી દ્રવ્ય-ગુણ-પર્યાય યથાર્થપણે સમજાય. અત્યંત ગહન ગહન એવો આ વિષય, તળપદી ભાષામાં ખૂબ જ સરળતાથી સમજાવીને જ્ઞાનદશાની પરાકાષ્ટાએ કેવું હોય, કેવળજ્ઞાનના લેવલે કેવું વર્તે, તે પોતાના અનુભવપૂર્વકની વાણીમાં પૂર્ણ ફોડ પાડી જાય છે. ત્યારે 'અહો ! અહો !' થઈ જાય કે 'જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં, કહી શક્યા નહીં તે પદ શ્રી ભગવાન જો' તેવી ગહન વાતો શબ્દોમાં જેટલી નીકળી શકે, તેવી વાણી દ્વારા કહી શક્યા છે અને તત્ત્વોના ભીતરના રહસ્યો સામાન્ય માનવી સુધી પહોંચાડી શક્યા છે.

પર્યાય અને અવસ્થાના તાત્વિક ભેદ અત્રે પ્રાપ્ત થાય છે તેમજ અવસ્થામાં 'હું'પણું થવાથી સંસાર ઊભો થયો છે ને અસ્વસ્થ રહેવાય. અને તત્ત્વમાં 'હું'પણું થવાથી સંસારથી છૂટી જવાય ને નિરંતર સ્વસ્થ રહેવાય. પોતે નિરંતર અવસ્થાઓથી મુક્ત રહી બીજાને પણ અવસ્થાઓથી મુક્ત રહેવાનું અદ્‌ભૂત વિજ્ઞાન આપ્યું. પોતે તત્ત્વ સ્વરૂપે રહ્યા અને બીજાને એ તત્ત્વ દૃષ્ટિ પમાડી શક્યા તે અક્રમ વિજ્ઞાનને ધન્ય છે અને અક્રમ વિજ્ઞાનીનેય ધન્ય છે.

પ્રસ્તુત ગ્રંથ વાંચતા પહેલાં સાધકે અચૂક ઉપોદ્‌ઘાત વાંચવો, તો જ જ્ઞાનીના અંતર આશયનો ફોડ પડશે ને લિંક અગોપિત થશે.

દાદાશ્રીની વાણી આત્મજ્ઞાન પછી વીસ વરસ સુધી જુદી જુદી વ્યક્તિના નિમિત્તે ટુકડે ટુકડે નીકળેલી છે. આખો સિદ્ધાંત એક સાથે એક વ્યક્તિ જોડે આટલાં વર્ષોમાં તો ના નીકળી શકે ને ? તે ઘણાં બધાં સત્સંગોને ભેગા કરીને સંકલિત કરીને સિદ્ધાંત મૂકવામાં આવ્યો છે. સાધક દ્વારા એક ચેપ્ટર એક બેઠકમાં પૂરું થાય તો જ લિંક જળવાઈને સમજણમાં ગોઠવાશે. ટુકડે ટુકડે વાંચવાથી લિંક તૂટીને સમજણ ગોઠવવામાં મુશ્કેલી થવાની સંભાવના રહેશે.

જ્ઞાની પુરુષની જ્ઞાનવાણી મૂળ આત્માને સ્પર્શીને નીકળેલી છે, જે અમુલ્ય રત્ન સમાન છે. જુદા જુદા રત્નો ભેગા થઈ અને એક એક સિદ્ધાંતની માળા થઈ જાય. આપણે તો પ્રત્યેક વાતને સમજી સમજીને દાદાશ્રીનાં દર્શનમાં જેવું દેખાયું તેવું જ દેખાય, તેવી ભાવના સાથે વાંચતા જઈશું અને રત્નો જાળવીને ભેગા કરતાં રહીશું તો છેવટે સિદ્ધાંતની માળા થઈને ઊભી રહેશે. તે સિદ્ધાંત કાયમને માટે હૃદયગત થઈને અનુભવમાં આવી જશે.

૧૪મી આપ્તવાણી પીએચ.ડી. લેવલની છે. જે તત્ત્વજ્ઞાનનાં ફોડ પાડે છે ! તેથી બેઝીક વાતો અહીં વિગતવાર નહીં મળે અથવા તો બિલકુલેય નહીં મળે. સાધક ૧૩ આપ્તવાણીઓનો તેમજ દાદાશ્રીના સર્વે મહાન ગ્રંથોનો ફૂલ સ્ટડી કરીને, સમજીને ચૌદમી આપ્તવાણી વાંચશે તો જ સમજાશે. અને નમ્ર વિનંતી છે કે બધું સમજમાં ઉતર્યા પછી જ ચૌદમી આપ્તવાણીનો સ્ટડી કરશો.

દરેક નવા મથાળાવાળું મેટર નવી વ્યક્તિ સાથેનું છે એમ સમજવું. તેથી ફરી પાછો પ્રશ્ન પૂછે છે તેમ લાગશે. પણ ઊંડા ફોડ મળતા હોવાને કારણે તેને સંકલનમાં સમાવિષ્ટ કરવામાં આવેલ છે.

એનાટોમીમાં (શરીર વિજ્ઞાનમાં) દસમા, બારમા ધોરણમાં, મેડિકલમાં વર્ણન છે. એની એ જ બેઝિક વાત આગળ જતાં ઊંડાણમાં જાય છે તેથી તે કંઈ એનું એ જ બધા ધોરણમાં ભણવાનું છે એવું ના કહેવાય.

તમામ શાસ્ત્રોના સાર રૂપ જ્ઞાનીની વાણી હોય છે અને તે વાણી સંકલિત થાય ત્યારે સ્વયં શાસ્ત્ર બની જાય છે. તેમ આ આપ્તવાણી મોક્ષમાર્ગી માટે આત્માનુભવીના કથનના વચનોનું શાસ્ત્ર છે, જે મોક્ષાર્થીઓને મોક્ષમાર્ગે આંતરિક દશાની સ્થિતિ માટે માઈલ સ્ટોન સમ કામ લાગશે.

શાસ્ત્રોમાં સો મણ સૂતરમાં એક વાલ જેટલું સોનું વણાયેલું હોય છે, જે સાધકે સ્વયં ખોળીને પ્રાપ્ત કરવાનું રહે છે. આપ્તવાણીમાં પ્રગટ જ્ઞાનીએ સો ટકા શુદ્ધ સોનું જ આપ્યું છે.

અત્રે સંકલનમાં પરમ પૂજ્ય દાદાશ્રીની વાણીથી વહેલા જુદા જુદા દાખલાઓ ગુહ્યતમ તત્ત્વને સમજવા પ્રસ્તુત થયા છે. અનુભવગમ્ય

અવિનાશી તત્ત્વને સમજવા વિનાશી દાખલાઓ હંમેશાં મર્યાદિત જ હોય છે. છતાં જુદા જુદા એંગલથી સમજાવવા તથા જુદા જુદા ગુણને સમજવા જુદા જુદા દાખલાઓ ખૂબ ઉપયોગી થઈ પડે એવા છે. ક્યાંક વિરોધાભાસ જેવું લાગે પણ તે અપેક્ષિત છે, માટે અવિરોધાભાસી હોય છે. સિદ્ધાંતને ક્યારેય છેદતું હોતું નથી.

પરમ પૂજ્ય દાદાશ્રીની વાતો અજ્ઞાનથી માંડીને કેવળજ્ઞાન સુધીની છે. પ્રસ્તાવનામાં કે ઉપોદ્ઘાતમાં સંપાદકની ક્ષતિઓ હોઈ શકે. તેમ જ આજના ઊઘાડ પ્રમાણે આજે આ જણાવાયું હોય, પણ જ્ઞાની કૃપાથી આગળ વિશેષ ઊઘાડ થઈ જાય તો એ જ વાત જુદી ભાસે. પણ ખરેખર તો તે આગળના ફોડ હોય. યથાર્થ જ્ઞાનની સમજ તો કેવળીગમ્ય જ હોઈ શકે ! તેથી ભૂલચૂક લાગે તો ક્ષમા પ્રાર્થીએ છીએ. જ્ઞાની પુરુષની જ્ઞાનવાણી વાંચ વાંચ કરીને એની મેળે મૂળ વાતને સમજવા દો. જ્ઞાની પુરુષની વાણી સ્વયં ક્રિયાકારી છે, જરૂર સ્વયં ઊગી નીકળશે જ.

પોતાની સમજણને ફૂલ પોઈન્ટ (સ્ટોપ) મૂકવા જેવો નથી. હંમેશાં કોમા રાખીને જ આગળ વધીશું. જ્ઞાનીની વાણીનું નિત્ય આરાધન થયા કરશે તો નવા નવા ઊઘાડ થશે અને સમજ વર્ધમાન થઈ જ્ઞાન દશાની શ્રેણીઓ ચઢવાને માટે વિજ્ઞાન સ્પષ્ટ અનુભવમાં આવતું જશે.

અતિ અતિ સૂક્ષ્મ વાતો, વિભાવ કે પર્યાય જેવી, યદિ વાંચતા સાધકને ગૂંચવાડામાં મૂકે તો તેથી મૂંઝાવાની જરૂર નથી. આ ના સમજાય તેથી શું મોક્ષ અટકી જશે ? જરાય નહીં. મોક્ષ તો જ્ઞાનીની પાંચ આજ્ઞામાં રહેવાથી જ સહજ પ્રાપ્ય છે, તાર્કિક અર્થ ને પંડિતાઈથી નહીં. આજ્ઞામાં રહે તો જ્ઞાનીની કૃપા જ સર્વ ક્ષતિઓથી મુક્ત કરાવે છે. માટે સર્વ તત્ત્વોના સાર એવા મોક્ષ માટે તો જ્ઞાનીની આજ્ઞામાં રહેવું એ જ સાર છે.

સમય, સ્થળ, સંજોગ અને અનેક નિમિત્તોના આધીન નીકળેલી અદ્ભૂત જ્ઞાનવાણીને સંકલન દ્વારા પુસ્તકમાં રૂપાંતર થતા ભાસિત ક્ષતિઓને ક્ષમ્ય ગણી વિભાવ અને દ્રવ્ય-ગુણ-પર્યાયના આવા અદ્ભૂત વિજ્ઞાનને સૂક્ષ્મતાએ સમજી, પામી, મુક્તિ અનુભવીએ એ જ અભ્યર્થના.

જય સચ્ચિદાનંદ.

**- ડૉ. નીરુબેન અમીન**

# ઉપોદ્‌ઘાત

## [ખંડ-૧]

## વિભાવ-વિશેષભાવ-વ્યતિરેક ગુણ !

### [૧] વિભાવની વૈજ્ઞાનિક સમજ !

વિશ્વની ઉત્પત્તિ સંબંધીની વિધવિધ પ્રકારની માન્યતાઓ લોકોમાં પ્રવર્તે છે. એમાં ભગવાનની ઈચ્છાને જ મહદ્ અંશે લોકોમાં પ્રાધાન્યતા અપાય છે. વાસ્તવિકતા આ વાતથી તદ્દન વેગળી છે. મૂળ કારણ જે કશામાં કંઈ હોય તો તે સ્વતંત્ર હોવું ઘટે. પણ જો કો'કના દબાણથી થયું હોય તો ? ભીડમાં ધક્કામૂક્કીમાં વાગે તો કોને પકડવું ? તેવી રીતે આ કોઈએ રચ્યું નથી. ભગવાન છે મૂળ કારણ, એ સંયોગી સંબંધથી છે, સ્વતંત્ર સંબંધથી નથી. સંજોગોના દબાણથી વિશેષભાવ-વિશેષ ગુણ ઉત્પન્ન થવાથી જગત ખડું થયું છે જે સંપૂર્ણપણે વિજ્ઞાન જ છે. સંપૂર્ણ નિરિચ્છકને ઈચ્છાવાન, તેય આખી દુનિયાભરનો ઠરાવવામાં આવ્યો છે. ખેર, નિર્લેપ પરમાત્માને દુનિયાભરના લોકોના કર્તાપણાના આક્ષેપમાંય નિર્લેપ જ રહેવાનું ને ?

મૂળ આત્માના દ્રવ્ય, ગુણ, પર્યાય કાયમના શુદ્ધ જ છે, ભગવાન મહાવીરના સમાન જ છે ! આ તો બે દ્રવ્ય, જડ ને ચેતનના સામીપ્યભાવને કારણે એકરૂપ ભાસે છે, ભ્રાંતિ ઉત્પન્ન થવાથી.

અજ્ઞાન મૂળમાં છે જ અને સંજોગોનું દબાણ આવવાથી મૂળ આત્માની દર્શન શક્તિ આવરાય છે. ત્યાં ફર્સ્ટ લેવલનો મૂળ વિશેષભાવ ઊભો થાય છે, જેમાં 'હું' તરીકે ઉત્પન્ન થાય છે. તે મૂળ આત્માનો રિપ્રેઝેન્ટેટિવ (પ્રતિનિધિ) તરીકે છે. પછી આ 'હું' પાછો વિશેષભાવ કરે છે, જેને સેકન્ડ લેવલનો વિશેષભાવ કહેવાય, જેમાં 'હું કંઈક છું, હું કરું છું, હું ચંદુ છું, હું જાણું છું. આ મેં જ કર્યું. અન્ય કરનાર કોણ?' અને ક્રોધ-માન-માયા-લોભ બધું ઊભું થઈ જાય છે. પ્રથમ વિભાવ 'હું' પછી એને રોંગ બિલીફ ઊભી થાય છે કે 'હું ચંદુ છું' એ બીજા લેવલનો વિભાવ.

'હું' ને 'હું ચંદુ છું'ની રોંગ બિલીફ જે ઊભી થાય છે. ('હું ચંદુ છું' એ અહંકાર એ જ વ્યવહાર આત્મા) તે પછી ગાઢપણે દઢ થાય છે.

એટલે એ જ્ઞાનમાં પરિણમ્યું કહેવાય. એ વિભાવિક જ્ઞાન, વિશેષ જ્ઞાન કહેવાય. જેને બુદ્ધિ કહી અને ત્યાં જડ પરમાણુમાં પ્રકૃતિ ઊભી થાય છે, એનું નામ જ વિશેષભાવ ! આમ મૂળ આત્માના સ્વભાવિક ભાવ તેમ જ વિભાવિક ભાવ બન્ને હોય છે. વિભાવ એટલે વિરુદ્ધભાવ એ વિધાન ત્રિકાળ વિજ્ઞાનથી, વાસ્તવિકતાથી વિરુદ્ધ છે.

શરીરમાં પુદ્‌ગલ અને આત્મા સામીપ્યમાં રહેલાં છે. સામીપ્યમાં રહે છે પણ એટલેથી પતતું નથી. પણ 'એને' 'સામીપ્યભાવ' ઉત્પન્ન થાય છે ! સામીપ્યભાવથી ભ્રાંતિ ઉત્પન્ન થાય છે કે 'હું' આ હોઈશ કે તે હોઈશ ? ક્રિયા માત્ર પુદ્‌ગલની છે પણ ભ્રાંતિ થાય છે કે 'હું' જ કરું છું. બીજું તો કોઈ કરનાર છે જ ક્યાં ? આત્મા પોતે કર્તા છે જ નહીં પણ પોતે માને છે કે 'મેં જ કર્યું' એ જ ભ્રાંતિ. અને આ છે દર્શનની ભ્રાંતિ, જ્ઞાનની નહીં. બહુ ઓછા લોકોને ખબર પડે છે કે આ ભ્રાંતિ છે.

ભ્રાંતિ એટલે ચગડોળમાંથી ઉતરેલા માણસને એમ લાગે છે કે દુનિયા ફરે છે. અલ્યા, દુનિયા નહીં, તારી રોંગ બિલીફ તને ફેરવે છે. 'બાકી' કોઈ કશું ફરતું નથી.

પુદ્‌ગલ પરમાણુની ચંચળતાને કારણે આ વિશેષભાવ ઉત્પન્ન થાય છે, એમ કહેવું એટલે પુદ્‌ગલને ગુનેગાર ઠેરવ્યા જેવું શું નથી થતું ? આ તો બે તત્ત્વ સાથે આવી જવાથી વિશેષ ગુણ ઉત્પન્ન થાય, જે તદ્દન કુદરતી છે. માત્ર જડ અને ચેતનના પાસે પાસે આવવાથી વિશેષભાવ ઉત્પન્ન થાય છે, નહીં કે બીજા ચાર શાશ્વત તત્ત્વોના સામીપ્યમાં આવવાથી. પુદ્‌ગલ પરમાણુના મૂળ સક્રિયતાના ગુણને કારણે વિભાવિક પુદ્‌ગલ ઉત્પન્ન થાય છે. ચેતનને પરઉપાધિ છે, પોતાને કશું જ થતું નથી. આમાં બન્ને તત્ત્વો જોડે જોડે આવવાથી જે અસર ઊભી થાય છે તે પુદ્‌ગલ સક્રિયતાના ગુણને કારણે પકડી લે છે, તુર્ત જ. જે આમાં સ્વતંત્રપણે ગુનેગાર ઠરતું નથી. બેઉ છૂટાં પડે તો પાછી જડ તત્ત્વને કોઈ અસર જ નથી થતી.

હવે વિશેષભાવ બન્ને તત્ત્વમાં ઉત્પન્ન થાય છે. શું વિભાવ બન્નેમાં જુદો જુદો થાય છે કે બન્ને મળીને એક થાય છે ?

પુદ્‌ગલ જીવંત વસ્તુ નથી, ત્યાં ભાવ નથી. પણ તે વિશેષભાવ ગ્રહણ કરે તેવું તૈયાર થાય છે અને મૂળ અજ્ઞાનતાને કારણે, આત્માને આ વિશેષભાવ ઉત્પન્ન થાય છે. પછી બાજી આખી પુદ્‌ગલની સત્તામાં

આવી જાય છે. આત્મા પુદ્ગલના પાંજરામાં પૂરાય છે. અજ્ઞાનથી ઊભી થયેલી જેલ, જ્ઞાનથી મુક્તિ પામે છે. 'જ્ઞાની'ના જ્ઞાનથી 'કૉઝિઝ' બંધ થાય છે, પછી પુદ્ગલની સત્તા ખલાસ થઈ ગઈ.

વિભાવ દશા વિગેરેના પાયામાં અજ્ઞાન હોય તો જ આ બધું આગળ વધે, નહીં તો સંપૂર્ણ મુક્ત જ છે ને !

આત્મા અને પુદ્ગલ પરમાણુના સામીપ્યભાવથી 'વિશેષ પરિણામ' ઉત્પન્ન થાય છે. તેમાં અહમ્ ઉત્પન્ન થાય છે. આમાં આત્માના મુખ્ય ગુણો બદલાયા વગર, સ્વરૂપમાં ફેરફાર થયા વગર વિશેષ પરિણામ પણ ઊભું થાય છે. સ્વરૂપમાં ફેરફાર થાય તો તે વિરુદ્ધભાવ થઈ જાય. પોતે ચેતન હોવાથી આત્મામાં પહેલો વિશેષભાવ થયો. જડમાં ચૈતન્યતા નહીં હોવાને કારણે તેમાં વિશેષભાવ પ્રથમ ઊભો થઈ શકતો નથી.

વિશેષભાવ ઉત્પન્ન થવાથી બન્ને મૂળ ભાવને ચૂકી જાય છે ને સંસાર વૃદ્ધિ થયા જ રાખે છે. આત્મા મૂળ ભાવમાં આવે, 'હું કોણ છું' જાણે ત્યારે પુદ્ગલ છૂટે ને સંસાર આથમે.

તત્ત્વો પાછા મૂળ સ્વભાવથી જ પરિવર્તનશીલ છે, જે સંસાર ખડું થવાનું મુખ્ય કારણ છે. આત્મા નિર્લેપ, અસંગ છે છતાં જડ પરમાણુઓનાં સંગમાં આવવાથી વ્યતિરેક ગુણો ઉત્પન્ન થાય છે. તેનાથી કૉઝિઝ ઍન્ડ ઈફેક્ટ, ઈફેક્ટ ઍન્ડ કૉઝિઝ ચાલ્યા જ કરે છે.

ક્રોધ-માન-માયા-લોભને વ્યતિરેક ગુણો કહ્યાં, જે અહમ્‌માંથી ઊભા થયેલા છે. તે નથી જડના કે ચેતનના અન્વય ગુણો. એ વ્યતિરેક ગુણો છે. બેના ભેગાં થવાથી અહમ્ ઉત્પન્ન થાય છે ને અહમ્‌માંથી અહંકાર અને વ્યતિરેક ગુણો ઉત્પન્ન થાય છે.

પહેલું આત્માના વિશેષભાવમાં અહમ્ અને પછી અહંકાર ઊભો થાય છે અને પછી જડ પરમાણુઓનાં વિશેષભાવમાં પુદ્ગલ ઊભું થાય છે. પુદ્ગલ એટલે પૂરણ-ગલનવાળું. મન-વચન-કાયા, માયા-બાયા બધું પુદ્ગલના વિશેષભાવમાં છે. અહમ્ અને પછી અહંકાર માત્ર આત્માનો વિશેષભાવ છે. અહંકાર ગયો કે બધું એની મેળે જાય.

આત્માના વિમુખપણામાંથી સન્મુખ થતાં સુધીની ચાલતી બધી ક્રિયાઓમાં રોંગ બિલીફો ઊભી થતી હોય છે, જે તૂટતી જાય તેમ તેમ

'પોતે' છૂટતો જાય છે. જ્ઞાન નથી બદલાતું, માત્ર માન્યતાઓ જ બદલાયેલી છે.

જેમ આ ચકલી અરીસાને ચાંચો માર માર કરે છે ત્યાં તે ઘડીએ અહંકાર માને છે કે ચાંચો મારનાર પોતે ને અરીસાની ચકલી જુદી છે. એ બિલીફ જ બદલાયેલી છે, જો જ્ઞાન બદલાયેલું હોત તો ઊડી ગયા પછીય આની અસરો રહેત. પણ ઉડ્યા પછી કશુંય નહીં. પછી ઊડતા ઊડતા ક્યાંય ભૂલથીય કોઈ ચકલીને એકલી ચાંચો મારતી જોઈ ? માટે માત્ર બિલીફ જ બદલાય છે, જ્ઞાન નહીં ! જ્ઞાન કાયમી ગુણ છે, માટે તે બદલાય તો કાયમનું જ બદલાઈ જાય ! માટે આત્માના દ્રવ્યમાં કશું જ બગડ્યું નથી, માત્ર બિલીફ જ બદલાય છે અને એ બદલાવાના પ્રોસેસમાં ઘણી ઘણી ગુહ્ય પ્રક્રિયાઓ થઈ જાય છે.

મૂળ આત્માનું કંઈ જ બગડ્યું નથી. માત્ર દર્શન શક્તિ આવરાય છે. તેનાથી 'હું કોણ છું'ની માન્યતા બદલાય છે. નાનપણથી જ અજ્ઞાન પ્રદાન થાય છે કે 'હું આત્મા' નહીં પણ 'હું ચંદુ, ચંદુ' તે તેવું જ મનાય છે. જ્ઞાન મળવાથી સમ્યક્ દૃષ્ટિનું પ્રદાન થવાથી મૂળ સ્થાને 'હું' બેસી જાય છે ને તમામ ઉપાધિનો અંત આવે છે.

> ''સામીપ્યભાવને લઈને ભ્રાંતિ ઉત્પન્ન થાય છે. ભ્રાંતિથી એકરૂપ ભાસે છે અને તે જ આખા જગતની અધિકરણ ક્રિયા છે.''

આત્માના વિશેષ પરિણામમાં અહંકાર થયો કે પરમાણુમાં પ્રયોગસા ઊભું થઈ જાય.

| | | |
|---|---|---|
| શુદ્ધ પરમાણુ | - | વિશ્રસા |
| અહમ્ તન્મયાકાર થાય પરમાણુમાં | - | પ્રયોગસા |
| ફળ આપે ત્યારે | - | મિશ્રસા |

પ્રયોગસા વખતે પરમાણુઓ જોઈન્ટ રૂપે ના હોય, મિશ્રસા વખતે હોય. પ્રયોગસા વખતે તો પરમાણુઓ ભેગા થવાની તૈયારીઓ હોય. તેમાંથી મિશ્રસા થાય.

અહંકાર માત્ર ચિંતવે તેવું પુદ્ગલ થઈ જાય ! એવું ક્રિયાકારી છે આ પુદ્ગલ ! પુદ્ગલ સ્વભાવથી જ ક્રિયાકારી છે, તેમાં બેનો સાંધો મળ્યો એટલે આત્મા ને પુદ્ગલ બેઉ વિશેષ પરિણામને પામ્યા ! અહંકાર ખલાસ

થાય એટલે આત્માનું વિશેષ પરિણામ ખલાસ થઈ જાય. પછી પુદ્‌ગલનું વિશેષ પરિણામ એની મેળે જ ખલાસ થઈ જાય ! અહમ્ ચિંતવે તો પુદ્‌ગલ તેવું થઈ જાય. જ્ઞાની સ્વરૂપનું જ્ઞાન આપે એટલે નિજ સ્વરૂપનું ચિંતવન થયું એટલે પુદ્‌ગલનું ચિંતવન છૂટ્યું એટલે પુદ્‌ગલેય છૂટવા માંડે. શુદ્ધ અહંકાર (રાઈટ બિલીફવાળો 'હું') પોતાનું જ ચિંતવન કર્યા કરે. એટલે સ્વભાવિક રીતે તે સ્વભાવમય થઈ ગયો. નિજ સ્વભાવને ઓળખ્યો ત્યારથી અહંકાર ગયો.

આત્માનો વિશેષભાવ અહમ્ છે ને પુદ્‌ગલનો વિશેષભાવ પૂરણ-ગલન છે. પહેલો આત્માનો વિશેષભાવ ઉત્પન્ન થાય છે, પછી પુદ્‌ગલનો વિશેષભાવ થાય છે. એટલે અહમ્ જાય તો પુદ્‌ગલ ઓછું થતું જાય, છૂટતું જાય. મિશ્ર ચેતનને જ પુદ્‌ગલ કહ્યું.

પરમાણુ અને પુદ્‌ગલમાં ફેર. પરમાણુ એ શુદ્ધ જડ તત્ત્વ છે. જેને શુદ્ધ પુદ્‌ગલ કહેવાય ને બીજું વિશેષભાવી પુદ્‌ગલ છે. શુદ્ધ પુદ્‌ગલ ક્રિયાકારી છે. બે તત્ત્વોના ભેગા થવાથી વિશેષભાવી પુદ્‌ગલ ઊભું થયું છે. એમાં લોહી, હાડકા, માંસ થાય છે.

બે તત્ત્વના સામીપ્યભાવથી અહમ્ ઊભો થયો છે. એ પોતે જ મૂળ વ્યતિરેક ગુણનો મુખ્ય થાંભલો છે. એ ના હોય તો વ્યતિરેક ગુણો બધાં ખલાસ થઈ જાય !

રોંગ બિલીફ એ જ અહંકાર ને રાઈટ બિલીફ એ 'શુદ્ધાત્મા'.

ભાવ કરે છે એ ચેતનની અજ્ઞાનતા છે અને કષાયો એ પુદ્‌ગલના પર્યાય છે. અજ્ઞાન જાય એટલે ભાવ થવાના બંધ થાય છે.

જ્ઞાનીને સ્વભાવિકભાવ હોય અને અજ્ઞાનીને વિશેષભાવ હોય, જે અજ્ઞાનથી ઊભા થાય છે. મૂળ આત્મા આમાં કંઈ જ કરતો નથી.

## [૨] ક્રોધ-માન-માયા-લોભ, કોના ગુણ ?

આત્માના અન્વય ગુણ એટલે કાયમ સાથે રહેનારા, જેવા કે અનંત જ્ઞાન, અનંત દર્શન, પરમાનંદ. જડના સંસર્ગથી ઊભા થયેલા ગુણો તેને વ્યતિરેક ગુણો કહ્યાં, જેવા કે ક્રોધ-માન-માયા-લોભ.

આમાં ભૂલ કોની ?
ભોગવે તેની.
શી ભૂલ ?
રોંગ બિલીફ.
કઈ રોંગ બિલીફ ?
'હું ચંદુભાઈ છું' માન્યું તે.

આમાં કોઈ દોષિત નથી, નથી ચેતન કે જડ. ચેતન માત્ર ચેતન ભાવ કરે છે, તેમાંથી આ પુદ્‌ગલ ખડું થઈ ગયું !

'હું'ની રોંગ માન્યતા જ દુઃખદાયી છે. એ ખસી કે પૂર્ણાહુતિ !

સામાને ગુનેગાર દેખાડે છે તે પોતાની મહીં રહેલા ક્રોધ-માન-માયા-લોભ છે તે દેખાડે છે અને એ બધાં 'હું ચંદુ છું' માનવાથી મહીં પેસી ગયાં છે. એ માન્યતા તૂટી કે ઘર ખાલી કરી દે.

ચેતન ચેતન ભાવ કરે છે. કે વિભાવ કરે છે ? ચેતન ચેતન ભાવ જ કરે છે. ચેતનના સ્વભાવ ને વિશેષભાવ બેઉ છે. વિશેષભાવથી આ જગત ખડું થયું છે. અને વિશેષભાવ જાણીજોઈને કરતો નથી. સંજોગોના દબાણથી ઉત્પન્ન થાય છે. ચેતન જેવો ભાવ કરે તેવું પુદ્‌ગલ ઊભું થઈ જાય. સ્ત્રી ભાવથી સ્ત્રી થઈ જાય ને પુરુષ ભાવથી પુરુષ થઈ જાય. સ્ત્રી ભાવ કરે એટલે કપટ અને મોહ કરે, તેનાથી સ્ત્રીના પરમાણુઓ ઊભા થઈ જાય. પુરુષ ભાવ કરે એટલે ક્રોધ અને માન કરે, તેનાથી પુરુષના પરમાણુઓ ઊભા થઈ જાય.

વ્યતિરેક ગુણ જડમાં નથી કે નથી ચેતનમાં. આ તો જે માને તેનો છે. ક્રોધ-માન-માયા-લોભને 'અહમ્' 'મારા' છે એમ માને છે, તેથી તેની માલિકીના બને છે.

અજ્ઞાની રોંગ બિલીફથી ક્રોધ-માન-માયા-લોભને મારા ગુણો માને. જ્યારે જ્ઞાની રાઈટ બિલીફથી એમને પુદ્‌ગલના માને. 'ન્હોય મારા ગુણો આ' કહે.

જગત આખું નિર્દોષ જ છે, જ્ઞાનીઓની દૃષ્ટિમાં ! દોષિત કોણ દેખાડે છે ? આ વ્યતિરેક ગુણો જ.

'હું' રોંગ બિલીફથી 'હું ચંદુ છું' એમ માને છે, જ્ઞાની એને રાઈટ

બિલીફ આપી, 'હું શુદ્ધાત્મા છું' એ માન્યતા દઢ કરાવે છે. પછી 'હું'ને પોતાનો વિશેષભાવ અને સ્વભાવ બેઉ ખ્યાલમાં આવે છે ને નિજ સ્વરૂપ અનુભવમાં આવી જાય છે. આ છે અતિ અતિ ગુહ્ય વિજ્ઞાન, જગતના મૂળ કારણનું.

## [૩] વિભાવ એટલે વિરુદ્ધભાવ ?

મૂળ આત્માએ કોઈ કાર્ય થવામાં ક્યારેય પ્રેરણા કરી નથી. પ્રેરણા કરનાર ગુનેગાર ગણાય.

ખરેખર પ્રેરક આમાં કોણ છે ? પોતાના જ કર્મોનું ફળ એ પ્રેરક છે અને તે વ્યવસ્થિત શક્તિથી છે. ગયા ભવમાં ભાવ થયા હોય, બીજ પડ્યા હોય ડૉક્ટર થવાના, આ ભવમાં તે સંજોગ મળવાથી ઊગે. તે સંજોગ મળવા, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ એટલે વ્યવસ્થિત શક્તિના આધીન છે અને બીજ ઊગવું, એટલે પૂર્વકર્મનો ઉદય થયો, ફળ આવ્યું તે પ્રેરણા અંદરથી સ્ફૂરે છે તે. વિચાર આવે ડૉક્ટર થવું છે તે પૂર્વકર્મનું ફળ ગણાય છે. આત્માનું કર્તાપણું એમાં નથી.

આત્મા સંકલ્પ-વિકલ્પ કરતો નથી તેમજ ભાવકર્મ પણ એ કરતો નથી કે કર્મ પણ ગ્રહણ કરતો નથી. નહીં તો એ એનો કાયમનો સ્વભાવ બંધાઈ જાય. એટલે 'હું' કે જે વિશેષભાવ છે, તે જ કર્મ ગ્રહણ કરે છે ને ભાવકર્મ પણ 'હું' જ કરે છે. કારણ કે ભાવકર્મ તો જે દ્રવ્યકર્મના ચશ્માં એને 'હું'ને પ્રાપ્ત થાય છે, એના આધારે ભાવકર્મ થાય છે. અત્યારે તો જાણે કે અહંકારના જ બધા ભાવ છે. પણ મૂળ શરૂઆત વિશેષગુણ ઉત્પન્ન થાય છે, તેનાથી ભાવકર્મ ચાલુ થાય છે.

ક્રિયા માત્ર પુદ્ગલની અને વ્યવસ્થિત શક્તિથી થાય છે. વિશેષભાવમાં શું થાય છે ? આઠ પ્રકારના દ્રવ્યકર્મ બંધાય છે. જે ભાવકર્મ કરાવે છે.

દ્રવ્યકર્મના પાટાની શરૂઆત ક્યાંથી ? વિશેષભાવે જ પાટા બંધાયા, જેનાથી ઊંધું દેખાયું ને ઊંધા ભાવ થયા. આમાં આત્માની કોઈ ક્રિયા નથી. આ આઠ પ્રકારના કર્મોમાં આત્માની હાજરીથી પાવર પૂરાયો છે. આમાં આત્માની કોઈ ક્રિયા નથી. પુદ્ગલમાં પાવર ચેતન પૂરાય છે. 'હું' આરોપ કરે છે તે પ્રમાણે પુદ્ગલમાં પાવર ચેતન પૂરાય છે ને તેવું પુદ્ગલ ક્રિયાકારી બની જાય છે.

રાગાદિ ભાવ આત્માના નથી, એ વિભાવિક ભાવ છે. આત્મા જ્ઞાન દશામાં સ્વભાવનો જ કર્તા છે અને અજ્ઞાન દશામાં વિભાવનો કર્તા છે, ભોક્તા છે, આ એકાંતે વાત લેવાઈ ગઈ ને મોટો ગોટાળો સર્જાયો, ક્રમિક માર્ગમાં. આત્મા કર્તા-ભોક્તા મનાઈ ગયો ત્યાં.

આત્મા ક્યારેય વિકારી થયો નથી. પુદ્‌ગલ સ્વભાવથી સક્રિય હોવાને કારણે એ વિકારી થઈ શકે. આમાં આત્માની હાજરી કારણભૂત છે.

આત્મા કેવળજ્ઞાનથી આ બધું જાણી શકે અને બીજું વિશેષભાવેય જાણી શકે છે.

બે પ્રકારના આત્મા. એક નિશ્ચય આત્મા, બીજો વ્યવહાર આત્મા. નિશ્ચય આત્માને લઈને વ્યવહાર આત્મા ઊભો થયો છે. જેમ અરીસા આગળ આપણે બે દેખાઈએ ને ? વ્યવહાર આત્માને પ્રતિષ્ઠિત આત્મા કહ્યો. પોતે પોતાની પ્રતિષ્ઠા કરેલી છે. ફરી 'હું ચંદુ છું'ની પાછી પ્રતિષ્ઠા થાય તો આવતા ભવનો નવો પ્રતિષ્ઠિત આત્મા સર્જાય. જ્ઞાન મળ્યા પછી 'હું શુદ્ધાત્મા છું' થઈ જાય છે, તેથી અવળી પ્રતિષ્ઠા થવાની બંધ થાય છે. નવો પ્રતિષ્ઠિત આત્મા ઉત્પન્ન થતો નથી ને જૂનો પ્રતિષ્ઠિત આત્મા ડિસ્ચાર્જ થયા કરે છે.

'તમે' વ્યવહારિક કાર્યમાં મસ્ત તો વ્યવહાર આત્મા અને 'તમે' જો નિશ્ચયમાં મસ્ત તો 'તમે' 'નિશ્ચય આત્મા' છો. મૂળ 'તમે' ને 'તમે' જ છો પણ ક્યાં વર્તો છો તેની પર આધાર છે.

વ્યવહાર આત્મા કે પ્રતિષ્ઠિત આત્મા એ જ અહંકાર છે, જેમાં એક સેંટ પણ ચેતન નથી.

આત્માનો કોઈ પુરાવો નથી, પણ અનુપચરિત વ્યવહારનો પુરાવો છે જ. કંઈ પણ ઉપચાર કર્યા વિના દેહ બન્યો. તેને લોકોએ ભગવાને બનાવ્યું એવું ઠોકી બેસાડ્યું.

અનુપચરિત વ્યવહાર શું છે ?

લૌકિક દૃષ્ટિએ અનુપચરિત કંઈ પણ ન કરવાથી થાય તે વ્યવહાર.

બાકી ખરું જોતાં વ્યવહાર માત્ર ખરેખર અનુપચરિત છે, કારણ કે એ પણ સંજોગોને લીધે થઈ જાય છે. અરે, વિશેષભાવ પણ બે તત્ત્વો પાસે

આવવાથી એની મેળે જ થઈ જાય છે ને ! સિદ્ધાંતિક રીતે વ્યવહાર માત્ર અનુઉપચરિત છે, પણ જ્ઞાનીની દૃષ્ટિએ !

સૂર્યની હાજરીમાં આરસ ગરમ થાય, ઉર્જા ઉત્પન્ન થાય, એ કોણ કરે છે ? કોણ પ્રેરક છે ? કોઈ નહીં. તેમ આત્મા પ્રેરણા કરતો નથી. નહીં તો તે બંધાય. આ પ્રેરણા છે પાવર ચેતનની. બીજી વસ્તુ ભેગી થઈ માટે પાવર ચેતન ઊભું થયું. એ ખસે કે કશું જ નથી પાછું. જ્ઞાની, મોક્ષદાતા પુરુષ બન્ને છૂટું પાડી આપે.

## [૪] પ્રથમ ફસામણ આત્માની !

જગત અનાદિ અનંત છે. કોઈ એનો બનાવનાર નથી કે ચલાવનાર નથી. ધ વર્લ્ડ ઈઝ ધી પઝલ ઈટસેલ્ફ. ગૉડ હૅઝ નૉટ પઝલ ધીસ વર્લ્ડ એટ ઑલ, ઑન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ.

ગરમ લોખંડને હથોડો મારે તો અગ્નિને વાગે ? અનાદિ કાળથી આત્માને કશું થતું નથી ને આત્મા કશું કરતો નથી. જે કંઈ છે તે અહંકારને જ થાય છે.

રોંગ બિલીફ કોણ કરે છે ?

અહંકાર કરે છે.

શું બુદ્ધિ રોંગ બિલીફ ના કરે ?

બુદ્ધિને રોંગ બિલીફ કરવાનો રસ્તો જ નથી.

રોંગ બિલીફ કરનારોય રોંગ બિલીફ છે. અને રોંગ બિલીફમાં રહીને રોંગ બિલીફ કરે છે.

આ બધી ભ્રમણાઓ થઈ છે બુદ્ધિને લીધે. અહંકાર પોતે અંધ હોવાથી બુદ્ધિની આંખે દોરવાય છે ને સંસાર ખડો થયો છે.

કર્મનું નથી આદિ કે અંત. પાણીમાં ઑક્સિજન પહેલો કે હાઈડ્રોજન ? જડ-ચેતનના ભેગા થવાથી વિશેષ ગુણ ઉત્પન્ન થયો, કર્તાપણાનો ને તેનાથી કર્મ બંધાય છે. કર્તાપણાના ગુણધર્મથી કર્મ બંધાય છે.

જડ ને ચેતન પાસે પાસે આવવાથી એકબીજાને અસર કરે છે. જડની અસર ચેતન પર ને ચેતનની અસર જડ ઉપર પડે છે. અને ખરેખર

ચેતન જડવાળું થઈ જતું નથી પરંતુ ચેતનની બિલીફ બદલાય છે, રોંગ બિલીફ બેઠી છે.

જીવ કયા કર્મોથી નિગોદમાં હોય છે ? નિગોદના જીવ એટલે સંપૂર્ણ કર્મથી આરોપિત. ભયંકર કર્મોથી ત્યાં છે. એકુય કર્મ હજુ ત્યાં છૂટ્યું જ નથી. એટલે કે પ્રકાશ (આત્માનું જ્ઞાન) બહાર પડ્યો જ નથી. ત્યાં એકેન્દ્રિય પણ પ્રગટ થઈ નથી. આવરણો ઓછાં થાય પછી જ એ નિગોદમાંથી વ્યવહાર રાશિમાં, એકેન્દ્રિયમાં આવે.

એટલે નિગોદના જીવો, એકેન્દ્રિય વિ. જીવને તો ભયંકર કર્મો ભોગવવાનાં હોય છે. જેમ જેમ ભોગવાતા જાય તેમ તેમ ઊર્ધ્વગતિ થતી જાય. આવરણ તૂટતા જાય, અજવાળું વધતું જાય તેમ બે ઈન્દ્રિય, ત્રણ ઈન્દ્રિય, ચાર ઈન્દ્રિય પછી પંચેન્દ્રિયમાં આવે. અજ્ઞાનતાથી આપણા લોક જાનવર ગતિને વખાણે, ઝાડની સહનશીલતાને વખાણે, તેવું થવું જોઈએ એમ માને તે ભયંકર આવરણકર્તા છે.

નિગોદમાં વ્યતિરેક ગુણો હોય ?

વ્યતિરેક ગુણ તો પહેલેથી જ છે અવ્યવહારના જીવને, અંતે વ્યતિરેક ગુણો સંપૂર્ણ ખલાસ થાય એટલે સિદ્ધ ભગવાન થાય !

સંયોગોનો પાર વગરનો જથ્થો, તેમાં આત્માની તીરછી નજર થઈ (વિભાવિક જ્ઞાન-દર્શન) ને બધું તેને ચોંટી પડ્યું.

એક આંખ એવા એંગલમાં દબાઈ જાય કે બધું બે-બે દેખાય, એ મિથ્યાદષ્ટિ. એમ આ સંસાર સંજોગોના દબાણથી તીરછી નજર થવાથી ખડો થઈ ગયો છે. દબાણ ખસે કે મૂળ ભગવાન સ્વરૂપ થાય.

સંજોગોના દબાણથી રોંગ બિલીફ ઉત્પન્ન થઈ. રોંગ બિલીફથી અહંકાર ઊભો થયો કે 'હું કરું છું'. અહંકાર કોઈ વસ્તુ નથી, માત્ર રોંગ બિલીફ જ છે. છતાં (સ્થૂળ) અહંકારનો શરીરમાં ફોટો પડે એવો છે.

આત્મામાં જ્ઞાન શું મૂળથી હતું ?

શું અરીસામાં ક્યારેક આપણે ના દેખાઈએ એવું બને ખરું ? ક્યારેક ધુમ્મસની અસર થાય તો જ ના દેખાય.

વ્યવહાર આખો સંજોગોથી ભરેલો છે. મોક્ષે જવાનું થાય ત્યારે એને

બધાં સાધનો મળી આવે જેવા કે શાસ્ત્રો, જ્ઞાની પુરુષ...

''કોટિ વર્ષનું સ્વપ્ન પણ, જાગૃત થતાં સમાય,
એમ વિભાવ અનાદિના, જ્ઞાન થતાં દૂર થાય.''- શ્રીમદ્ રાજચંદ્ર.

## [૫] અન્વય ગુણો - વ્યતિરેક ગુણો !

મૂળ આત્મા સાથે નિરંતર રહેનારા ગુણો પોતાની માલિકીના, તે અન્વય ગુણો જેમ કે જ્ઞાન, દર્શન, સુખ, શક્તિ, ઐશ્વર્ય. વિભાવ દશામાં ઉત્પન્ન થતાં ગુણો તે વ્યતિરેક ગુણો એટલે જ ક્રોધ-માન-માયા-લોભ.

મોક્ષ માટે સદ્‌ગુણોની કંઈ કિંમત નથી. કારણ કે એ વ્યતિરેક ગુણો છે, પૌદ્‌ગલિક ગુણો છે, વિનાશી ગુણો છે.

'વ્યવસ્થિત' શક્તિ તો વ્યતિરેક ગુણો ઉત્પન્ન થયા પછી ઉત્પન્ન થયેલી છે, પહેલાં નહીં.

નગીનદાસ શેઠ રાત્રે જરા જામ પે જામ લગા દે તો ? 'હું વડોપ્રધાન છું' બોલવા માંડે ને ? એ દારૂનો અમલ બોલે છે, ભ્રાંતિ છે. આમાં આત્મા નથી બગડ્યો. આમાં શેઠનું જ્ઞાન બગડે છે. અને જડ-ચેતનની ભ્રાંતિમાં દર્શન બગડે છે, જે ઊંધું જ દેખાડે છે.

માયા એટલે સ્વરૂપની અજ્ઞાનતા. 'હું કોણ છું'ની અજ્ઞાનતા એ જ માયા.

અહંકાર અને મોહનીયમાં શું ફેર ?

શેઠે દારૂ પીધો એટલે દારૂનો અમલ એટલે મોહનીય કર્મ ઉત્પન્ન થયું અને મોહનીયને લઈને 'હું વડોપ્રધાન છું' બોલે છે તે અહંકાર. અહીં લોકોને પુદ્‌ગલનો દારૂ છે તેથી જેમ છે તેમ ને બદલે ઊંધું બોલે છે.

આત્મા અને બીજા સંજોગોના દબાણથી ભ્રાંતિ ઉત્પન્ન થઈ. ભ્રાંતિમાં બિલીફ જ બદલાઈ, જ્ઞાન નહીં. એટલે અજ્ઞાન તો હતું નહીં, પણ સંજોગોના દબાણથી પાછળથી ઊભું થયું. અંધારામાંય દારૂ પીધા પછી શેઠને નવું જ થાય છે ને !

મૂળ આત્માને ક્યારેય અજ્ઞાન નથી થયું. વિશેષ પરિણામથી જ રોંગ બિલીફ ઊભી થઈ છે, નહીં કે રોંગ બિલીફથી વિશેષ પરિણામ ઊભું થયું છે ને રોંગ બિલીફથી આખો સંસાર ખડો થઈ ગયો છે. છતાં

આમાં મૂળ આત્મા પોતે તો અજ્ઞાનથી, રોંગ બિલીફથી, બધાથી ત્રણેય કાળ મુક્ત જ છે.

બરફ ભરેલા ગ્લાસમાં થોડી જ વારમાં ગ્લાસની બહાર ભેજ જેવું થાય છે, પછી પાણીના ટીપાં બાજે છે, પછી રેલા ઉતરે છે. પછી પાણી નીચેય વહેવા માંડે છે. આમાં બરફ તેવો ને તેવો જ છે, એ કશું જ કરતો નથી. પણ સંજોગોના આધારે બધું બને છે. આમાં કોણ જવાબદાર?

## [૬] વિશેષભાવ - વિશેષજ્ઞાન - અજ્ઞાન !

સંસારનું જ્ઞાન એ જ્ઞાન જ છે, અજ્ઞાન નથી. પણ મોક્ષે જવું હોય તો આ અજ્ઞાન છે અને આત્માનું ખરું જ્ઞાન સમજવું પડશે. વિશેષજ્ઞાનને અજ્ઞાન કહે છે લોકો.

વિભાવ એટલે મૂળ જ્ઞાન-દર્શન સ્વભાવિક તો છે જ. પણ આ વિશેષભાવ, વિશેષજ્ઞાન ઊભું થયું છે. જે નથી જાણવાનું તે જાણવા ગયા તે વિશેષજ્ઞાન.

અજ્ઞાન એ પણ એક જ્ઞાન જ છે. ખરેખર અજ્ઞાન નથી કહેવાતું પણ જ્ઞાનીઓની ભાષામાં એને વિશેષજ્ઞાન કહેવાય. અજ્ઞાન એ પણ અજવાળું છે, પૂર્ણ નહીં પણ ક્ષયોપક્ષમવાળું.

આત્માના એકે એક પ્રદેશો ઉપર જડ પરમાણુઓ ચોંટેલા છે, જે આત્માના મૂળ ગુણને આવરણ કરે છે. નિગોદમાં ૧૦૦ ટકા આ આવરણ છે. જેમ જેમ જીવની ઈવૉલ્યુશન થાય છે એટલે કે આવરણ ખસતાં જાય છે તેમ તેમ તેનું જ્ઞાન વ્યક્ત થતું જાય છે. ૯૯, ૯૮, ૯૭... આમ ધીમે ધીમે આવરણ ઘટતાં જાય તેમ તેમ ૧ ટકા, ૨ ટકા, ૩ ટકા, ૪ ટકા જ્ઞાન બહાર સ્થૂળમાં પ્રગટ થાય છે. જેમ કે એકેન્દ્રિય જીવો, બે ઈન્દ્રિય જીવોમાં ડેવલપમેન્ટ થતું જાય તેમ તેમ...

પણ હજુ જ્યાં સુધી અજ્ઞાનનું આવરણ છે, ત્યાં સુધી એને અજ્ઞાન કહ્યું. આ અજ્ઞાન અને સંજોગોનું દબાણ, (જડ તત્ત્વનું દબાણ) બે ભેગું થવાથી આત્માનો જ્ઞાન-દર્શન ગુણ વિભાવિક થાય છે. બેમાં પ્રથમ દર્શન વિભાવિક થાય છે. તેમાં 'હું' ઊભું થાય છે. (ફર્સ્ટ લેવલનો વિભાવ, વિશેષભાવ) પછી હું'ની રોંગ બિલીફ આગળ વધતી જાય તેમ તેમ 'હું ચંદુ છું, હું કરું છું' મનાતું જાય છે.

એ સેકન્ડ લેવલનો વિશેષભાવ 'હું'ને 'હું ચંદુ છું'ની રોંગ બિલીફ જે ઊભી થાય છે, તે પછી ગાઢપણે થાય છે એટલે એ જ્ઞાનમાં પરિણમ્યું કહેવાય. એ વિભાવિક જ્ઞાન કહેવાય. જેને બુદ્ધિ કહી અને ત્યાં જડ પરમાણુમાં પ્રકૃતિ ઊભી થાય છે.

આત્માને ભ્રાંતિ થઈ છે, એ લોકભાષામાં કહેવું પડે. પણ ખરેખર એને ભ્રાંતિ થતી નથી. નહીં તો એ સમોય ના થાય. ખરેખર તો ભ્રાંતિ કોને કહેવાય ? મહીં દુઃખ પડે ત્યારે મનમાં થાય કે 'આટલું બધું જાણવા છતાં કેમ આમ ? માટે કંઈક જુદું છે, આ મારું સ્વરૂપ ન્હોય.' આને ભ્રાંતિ પડી કહેવાય.

આખોય ફેર, વિશેષભાવ અને વિશેષજ્ઞાનમાં. વિશેષભાવ એ આત્માના પર્યાય નથી પણ બે વસ્તુના સામીપ્યભાવથી ઉત્પન્ન થાય છે. વિશેષભાવ તો અહંકાર છે ખાલી. એ તો વ્યતિરેક ગુણ છે. અને વિશેષજ્ઞાન તે જે જ્ઞાનની જરૂર નથી તેને વચ્ચે લાવીએ તો તેનો શો અર્થ ? વ્યતિરેક ગુણ હોય તો જ વિશેષજ્ઞાન ઉત્પન્ન થાય. વિશેષજ્ઞાનને લીધે વ્યતિરેક ગુણ ઉત્પન્ન થતો નથી. સામાન્યજ્ઞાનને દર્શન કહ્યું. મોક્ષમાં દર્શનની જ કિંમત છે અને વિશેષજ્ઞાન પુદ્ગલમાં જોવા જાય કે આ શું છે ? લીમડો છે ? આંબો છે ? એ વિશેષજ્ઞાન.

'જ્ઞાન' એક જ છે, એના ભાગ બધા જુદા જુદા છે. જેમ 'રૂમ'ને જુએ તો 'રૂમ' ને 'આકાશ'ને જુએ 'આકાશ'. વિશેષજ્ઞાન જુએ ત્યાં સુધી આત્મા દેખાય જ નહીં. આત્મા જાણ્યા પછી બેઉ દેખાય.

આત્મા પોતે જ્ઞાન જ છે, ખરેખર જ્ઞાનવાળો નહીં પણ જ્ઞાન જ છે. જ્ઞાનવાળો કહીએ એટલે 'જ્ઞાન' અને 'વાળો' બે જુદું થયું. પણ વાસ્તવિકતામાં આત્મા પોતે 'જ્ઞાન' જ છે, પ્રકાશ જ છે ! એ પ્રકાશના આધારે જ 'એને' બધું 'સમજાય' છે, 'જાણવા'માં આવે છે.

શું જડ અને ચેતનના ભેગા થવાથી પુરુષ અને પ્રકૃતિ ઉત્પન્ન થઈ ? ના, પ્રકૃતિ પછી થઈ. વિશેષ પરિણામનું જે રિઝલ્ટ આવ્યું તે પ્રકૃતિ થઈ.

પાંચ તત્ત્વોમાં આત્માનો વિશેષભાવ મહીં પડ્યો, તેની પ્રકૃતિ થઈ અને તે પછી નિરંતર ફળ આપ્યા જ કરે. પ્રકૃતિ ને પુરુષ જુદા પડે. પછી રીયલ પુરુષાર્થ ચાલુ થાય. સ્વભાવ એ પુરુષ ને પ્રકૃતિ એ ભ્રાંતિ.

પરમાણુ એ પ્રસવધર્મી હોવાને કારણે ચેતનતત્ત્વનું જ્ઞાન વિભાવિક થતાંની સાથે જ પ્રકૃતિનું સર્જન થાય છે. જે પ્રકૃતિ બહાર દેખાય છે તે તેનો વિસર્જન ભાગ દેખાય છે. છતાં મૂળ શુદ્ધ દ્રવ્યો, શુદ્ધ ચેતન અને શુદ્ધ જડ જેમ છે તેમ જ હોય છે.

પ્રસવધર્મી પ્રકૃતિની શક્તિ પરમાત્મા કરતાં અત્યારે ક્યાંય વધારે છે, પણ તેમાં ચૈતન્ય શક્તિ નથી. ચેતનને માત્ર સ્પર્શ કરવાથી જ પ્રકૃતિ ચાર્જ થઈ જાય છે.

જ્ઞાન, ભાન ને વર્તન એકાકાર થાય ત્યારે પૂર્ણ પરમાત્મા થાય.

લોખંડને દરિયાની ખારી હવા અડતા કાટ ચઢી જાય. આમાં કર્તા કોણ ? થયું કેવી રીતે ? આ તો વિજ્ઞાનના નિયમને આધીન જ બે વસ્તુ ભેગી થવાથી તીસરું નવું જ પરિણામ, વિશેષ પરિણામ ઉત્પન્ન થાય છે, આમાં કોઈ ગુનેગાર નથી. આમાં કાટ એ જ અહંકાર છે. જેનાથી પ્રકૃતિ બંધાય છે ને લોખંડ એ આત્મા સમજવું. મૂળ તત્ત્વને કશું જ થતું નથી. લોખંડ લોખંડનું કામ કરે છે ને કાટ કાટનું કામ કરે છે.

અંતઃકરણ શું કરે છે તે નિરંતર જોયા કરે તો એ જ્ઞાન કેવળજ્ઞાનમાં પહોંચે.

## [૭] છ તત્ત્વોના સમસરણથી વિભાવ !

જડ-ચેતન બન્ને પહેલેથી ભેગાં જ હતાં આ બ્રહ્માંડમાં (લોકમાં). છએ તત્ત્વો સાથે જ છે. છ છૂટાં પડે તો જ પોતપોતાના ગુણધર્મમાં આવશે. છએમાં વિધર્મ પેઠો છે, પણ એમાં ચાર પોતે વિધર્મી નથી થયાં, ભેગાં રહેવા છતાં સ્વધર્મમાં રહી શકે છે. અને પુદ્‌ગલ અને આત્માની વિભાવિક દશાને કારણે બેઉ વિધર્મી બન્યા છે. બીજા ચાર નથી થતાં. આત્મા વિધર્મી એટલે ભ્રાંતિ ઉત્પન્ન થઈ કે આ 'હું કરું છું' અને પુદ્‌ગલ વિધર્મી એટલે પ્રયોગસા થઈને જે બને છે. તેમાં લોહી, પરૂ, માંસ ના હોય તે. આમાં વિધર્મી પુદ્‌ગલ અને વિભાવિક પુદ્‌ગલ બે જુદું જ છે. વિભાવ દશામાં આવેલું પ્રથમ 'અહમ્' એટલે કે 'હું' એ ઉત્પન્ન થયા પછી કર્તાપણાથી 'હું કરું છું' એ માન્યતાથી જે પુદ્‌ગલમાં પરિવર્તન આવે છે તે વિભાવિક પુદ્‌ગલ (મિશ્રસા) કહેવાય, જે વિધર્મી પુદ્‌ગલ કરતાં ઘણું આગળ પછી સ્થૂળમાં જતું રહ્યું કહેવાય. અને તેમાં લોહી, પરૂ, માંસ હોય.

જગતમાં છ શાશ્વત દ્રવ્યો (તત્ત્વો) ભેગા થાય અને પાછા છૂટા પડે, આમ નિરંતર ચાલ્યા જ કરે છે. તત્ત્વો મિક્ષ્ચર સ્વરૂપે રહે છે, કમ્પાઉન્ડ નથી થતાં. કમ્પાઉન્ડ થાય તો તો એકબીજાનું ઉછીનું લીધું ગણાય.

જગતનું કારણ છ દ્રવ્ય છે. આ બધું ઊભું થવામાં એક પુદ્ગલ જ મૂળ કારણ છે. પાંચ ઈન્દ્રિયોથી અનુભવાય છે તે બધું પુદ્ગલ પ્રભાવ છે. પુદ્ગલના રૂપીભાવને કારણે વિશેષભાવ ઊભો થાય છે.

પરમાણુ એ તત્ત્વ છે, પુદ્ગલ એ તત્ત્વ નથી. એ વિશેષ પરિણામ છે. આત્માના વિશેષ પરિણામને લઈને આ પરમાણુમાં વિશેષ પરિણામ ભાસે છે. જેમ આપણે અરીસા સામે જે જે કરીએ તેનું સામે એ પરિણામ કરે ને?

જડ અને ચેતન બેથી જ વિભાવ થાય છે. બીજાં તત્ત્વો ભેગાં થાય છે પણ તેમની વિભાવ થવામાં કોઈ મદદ નથી હોતી એ ઉદાસીનભાવે રહેલાં હોય છે.

બે દ્રવ્યોથી વિભાવ થયા પછી બીજાં ચાર દ્રવ્યો આ બન્નેને ઉદાસીનભાવે મદદ કરે છે, એટલે કે ચોરનેય કરે ને દાનવીરનેય કરે.

છએ તત્ત્વોમાં કોઈ કોઈનું વિરુદ્ધધર્મી નથી. હા, દરેકના પોતપોતાના ધર્મો છે, જુદા અને સ્વતંત્ર ધર્મો છે. કોઈ કોઈને ડખલ ના કરે, એ બધા.

બધું નિમિત્ત નૈમિત્તિક છે. નહીં તો ઉપકાર ચઢે એકબીજા ઉપર, તે ક્યારે વાળે પાછો ?

'દાદા'નું અક્રમ જ્ઞાન એ ચેતનજ્ઞાન છે. પેસતાં જ ભેદ પાડી આપે બેઉનો ! આ વ્યતિરેક ગુણનું જ્ઞાન નથી, મૂળ જ્ઞાન છે.

વ્યવસ્થિત શક્તિ છે, છ દ્રવ્યોની અંદર છે, એમની બહાર તો કશું છે જ નહીં.

અરીસાનો સંસર્ગદોષ લાગવાથી બીજા 'ચંદુભાઈ' પોતાના જેવા જ દેખાય છે ને ? કાળ પાકે એટલે એ બંધ થઈ જાય. સંયોગો વિયોગી સ્વભાવના જ છે.

આ સંસારમાં ભટકવામાં કોઈનો દોષ નથી. આ બધું વિશેષભાવ ઊભો થવાથી ઊભું થયું.

શું સામીપ્યભાવ પણ નિયતિને આધીન છે ? નિયતિને લીધે આ બધાં તત્ત્વો ભેગાં થાય છે. પછી વિશેષભાવ ઉત્પન્ન થાય. નિયતિ કુદરતી રીતે નિયતિ જ છે. એ વહેણ છે આ જગતમાં. આ મનુષ્યો બધા એના વહેણમાં ચાલી રહ્યા છે, નિયતિના પ્રવાહમાં !

સમસરણ માર્ગ જ નિયતિના આધારે વહેતો છે. એમાં ફેરફાર ના થાય. (નિયતિ વિશે વધુ સત્સંગ, આપ્તવાણી-૧૧ (પૂ.), પાના નં. ૨૭૦)

દરિયો ને સૂર્યનારાયણ, બે ભેગા થાય એટલે વરાળ ઉત્પન્ન થાય. એમાં કર્તા કોણ ? આમાં બન્નેના પોતપોતાના ગુણધર્મો સાબૂત રહીને નવો વ્યતિરેક ગુણ ઉત્પન્ન થાય છે. એવી રીતે આ જગત આત્મા અને જડ તત્ત્વના ભેગા થવાથી વ્યતિરેક ગુણો ઉત્પન્ન કરે છે, જે ક્રોધ-માન-માયા-લોભ કહેવાય છે.

આત્માની હાજરીથી આ બધું જગત ઊભું થઈ ગયું છે. હાજરી વગર કંઈ પણ થાય એવું નથી. આ આખું વિજ્ઞાન છે ! આમાં આત્માએ ક્યાં કંઈ જ કર્યું છે ?

આત્માની હાજરી શું ભાગ ભજવે છે ?

રોંગ બિલીફ → આત્માની હાજરીથી જ થાય.
રાઈટ બિલીફ → આત્માની હાજરીથી જ થાય.
પરમાત્મા પદ → આત્માની હાજરીથી જ થાય.

## [૮] ક્રોધ-માનનો 'હું', માયા-લોભનું 'મારું' !

જડ + ચેતન → વિશેષભાવ.

વિશેષભાવમાં શું થયું ?

૧) 'હું કંઈક છું'

૨) 'હું કરું છું' અને આ બધું 'હું જાણું છું' !

આનાથી ખડો થયો સમસ્ત સંસાર...

'હું'નું મૂળ અજ્ઞાનતા.

'હું' એટલે અહમ્ પછી આગળ વધીને અહંકાર થાય, એ બધું છે તે વ્યતિરેક ગુણ.

વ્યતિરેક ગુણ એ છે તે ક્રોધ-માન-માયા-લોભ ઊભાં થયાં. ક્રોધ અને માન એનાથી 'હું' થયું ને લોભ અને માયાથી (કપટ) 'મારું' થયું. ચારમાંથી બે 'હું' અને 'મારું' થયું.

દેહ છૂટે ત્યારે આ ભવનો અહંકાર ખલાસ થાય ને બીજી બાજુ આવતા ભવ માટેનો તૈયાર થાય. નવો કૉઝિઝ રૂપે ઉત્પન્ન થયો, તે અહંકાર બીજા અવતારમાં આગળ જાય. બીજમાંથી વૃક્ષ ને વૃક્ષમાંથી બીજ...

આમ તો અહંકારની બીગિનિંગ કહેવાય નહીં. પહેલેથી બધું છે જ. આ તો સાધારણ સમજાવવા માટે કહીએ કે કૉઝિઝમાં 'એણે' 'હું છું અને મારું છે' કર્યું, જેનાથી ઈફેક્ટ શરૂ થઈ જાય. અને 'એને' બીજું તત્ત્વ ભેગું થવાથી આ વિભ્રમતા ઊભી થઈ, 'હું અને મારું'ની અને એમાંથી શરૂ થઈ ગયા ક્રોધ-માન-માયા-લોભ.

મૂળ 'લાઈટ' (આત્માનું જ્ઞાન) છે, પણ લોકોએ અજ્ઞાન પ્રદાન કર્યું કે તમે ચંદુભાઈ. એટલે તમેય માની લીધું કે 'હું ચંદુભાઈ છું' એટલે અહંકાર ઊભો થઈ ગયો કહેવાય અને એ અહંકાર મૂળ 'લાઈટ'નો રિપ્રેઝન્ટેન્ટિવ થઈ ગયો. અને એ રિપ્રેઝન્ટેન્ટિવના 'લાઈટ'થી જોયું તે થઈ ગઈ બુદ્ધિ.

કષાયો એ પ્રોડક્શન છે અને મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર એ એની ઈફેક્ટ છે. પ્રોડક્શન એટલે કૉઝિઝ, એટલે કે વિભાવિક સ્વરૂપ થવું, ઉપાધિ સ્વરૂપ થવું તે.

પ્રથમ શું આમાં ? ઈફેક્ટ (મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર) કે કૉઝિઝ (ક્રોધ-માન-માયા-લોભ) ?

આમાં મૂળ પહેલું પ્રોડક્શન ક્રોધ-માન-માયા-લોભ ઊભાં થયાં, એનાથી કર્મ ચાર્જ થવાં માંડ્યા એ જ ભાવકર્મ.

ક્રોધ ઊભો થયેલો તે વપરાયો એટલે કર્મ ચાર્જ થાય અને વપરાયા વગર પડી રહે તો કશો વાંધો નથી. કર્મ બંધાય, તે પછી ડિસ્ચાર્જ થતી વખતે એની ઈફેક્ટ આવે. એ જ અહંકાર, તે મહીં આ અંતઃકરણ, મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધુંય મહીં જ આવે.

અજ્ઞાનીને ઈફેક્ટિવ અંતઃકરણમાંથી નવું ચાર્જ થાય અને સ્વરૂપ

જ્ઞાનીને (મહાત્માને) ચાર્જ બંધ થઈ જાય. આમાં આખું અંતઃકરણ ઈફેક્ટિવ છે. પહેલું અંતઃકરણમાં થાય પછી બાહ્યકરણમાં આવે.

પહેલાં મહીં ક્રોધ થાય સૂક્ષ્મમાં ને બહાર નીકળી જાય તે સ્થૂળ ક્રોધ છે. બન્નેવ ઈફેક્ટ જ છે.

આમાં પહેલું કોણ ?

મા-બાપ છે ક્રોધ-માન-માયા-લોભ અને પછી થાય તેમની વંશાવળી મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર.

અવ્યવહાર રાશિના જીવોને તો ગાઢ વિભાવ દશા હોય. અવ્યવહાર રાશિનાં કર્મો વ્યવહાર રાશિમાં ભોગવે. અને આ બધાની પૂર્વે અહમ્ તો ઊભો થઈ ગયેલો જ હોય છે. વિશેષભાવ ઉત્પન્ન થાય ત્યારથી જ !!!

આત્માનો જન્મ થતો નથી. અહંકારનું જન્મ-મરણ થાય છે. આત્મા પર આવરણ ચઢ-ઉતર થાય છે.

'તમે' જ્યાં સુધી 'હું'માં વર્તશો, ત્યાં સુધી સ્વરૂપનું ભાન નહીં થાય અને ત્યાં સુધી 'હું' જુદું જ રહેશે. 'હું' એ વ્યતિરેક ગુણ છે.

આત્માનો વિભાવ એ અહંકાર છે.

દરેકમાં ચેતન સરખું જ છે, પણ જડ સરખું ના હોય કદી.

વિશેષ પરિણામનું મૂળ કારણ બે દ્રવ્યો ભેગાં આવવાં.

જોડે આવવાથી પોતાનું મનાય છે, તે રોંગ બિલીફથી ક્રોધ-માન-માયા-લોભ ઊભાં થાય છે. પછી આગળ અંતઃકરણ બધું ઊભું થાય છે. મન તો અહંકારે ઊભું કર્યું છે. એ એના વારસદારો છે ! ગયા ભવે અહંકારે ક્રિયેટ કર્યું મન, તેમાંથી આજે વિચારો આવે છે.

જડ-ચેતન ભેગાં હતાં, જે કૉઝિઝ કરતાં હતાં, તેને જ્ઞાની છેટાં કરી નાખે. એટલે ક્રોધ-માન-માયા-લોભ તેમને ઉત્પન્ન થતાં જ નથી. તેથી કૉઝ બંધ થાય. તેથી જ સ્તો એ જ્ઞાની કહેવાય. જેને ભેગા રહે તે અજ્ઞાની. જ્ઞાનીને મન જ્ઞેય હોય. એટલે નવાં પરિણામ ખડાં ના થાય. પાછલાં પરિણામોને 'જોયા' જ કરે. પહેલાં જે મનમાં વિચરતો હતો, તેથી વિચાર ઉત્પન્ન થતા હતા. 'જુએ' તો ના થાય.

અહંકારને દુઃખ થાય છે, તેથી તેને મુક્ત થવું છે આમાંથી. હુંપણું ને મારાપણું ઉત્પન્ન થયું તેને નભાવે છે કોણ ? આત્માની હાજરી.

સ્વરૂપ જ્ઞાન પામ્યા પછી ક્રોધ-માન-માયા-લોભ એ પુદ્‌ગલના ગુણો ગણાય. અજ્ઞાન દશામાં એ આત્માના ગુણો મનાય છે, પણ ખરેખર નથી. અહંકાર એને ખાલી માથે લે છે. જ્ઞાન પછી આજ્ઞામાં રહે એટલે કષાય, કશું અડે નહીં.

અનંત સુખધામ એવા આત્માને ચિંતા હોય ? આ તો ભ્રાંત માન્યતા છે કે આત્મા ચિંતા કરે છે. એવું કોણ માને છે ? અહંકાર. જે વેગળો રહે છે, બીજાને ગુનેગાર ઠરાવીને.

## [૯] સ્વભાવ-વિભાવના સ્વરૂપો !

દરેક દ્રવ્ય સત્ છે, અવિનાશી છે, પરિવર્તનશીલ છે અને પોતાના સ્વભાવમાં જ સદા સ્થિર રહે છે.

જગતના તમામ સંજોગો સ્વભાવથી જ ચાલે છે.

વિભાવ ઉત્પન્ન થયા પછી સ્વભાવ સ્વભાવમાં જ રહે છે અને વિભાવના પોતાના નવા જ ગુણો ઉત્પન્ન થાય છે.

સ્વભાવથી દુનિયા ચાલે અને વિભાવથી અથડામણો ઊભી થઈ. સ્વભાવ મોક્ષે લઈ જાય, વિભાવ સંસારમાં રખડાવે.

મહેનત કરવી એ વિભાવ અને અકર્તાપણું એ સ્વભાવ. સ્વભાવમાં જવા મહેનત નથી, પણ વિભાવમાં જવામાં છે.

રીયલ ધર્મ સ્વભાવિક ધર્મ છે. વ્યવહાર ધર્મ વિભાવિક ધર્મ છે. જેમાં તપ, ત્યાગ, ગ્રહણ કરવાનું હોય.

વસ્તુ સ્વભાવમાં આવે એનું નામ મોક્ષ.

આત્માની મૂળ સત્તા સ્વભાવ જ છે, વિશેષ પરિણામ નથી. વિશેષ પરિણામ એ વિભાવિક સત્તા છે, સંયોગી સત્તા છે, મૂળ નથી.

આત્મા પોતાના સ્વ-સ્વભાવ કર્મનો કર્તા છે, બીજા કોઈનો નહીં. જેમ પ્રકાશ બધાને સ્વભાવિક અજવાળે છે તેમ આત્માનું છે. ભ્રાંતિથી સંસારનો કર્તા કહ્યો.

પરસ્વભાવ ભાવ એ પરપરિણતિ. કરે કો'ક ને માને 'હું કરું છું' એ પરપરિણતિ !

પરમ પૂજ્ય દાદાશ્રી વિજ્ઞાન જેમ છે તેમ જોઈને બોલે છે. આત્મા કોઈ ચીજનો કર્તા જ નથી અને કર્તા વગર કશું થતું નથી.

પોતે ચીતરે સંસાર ને વિચિત્રતા લાવે 'કુદરત'.

આત્મા દરેક જીવમાં છે, પણ બહારનો ભાગ ડેવલપ થતો થતો આત્મસ્વભાવ ભણી જાય છે. વિભાવ, સ્વભાવ તરફ જાય છે.

અરીસા સામે ઊભો રહેનાર અને અરીસાનું પ્રતિબિંબ બે એક જ સરખા લાગે, મૂળ આત્મા અને એના જેવો 'હું' (વ્યવહાર આત્મા) બન્ને સરખા થાય ત્યારે છૂટાય. બે જુદા છે તેનાથી સંસાર થયો.

અહંકારને શુદ્ધ કરી આત્મસ્થિતિમાં આવવું પડશે.

બધાં જ જ્ઞાન આત્મામાંથી જ નીકળે.

પુદ્ગલ પોતાના સ્વદ્રવ્યને આધીન છે. દરેક તત્ત્વો પોતપોતાનાં દ્રવ્યને આધીન છે. કોઈ દ્રવ્ય બીજા દ્રવ્યમાં જતું જ નથી ને પોતાનો સ્વભાવ છોડતું નથી.

વિભાવ એટલે પૌદ્ગલિક જ્ઞાન ને બીજું આત્માનું સ્વભાવિક જ્ઞાન.

સ્વભાવમાં રહેવું, જ્ઞાતા-દ્રષ્ટા રહેવું તે ચારિત્ર. કોઈ ગાળ આપે ત્યારે પોતાની મહીં શું શું ચાલી રહ્યું છે તેનો આત્મા જ્ઞાતા-દ્રષ્ટા રહે.

વિભાવમાંથી ભાવના ને ભાવનામાંથી વાસના. ભૌતિક સુખની ભાવના એ જ વાસના.

પુદ્ગલ વિકારી થાય ?

ના, જાતે એ વિકારી ના થાય. પુદ્ગલ સક્રિય સ્વભાવનું છે એટલે અક્રિય નથી. સક્રિય એટલે ક્રિયાવાન છે એ, પણ વિકારી થવાનું કારણ વ્યતિરેક ગુણોને પોતાના માનવામાં આવે છે તેથી. વ્યતિરેક ગુણો પાછા પાવર ચેતનવાળા છે.

આત્માના વિભાવથી રાગ-દ્વેષ ને સ્વભાવથી વીતરાગતા !

ચેતન અને જડ, બન્નેની ધારાઓ જુદી જુદી ને પાછી વહે પણ નિજ નિજ ધારામાં. એક ધારામાં વહે તો વિભાવમાં પરિણમે.

આત્માનું અંતિમ પદ તે વિભાવમાંથી સ્વભાવમાં આવવું.

વસ્તુ પોતાના સ્વભાવને ભજે તે ધર્મ. આત્મા પોતાના સ્વભાવને ભજે તે આત્મધર્મ, તે જ મોક્ષ.

બાકી, આત્મસ્વભાવમાં નથી ધર્મધ્યાન કે અન્ય કોઈ ધ્યાન ! ચારેય ધ્યાન, શુક્લધ્યાનેય વિભાવ દશા છે.

શુક્લધ્યાન પૂર્ણાહુતિની તૈયારી કરી આપે. એ પ્રત્યક્ષ મોક્ષનું કારણ છે. પણ અંતે તો એય છૂટે છે.

'ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે, કાં અહો રાચી રહ્યો' - શ્રીમદ્

સ્વભાવનું મરણ ને વિભાવનો જન્મ. અવસ્થામાં 'હું'પણું એ વિભાવનો જન્મ. અવસ્થાના જ્ઞાતા-દ્રષ્ટા એટલે સ્વભાવનો જન્મ.

સ્વભાવમાં પરિણમવા દાદાશ્રીની પાંચ આજ્ઞા એ જ માર્ગ છે.

## [૧૦] વિભાવમાં ચેતન કોણ ? પુદ્ગલ કોણ ?

આત્મા અવિનાશી, 'તમે' અવિનાશી, પણ તમને રોંગ બિલીફ બેસે છે કે 'હું ચંદુલાલ છું' તેથી 'તમે' વિનાશી છો.

વિભાવમાં પહેલો અહમ્ ઊભો થાય છે. પૂરણ એ અહમ્ તરીકે કહેવાય છે. ગલન અને પૂરણ બેઉ તે 'હું' અને ભોગવે તેય 'હું' એવું કહે.

પૂરણ કરે તે 'હું જ છું' માને ત્યારે પ્રયોગસા અને ભોગવું છું માને ત્યારે મિશ્રસા. અક્રમ જ્ઞાન પામેલાને વિશેષભાવ હોય જ નહીં. તે ફ્રેક્ચર થઈ જાય છે. બાકી રહે તે સોળાં, એટલે કે ચારિત્ર મોહ.

વિશેષભાવ ઉત્પન્ન થયા પછી એના પરિણામોની પરંપરા ચાલુ જ રહે છે. સ્વરૂપ જાગૃતિ પછી જ વિશેષભાવનું સાતત્ય ઊડી જાય.

વિશેષભાવમાંથી ભાવક ઊભા થયા છે. ક્રોધકમાંથી ક્રોધ, લોભકમાંથી લોભ ઊભો થાય એને જ પ્રતિષ્ઠિત આત્મા માને છે કે મેં કર્યું. જેમ ભાવક ભાવ કરાવે તેમ તે મજબૂત થતો જાય.

ચેતન સ્વભાવમાં રહીને વિભાવ થાય છે. વિશેષભાવ બહારથી ઊભો થયો છે, આત્મામાંથી નહીં. આત્મા સ્વભાવમાંથી બહાર જતો જ નથી.

ચેતન અને સંયોગો અનંત છે.

સંયોગોથી અહંકાર ઊભો થયો ને એના આધારે ટક્યો. અહંકાર ગયો, તેના સર્વ સંયોગો ગયા !

તમામ વિભાવિક પુદ્‌ગલ શુદ્ધ થઈને છૂટાં થાય ત્યારે આત્મા સંપૂર્ણ મુક્ત થાય. જ્ઞાન પછી ફાઈલોનો સમભાવે નિકાલ કરતાં કરતાં છેવટે મુક્ત થઈ જાય.

શુદ્ધાત્મા એ જ 'પોતે', એ જ 'પોતાનું' સ્વરૂપ. તમે 'પોતે' ત્યાં (શુદ્ધાત્મા)થી જે અલગ થયા છો ને મૂળ શુદ્ધ સ્વરૂપને જોઈ જોઈને 'પોતે' તે રૂપ થાય છે. આત્માના ગુણોની ભજના કરતાં તે રૂપ થઈ જવાય.

'હું ચંદુભાઈ છું' એ જ વિભાવ અને એ જ ભાવકર્મ છે. 'હું શુદ્ધાત્મા છું' તો સ્વભાવ છે.

ક્રોધ થાય ને તેના ફૂટેલા પરમાણુઓમાં આત્મા તન્મયાકાર થઈ જ જાય એટલે એ ક્રોધ કહેવાય. તન્મયાકાર થયો એટલે વિશેષ પરિણામ ઉત્પન્ન થાય. પછી એને પરપરિણામ કહેવાય. સુખ-દુઃખ ભોગવવું, સંસાર બધો પરપરિણામ છે.

વિશેષ પરિણામ શુદ્ધને ન જાણી શકે, જ્ઞાનીને ઓળખી શકે.

શું પ્રજ્ઞા શુદ્ધાત્માનું વિશેષ પરિણામ હોઈ શકે ? ના. પ્રજ્ઞા તો શુદ્ધાત્મા જાગૃત થયા પછી તેની ડાયરેક્ટ શક્તિ ઉત્પન્ન થયેલી છે તે છે. અજ્ઞા એ વિશેષ પરિણામ છે અને પ્રજ્ઞા એ આત્માનું પરિણામ છે.

માત્ર દૃષ્ટિફેર કરવાથી જ કરોડો વર્ષોનો વિભાવ દૂર થાય છે. 'મેં કર્યું' એવી દૃષ્ટિ કરી કે વળગ્યા બધા કષાયો.

વિશેષ પરિણામ ઊભું થાય તો તેને સમજવું કે 'આ મારું ન્હોય', એટલે પછી નિકાલ થઈ જાય.

### [૧૧] વિશેષ પરિણામનો અંત આવે ત્યારે...

દૂધનું બગડવું એ સ્વભાવ છે એનો ને દહીં થઈ જવું એ છે વિભાવ.

વસ્તુ અવિનાશી છે, તેનાં પરિણામ પણ અવિનાશી છે, માત્ર તેનાં વિશેષ પરિણામ વિનાશી છે. આટલું જ સમજો યથાર્થતાએ.

દાદાશ્રી કહે છે, 'અમારે' તો 'આત્મા' આત્મપરિણામમાં રહે. 'મન' મનનાં પરિણામમાં રહે. મનની મહીં તન્મયાકાર થાય એટલે વિશેષ પરિણામ થાય. 'આત્મા' સ્વપરિણામમાં આવે એ જ પરમાત્મા છે ! બન્ને પોતપોતાના પરિણામમાં આવે અને બન્ને પોતાપોતાના પરિણામને ભજે એનું નામ મોક્ષ !

વિશેષ પરિણામને જાણ્યું એ જ સ્વપરિણામ. ત્યાં વિશેષ પરિણામનો અંત આવે છે.

વિશેષભાવમાં પરિણમે તો તે જીવ ને તેને 'જુએ-જાણે' તો પરમાનંદ.

વિશેષ પરિણામમાં ઊભું થયું 'મિકેનિકલ ચેતન'. પૂરણ-ગલનવાળું પુદ્‌ગલ, એને પોતાનું માન્યું તો બંધાયો !

વિશેષ પરિણામને લીધે સંયોગો જે ઊભા થાય છે તે પ્રતિક્રમણ કરવાથી ભૂંસાઈ જાય. નહીં તો દરઅસલ સાયન્ટિસ્ટને પ્રતિક્રમણ કરવાનાં શા ? મહાત્માઓ ભૂલથાપ ખાય છે, તેથી પ્રતિક્રમણ કરવાનાં.

વિશેષ પરિણામમાં સારું-ખોટું હોય નહીં. આ તો પક્ષકાર થવાથી તેમ થાય છે. આત્મભાવ સિવાય બધું જ વિશેષ પરિણામ છે.

'જોવું-જાણવું' સ્વપરિણામ, પણ બુદ્ધિથી જોવું-જાણવું એ પાછું વિશેષ પરિણામ છે.

અહમ્ ખોટો છે એ પહેલું સમજાય, પ્રતીતિ થાય ત્યાર પછી એ તૂટવા માંડે, તેમ તેમ વિશેષભાવ ઓગળતો જાય. અહમ્‌ભાવ ખલાસ થતાં જ વિશેષભાવ પણ ખલાસ !

વિભાવ ક્રમે ક્રમે ઘટે ને સ્વભાવ ક્રમે ક્રમે વધે.

પ્રજ્ઞા એ વિભાવ નથી. વિશેષભાવ કેટલો ઘટ્યો, સ્વભાવ કેટલો વધ્યો એને જે જાણે તે પ્રજ્ઞા. પ્રજ્ઞા પણ ગુરુ-લઘુ થાય. કેવળજ્ઞાન થતાં સુધી જ પ્રજ્ઞા રહે અને ત્યાં સુધી જ વિભાવ રહે.

દાદાશ્રી પોતાની જ્ઞાનવાણી માટે શું કહે છે ? અત્યંત ફોડકારી

હોવા છતાંય એ વ્યતિરેક ગુણમાંથી ઊભી થઈ છે. એ રિલેટીવ નથી પણ રીયલ રિલેટીવ છે.

રીયલ રિલેટીવ, રિલેટીવ ને ત્રીજું રિલેટીવ રિલેટીવ.

જ્ઞાનીને બધે જ 'હું જ છું' એવું રહે, પછી ક્યાંય ભેદ રહે ?

દાદાશ્રી એવરફ્રેશ રહેવાનું કારણ શું ?

પરભાવનો ક્ષય ને સ્વભાવની નિરંતર જાગૃતિ રહે. પરભાવ પ્રત્યે જેને કિંચિત્ માત્ર રુચિ નથી, એક પરમાણુનીય રુચિ નથી, ત્યાં પરમાત્મા જ પ્રગટ થયા ના હોય તો શું બીજું હોય ?

મહાત્માઓએ પર ભાવના ક્ષય ભણી જ દૃષ્ટિ રાખવી જોઈએ.

પરભાવ સંપૂર્ણ ગયો પછી સ્વક્ષેત્રમાં હિસાબ મુજબ રહી સિદ્ધક્ષેત્રમાં જાય. સ્વક્ષેત્ર એ સિદ્ધક્ષેત્રનો દરવાજો છે.

સિદ્ધક્ષેત્રમાં જતાં પહેલાં બધા પરમાણુઓ ઊડી જાય. પછી ધર્માસ્તિકાય તેને ત્યાં મૂકી આવે. ત્યાં કોઈ સંયોગ નથી, તેથી વિભાવ ઉત્પન્ન થતો જ નથી.

## [૧૨] 'હું' સામે જાગૃતિ !

મૂળથી અજ્ઞાન તો હતું જ, જે સૂક્ષ્મરૂપે હોય અને બહારના સંજોગ મળતાં જ સ્થૂળમાં દેખાય.

'હું આત્મા છું' એમાં 'હું' કોણ ને આત્મા કોણ ?

'હું' એ અહંકાર છે ને આત્મા એ મૂળ દ્રવ્ય છે.

આઈ + માય = અહંકાર, આઈ - માય = આત્મા. 'માય'નું એક પરમાણુય ના રહે તો તે 'આઈ' એ આત્મા કહેવાય.

અહંકાર ક્યારેય સ્વભાવિક હોતો નથી, વિભાવિક જ હોય. 'હું શુદ્ધાત્મા છું' એ શું અહંકાર કહેવાય ? ના. એ શું છે ? જે છે તેને 'હું છું' માને તે અહંકાર નથી. નથી તેને 'હું છું' માને તેને અહંકાર કહ્યો. દરેકને 'હું છું' એક અસ્તિત્વનું ભાન છે જ. પણ 'શું છું' એ ભાન થાય તેને વસ્તુત્વ કહ્યું. એ જ 'હું શુદ્ધાત્મા છું'. શુદ્ધાત્મા જાણ્યા પછી ધીરે ધીરે પૂર્ણત્વ થાય એટલે 'હું' સંપૂર્ણ ઊડી જાય.

'હું' શુદ્ધાત્મા તો છું જ. પછી 'એને' ભ્રાંતિ ઉત્પન્ન થઈ કે 'હું કરું છું' એ થયો અહંકાર. પછી 'હું'નો અહંકાર થયો કે 'હું ચંદુભાઈ છું.' તે અહંકારને અજ્ઞાન પ્રદાનથી આંધળો બનાવ્યો. એટલું જ નહીં, પાછાં પાછલાં કર્મોનાં ચશ્માં ચઢ્યા એટલે મારી વાઈફ, મારાં છોકરાં દેખાય છે.

અહંકાર કોને આવ્યો ? અજ્ઞાનને. અજ્ઞાન કેવી રીતે ઊભું થયું ? સંયોગોના દબાણથી. દારૂ પીધેલો જેમ મહારાજા માને પોતાને !

ગમે તેટલું આત્મા ઉપર આવરણ આવે પણ 'પોતે' તો પ્રકાશક જ રહે છે તો પછી વાંધો શો ? પણ એમાં અહંકારને શો ફાયદો ? અહંકારને ગળ્યું લાગે તો જ 'સાકર છે' એમ કહે, તો જ નિવેડો આવે. અહંકારનો નિવેડો લાવવાનો છે, આત્માનો તો નિવેડો છે જ.

નામરૂપ, વ્યવહારરૂપ આપણે નથી તો વસ્તુતાએ કરીને આપણે ખરેખર શું છીએ ? આપણે જ્ઞાન અને અજ્ઞાન સ્વરૂપે જ છીએ. જ્ઞાન અથવા અજ્ઞાન પ્રમાણે જ સંજોગ બાઝે. ઊંચું જ્ઞાન તે ઊંચાં કર્મ બાંધી લાવે. નીચું જ્ઞાન તો નીચાં કર્મ. અહંકારેય પોતે નથી, જ્ઞાન-અજ્ઞાન એ 'પોતે' છે ! 'પોતે' એટલે જ જ્ઞાન કે અજ્ઞાન. એ જ એનું ઉપાદાન. પણ આ અત્યંત ઝીણી વાત સમજાય નહીં એટલે જ્ઞાન-અજ્ઞાનના પ્રતિનિધિ એટલે અહંકારને આપણે સ્વીકારીએ છીએ. એટલે એમ જાડી ભાષામાં કહીએ કે અહંકાર કર્મ બાંધે છે, પણ ખરેખર આ જ્ઞાન-અજ્ઞાનને લઈને કર્મ બંધાય છે. એને ઉપાદાન પણ કહેવાય અને જ્યાં જ્ઞાન-અજ્ઞાન ભેગું હોય ત્યાં અહંકાર હોય જ. અજ્ઞાન જાય એટલે અહંકાર ગયો. અહંકાર હોય ત્યાં સુધી જ્ઞાન-અજ્ઞાન જોડે રહે. એને ક્ષયોપક્ષમ કહ્યું.

જ્ઞાન મળ્યા પછી પુરુષ એ જ જ્ઞાન ભાગ અને અજ્ઞાન ભાગ એ પ્રકૃતિ. જ્ઞાન એ જ આત્મા અને એ જ્યારે વિજ્ઞાન સ્વરૂપનું હોય એ જ પરમાત્મા. જ્ઞાન-અજ્ઞાનનું મૂળ છે વિજ્ઞાન ! આત્મા વિજ્ઞાનમય જ છે. એમાંથી જ્ઞાન-અજ્ઞાનનું અંધારું-અજવાળું બે શરૂ થાય છે.

અહંકાર અને અહમ્માં બહુ ફેર. 'હું' અને અહમ્ એક જ. વિશેષભાવમાં પહેલું અહમ્ ઊભું થાય છે. 'હું'પણું એ જ અહમ્ અને 'હું'પણાનો પ્રસ્તાવ કરવો, વ્યક્ત કરવું, કે 'હું ચંદુ છું' એ અહંકાર. પ્રથમ માન્યતામાં 'હું' કંઈક છું, મૂળ આત્માને બદલે અન્ય કંઈક છું,

એ 'અહમ્'ની, 'હું'ની શરૂઆત કહેવાય. 'અહમ્'નું સ્ટેજ છે ત્યાં સુધી માત્ર અસ્તિત્વનું અન્યમાં ભાન છે, પણ કર્તૃત્વનું હજી અહીં ભાન નથી થતું. માત્ર માન્યતા સુધી જ, બિલીફ સુધી જ એટલે કે જે જ્ઞાન-દર્શન છે, તે દર્શન ભાગ જ બદલાયો છે, પછી 'હું' પદથી આગળ વધે છે અને માને છે 'હું ચંદુ છું' એ થાય છે તે 'અહમ્'માંથી અહંકાર. એટલે કે અહીં અહમ્નો પ્રસ્તાવ થાય છે, માત્ર એટલેથી જ અટકતું નથી. પછી આગળ વધે છે. વસ્તુમાં કશુંય ના હોય છતાં માને કે આ વસ્તુ મારી છે તે માન. હું પ્રેસિડન્ટ છું, ડૉક્ટર છું, એ માને એ માન થયું. એટલે કે માલિકીપણું આવે એ માન, માત્ર માલિકીપણા વિના પ્રસ્તાવ કરે, બૂમાબૂમ કરે, વધારે પડતું 'હુંપણું' બોલવું તો તે અહંકાર કહેવાય. માલિકીપણું આવે ત્યારે જ માન આવે. પછી એથી આગળ વધીને માલિકીપણામાં મમતા ભળે અને દેખાડે બીજાને કે, આ બંગલો મારો, ગાડી મારી, બૈરી-છોકરાં મારાં એ અભિમાન. જ્યાંથી પ્રસ્તાવ કરીને આગળ માનમાં જાય છે એ (વિભાવિક) જ્ઞાનમાં આવ્યું કહેવાય. અહંકારનું સ્ટેજ છે ત્યાં સુધી બિલીફમાં, (વિભાવિક) દર્શનમાં જ છે. 'હું'પદ આવ્યું એ માન, એ જ્ઞાનમાં આવ્યું.

'હું ઉપરથી નીચે આવ્યો' એમાં 'હું' આવતો જ નથી, શરીર નીચે આવે છે. છતાં 'હું નીચે આવ્યો' એ માન્યતાને અહંકાર કહ્યો. અને એથી આગળ વધીને એ બોલે કે 'હું આવ્યો' એ માન કહેવાય, બિલીફમાંથી જ્ઞાનમાં આવ્યો કહેવાય.

પોતાપણામાં ને અહમ્પણામાં શું ફેર ?

'અહમ્' માત્ર માન્યતામાં જ છે. એટલે કે (મિથ્યા) દર્શનમાં જ છે. જ્યારે પોતાપણું વર્તનમાં આવી ગયું. એટલે કે (મિથ્યા) જ્ઞાનમાંથી પણ આગળ (મિથ્યા) ચારિત્રમાં આવી ગયું કહેવાય. 'હું'પણું માન્યતામાંથી સ્વરૂપજ્ઞાન મળ્યા પછી જતું રહે. પણ પછી વર્તનમાં પોતાપણું રહે. તેથી સ્તો આપણા 'મહાત્માઓ'ને પોતાપણું જબરજસ્ત હોય. ભોળો હોય એને ઓછું હોય.

'હું' એવરીવ્હેર એડજસ્ટેબલ છે. 'હું' 'હું'માંથી ચંદુ થાય, આગળ કોઈનો જમાઈ થાય, ભાણેજ થાય, ડૉક્ટર થાય અને જ્ઞાન મળતાં બે કલાકમાં જ 'હું' શુદ્ધાત્મા થઈ જાય છે !!! 'હું'માં એકેય સ્પેરપાર્ટ નથી.

એ અનંત અવતારથી ક્યારેય બદલાયો નથી. જ્યારે પોતાપણું, પોતાપણા સિવાય બીજે ક્યાંય એડજસ્ટ ના થાય. આમ 'હું' અને પોતાપણું તદ્દન જુદી જ વસ્તુ છે.

હું એ પોતાપણું નથી, પણ બધું માની લેનાર પોતે, એ જ પોતાપણું.

'હું' વસ્તુ નહીં સમજવાથી, 'હું' બીજી વસ્તુનો આરોપ કર્યો એ વિકલ્પ ઊભો થયો. તે વિકલ્પોનો આખો ગોળો, એને પોતાપણું કહ્યું. એમાં જેટલા વિકલ્પો ઓછા કરે તેટલા ઓછા થાય ને વધારે તેટલા વધે.

'હું'માંથી વિકલ્પ થાય છે, પણ 'હું' તો ચોખ્ખું ને ચોખ્ખું રહે. પોતાપણું ઊભું થાય છે પણ એમાં 'હું'ને કંઈ લેવાદેવા નથી, પોતાપણાને લેવાદેવા છે.

ખરેખર 'હું' પોતાપણું નથી કરતું, પણ 'હું'નો આરોપ બીજી જગ્યાએ થાય છે તે આરોપ કરનારને પોતાપણું ઊભું થાય છે. અને એ આરોપ કરનાર છે અજ્ઞાન. અજ્ઞાનથી 'હું ચંદુ છું'નું આરોપણ થાય છે, તે જ અહંકાર ને 'હું શુદ્ધાત્મા' થયો એટલે અહંકાર ગયો અને જાગૃતિ ઉત્પન્ન થાય પછી.

જ્ઞાન પછી તન્મયાકાર કોણ થાય છે ? અહંકાર (સૂક્ષ્મતર) અને ના થવા દે તે જાગૃતિ, જે છૂટું જ રાખે છે. મૂળ આત્મા તન્મયાકાર થતો જ નથી.

તો 'તમે' તન્મયાકાર થાવ છો તેમાં 'તમે' કોણ ? 'હું' તો પહેલેથી રહેલું જ છે. તે 'હું' પહેલાં પ્રતિષ્ઠિત આત્મારૂપે વર્તતો હતો, તે 'હું' જ્ઞાન પછી જાગૃતિ તરીકે વર્તે છે, એ જ જાગૃત આત્મા. તે તન્મયાકાર ના થાય પછી.

જ્ઞાન પછી પ્રતિષ્ઠિત આત્મા જ્ઞેય સ્વરૂપે, નિશ્ચેતન ચેતન સ્વરૂપે, ડિસ્ચાર્જ સ્વરૂપે રહે છે ને જાગૃતિ તેને જાણનાર. જ્ઞાન પહેલાં પ્રતિષ્ઠિત આત્મા જ જ્ઞાતા મનાતો હતો. સંપૂર્ણ જાગૃતિ વર્તે ત્યાં 'હું' મૂળ આત્મામાં એકાકાર થઈ જાય છે, પરમાત્મા થાય. નહીં તો ત્યાં સુધી જુદું વર્તે. અંતરાત્મા તરીકે રહે, જુદું રહીને.

આખા શરીરમાં 'હું'નું સ્થાન ક્યાં ? સોય અડાડીએ તે પેલો 'હું'

અ... બોલે ને ? જ્યાં જ્યાં વાગે ત્યાં 'હું' છે. મોટી બસના ડ્રાયવરનું હું ક્યાં ? આખી બસમાં ! 'હું'પણું એટલું બધું વિસ્તારે છે.

પ્રકૃતિમાં આત્માની જાણવાપણાની શક્તિ ઊતરી છે. એને પાવર ચેતન કહે છે. એ પાવર પુરાય કઈ રીતે ? વિશેષભાવમાં 'હું' ઊભો થાય છે. 'હું કરું છું' માન્યું કે પાવર પુરાયો. 'હું જાણું છું' માન્યું કે પાવર પુરાયો. એ ચાલ્યા જ કરે... માત્ર માન્યતાથી જ કર્તાપણું ઊભું થયું છે.

'હું શુદ્ધાત્મા છું' એ જાણનાર કોણ ?

એ 'હું' જ જાણે છે. 'હું ચંદુ છું' એ 'હું'નું જ્ઞાન બદલાયું ને 'હું શુદ્ધાત્મા છું' થયું એટલે એ 'હું', અહંકાર જેને કહ્યો તે જાણે છે. અને અહંકાર બુદ્ધિ સહિત જ હોય, એ જાણવામાં બુદ્ધિ એકલી નહીં.

જ્ઞાન પછી રહે છે તે ડિસ્ચાર્જ અહંકાર, ચાર્જવાળો બંધ થઈ જાય છે. જ્ઞાન મળે છે ત્યારે અહંકાર બુદ્ધિ સહિત પોતે જ સમજી જાય કે મારું અસ્તિત્વ જ ખોટું છે અને શુદ્ધાત્મા જ મૂળ સ્વભાવ છે. એટલે એને બધું સોંપી દે. જ્ઞાનમાં અહંકાર સ્તબ્ધ થઈ જાય છે કે આમાં હું ક્યાં ? મારું માલિકીપણું કે મારો સ્કોપ ક્યાં ? ત્યારે જ આત્માની ને પોતાની ભેદરેખા એ સમજી જાય છે અને મૂળ પુરુષ (આત્મા)ને ગાદી સોંપી દે છે.

એ રીતે સમજીને અહંકાર આત્માને જાણે છે કહી શકાય ! બહાર આ વાત ઊંધી પકડાય કે અહંકાર કેવી રીતે આત્માને જાણે ? પણ તે જ્ઞાન વખતે જ આ પ્રક્રિયા બને છે. એટલે પહેલું જ્ઞાન થતું નથી પણ પહેલો અહંકાર જાય છે અને તેય જ્ઞાનવિધિ વખતે વિરાટ સ્વરૂપના પ્રતાપથી !!!

જ્ઞાન મળ્યા પછી 'પોતે' સમ્યક્ દૃષ્ટિવાળો થાય છે, જે પહેલાં મિથ્યા દૃષ્ટિવાળો હતો. બન્ને 'હું'ની એટલે અહંકારની જ દૃષ્ટિ છે. પહેલાં દૃષ્ટિ દ્રશ્યને જોતી હતી, જ્ઞાન પછી દ્રષ્ટાને જુએ છે. મૂળ આત્માને દૃષ્ટિ ના હોય. આત્માને તો સહજ સ્વભાવે જ્ઞેયો ઝળકે, એના જ્ઞાનમાં જ ! આત્મજ્ઞાન જાણનાર અહંકાર છે, જેની દૃષ્ટિ આત્મામાં પડે છે ને ત્યાં જ તે શુદ્ધ થાય છે ને શુદ્ધાત્મા જોડે ઓગળી જાય છે, જેમ સાકરની પૂતળી પાણીમાં પડતાં જ ઓગળી જાય છે, તેમ !

'હું શુદ્ધાત્મા છું', શું એ અહંકાર બોલે છે ? ના, અહંકાર નથી બોલતો પણ 'હું', 'હું' બોલે છે. અહંકાર જુદો રહે છે, એને નથી રહેતી કોઈ લેવાદેવા એમાં. અહીં અહમ્ જે અહંકારની પહેલાંનું સ્ટેજ છે તેની વિશે વાત થાય છે. હવે 'હું શુદ્ધાત્મા છું' એ શબ્દ રૂપે જ નથી, પણ તે તરફ વળેલી ક્રિયા છે. શ્રદ્ધા, બિલીફ ફરી તેમ આવરણ તૂટતું જાય. પછી જે અહંકાર રહે છે તે ડિસ્ચાર્જ અહંકાર છે. ભૂલો પડેલો અહંકાર ચાર્જ, સજીવ અહંકાર છે. ઊંધેથી પાછા વળવા ય જે અહંકાર જોઈએ તે નિર્જીવ અહંકાર. તે વગર પાછા શી રીતે વળાય ?

જ્ઞાન મળ્યા પછી અહંકાર શુદ્ધ થાય છે (રોંગ બિલીફ ફ્રેક્ચર થવાથી), પણ ક્રોધ-માન-માયા-લોભના પરમાણુઓ ખાલી કરવાનાં બાકી રહે છે. તે સંપૂર્ણ ખાલી થઈ જાય તો તે સંપૂર્ણ શુદ્ધ અહંકાર થઈ જાય. પછી તે આત્માના સ્વભાવે એક સ્વભાવ થઈ ગયો ('હું' શુદ્ધ થઈ શુદ્ધાત્મામાં બેસી જાય) ! ત્યાં સુધી જુદું રહે.

'હું'માં સહેજ પણ બીજા પરમાણુ હોય તો તે બહાર બેસે. બધા પરમાણુઓ ગલન થઈ જાય, પછી 'હું' શુદ્ધાત્મામાં પેસી જાય એ જ મોક્ષ, એ જ ચરમ શરીરી. ક્રમિક માર્ગમાં આ છેલ્લે શુદ્ધ થઈ રહે છે.

પ્રકૃતિ ડિસ્ચાર્જ થવામાં 'હું'ની જરૂર માત્ર ડિસ્ચાર્જ સ્વરૂપે રહે છે. એની સહીની જરૂર નથી, હાજરી જ બસ છે. કર્તાભાવે નાટક ભજવેલું, તે ભોક્તાભાવે ભજવવું પડે, ત્યારે જ ચોખ્ખું થાય. ભોક્તાભાવનો ડિસ્ચાર્જ અહંકાર કહ્યો.

અહંકારને ઓળખે તો ભગવાન બનાવે. 'હું'ના કહેનારને સારી રીતે ઓળખવો, એટલે આખા પુદ્‌ગલને ઓળખવું, તો ભગવાન જ થઈ ગયો.

અહંકાર શુદ્ધની ભજના કરતો કરતો, શુદ્ધ થતો થતો સંપૂર્ણ શુદ્ધ થઈ જાય છે. જેવું ચિંતવે તેવો થાય. શુદ્ધ થઈ જાય એટલે ભગવાન જોડે એકાકાર થઈ જાય છે !

જેવો વ્યવહાર કરે તેવી ભજના થાય. છેક છેલ્લા અવતારમાં નિશ્ચય કામનો ને વ્યવહાર નિકાલીની ભજના થાય છે ત્યારે છૂટાય છે.

## [ખંડ-૨]

## દ્રવ્ય - ગુણ - પર્યાય !

બ્રહ્માંડમાં જે છ શાશ્વત તત્ત્વો છે, એ છએ છ પોતાનાં આગવાં, સ્વતંત્ર દ્રવ્ય, ગુણ અને પર્યાય સહિત જ હોય છે. આ છ તત્ત્વોમાં આત્મા એક તત્ત્વ છે જે આપણે રીયલમાં પોતે જ છીએ. અત્રે આ ખંડમાં કેવળ આત્માના જ દ્રવ્ય, ગુણ, પર્યાય વિશે વિશેષ ફોડ પાડવામાં આવ્યા છે.

આત્માર્થીજને પ્રસ્તુત ખંડની આરાધના કરતાં પહેલા અતિ અતિ આવશ્યક છે કે બે સિદ્ધાંતને સ્પષ્ટપણે સમજીને આગળ સ્ટડી (અધ્યયન)માં લેવું.

મૂળ દરઅસલ આત્મા (નિશ્ચય આત્મા) ત્રણેય કાળ દ્રવ્ય, ગુણ, પર્યાયથી સિદ્ધ ભગવાન જેવો જ શુદ્ધ છે. જેના માટે આનાથી વિશેષ સમજવાનું હાલના તબક્કે કંઈ રહેતું નથી.

વિભાવિક આત્મા ('હું', વ્યવહાર આત્મા)ની વિભાવિક દશાના વ્યતિરેક ગુણોથી ઉત્પન્ન થયેલા જે પર્યાયો છે, જે અશુદ્ધ ગણાય છે. સ્વરૂપ જાગૃતિ પછી તેમને જ શુદ્ધ કરવાના રહે છે. પાંચ આજ્ઞા, શુદ્ધ ઉપયોગ વિગેરેની નિરંતર જાગૃતિથી તમામ અશુદ્ધ પર્યાયો શુદ્ધ થઈ જાય છે ને સંપૂર્ણ સ્વભાવ દશા ઉત્પન્ન થાય છે. મૂળ આત્મા જેવી જ દશા થઈ જવાથી પર્યાયની વિભાવિક દશાનો સંપૂર્ણ નાશ (ક્ષય) થાય છે. અને દરઅસલ આત્મરૂપ, કેવળજ્ઞાન સ્વરૂપ પોતે થઈ જાય છે ને અંતે તો કેવળ દ્રવ્યરૂપ આત્મા જ રહે છે, કેવળજ્ઞાન પ્રકાશક જ ! અત્રે વિભાવિક પર્યાયો જે અશુદ્ધ થયા છે, તેને શુદ્ધ કરતાં કરતાં કેવળજ્ઞાન સુધી પહોંચવાની મંઝીલના ફોડ પાડવામાં આવ્યા છે એમ સમજી આત્માર્થીએ અધ્યયનમાં લેવું. અને અધ્યયન કરતાં કરતાં જેમ જેમ ફોડ પડતા જશે, તેમ તેમ અહો ! અહો ! સ્વાભાવિક થતું જશે અને સહજાસહજ જ આવરણો હટતાં જશે. અક્રમ વિજ્ઞાની પરમ પૂજ્ય દાદાશ્રી સમક્ષ હરપલ કોટી કોટી સલામ કરતાં હૃદય મસ્તક ઝૂકી જાય છે. ધન્ય છે એ જ્ઞાનીને ને ધન્ય છે એ કેવળજ્ઞાન સુધીના ફોડ પાડતી વાણીને !!!

આત્માના પર્યાયોની અશુદ્ધિ એમ પ્રસ્તુત ગ્રંથમાં જ્યાં જ્યાં ઉલ્લેખ આવે ત્યાં ત્યાં વિભાવિક દશાના અશુદ્ધ પર્યાયો વિશેની વાત છે એમ પુરુષાર્થીએ (વાચકે) સમજવું.

## [૧] પરિભાષા, દ્રવ્ય-ગુણ-પર્યાય તણી !

દ્રવ્ય એટલે અવિનાશી શાશ્વત દ્રવ્ય, એટલે કે તત્ત્વ. દ્રવ્ય હંમેશાં પોતાના સ્વતંત્ર દ્રવ્ય, ગુણ, પર્યાય સહિત જ હોય. દ્રવ્યમાં વસ્તુ એટલે વસ્તુનો સ્વભાવ અને એના ગુણો આ બે આવે, બીજું બધું પર્યાયમાં આવે.

એક દ્રવ્ય બીજા દ્રવ્યમાં બિલકુલ ડખોડખલ કરી શકતું નથી. મૂળ દ્રવ્યને બીજા મૂળ દ્રવ્ય સાથે કંઈ જ લેવાદેવા નથી. એટલે દ્રવ્ય, ગુણ પર્યાય જુદા જુદા છે અને બીજા દ્રવ્ય સાથે અન્યત્વ (ભિન્નતા) છે, એટલે નો કનેક્શન.

સૂર્યનારાયણ એ દ્રવ્ય એટલે કે વસ્તુ કહેવાય. પ્રકાશ એ એનો ગુણ કહેવાય અને જે કિરણો બહાર પડે છે તે પર્યાય કહેવાય. દ્રવ્ય, ગુણ અવિનાશી છે, પર્યાય વિનાશી છે. પર્યાય ઉત્પન્ન થાય, ટકે અને નાશ થાય. 'ટકે' અને 'ધ્રુવ' બેમાં બહુ ફેર છે. કાયમી રહે તેને ધ્રુવ કહેવાય. પણ 'ટકે' ત્યારેય તેમાં પરિવર્તન તો પળે પળે થતું જ હોય છે, જે અતિ અતિ સૂક્ષ્મ હોવાને કારણે દેખાતું નથી. પણ નાશ થવાનો પ્રોસેસ (પ્રક્રિયા) તો સૂક્ષ્મમાં ચાલુ જ છે. જેમ લાકડું વહેરાતું હોય ને અંતે બે ટુકડા થાય છે પણ વચ્ચે એ કપાતું હતું ત્યારે પળે પળે શું છૂટું નહતું પડતું ? કાળવર્તીને ટકે કહેવાય ને ત્રિકાળવર્તી વસ્તુને ધ્રુવ કહેવાય. અનંત પર્યાયો અનંત કાળથી બદલાતા હોવા છતાં ઉત્પન્ન-વિનાશ થાય છે, છતાં મૂળ આત્મા તો કાયમ ધ્રુવ જ છે. એમાં કશો જ ફેર પડતો નથી.

મૂળ દ્રવ્યના ગુણો પણ અવિનાશી છે, કાયમના છે. એને અન્વય ગુણો કહેવાય, જે સિદ્ધક્ષેત્રમાંય તેવા જ રહે છે. જ્યારે બે દ્રવ્યો ભેગાં થયા પછી જે વિભાવિક ગુણો ઉત્પન્ન થાય છે, જેને વ્યતિરેક ગુણો કહેવાય છે, જે ક્રોધ-માન-માયા-લોભ છે, તે વિનાશી છે, ટેમ્પરરી છે.

પર્યાય બહુ સૂક્ષ્મ હોય, જે દેખાય તે બધી અવસ્થાઓ છે. બહુ સ્થૂળમાં આવે ત્યારે અવસ્થા કહેવાય. દા.ત. કલાક એ અવસ્થા કહેવાય અને પળ એ પર્યાય કહેવાય. જોકે પર્યાયમાં પળ જેટલી સ્થૂળતા ન હોય. ઈન્દ્રિયગમ્ય બધી જ અવસ્થા ને અતિન્દ્રિયગમ્ય તે પર્યાય. જ્ઞાની પુરુષ કે કેવળજ્ઞાની સિવાય પર્યાયને કોઈ જોઈ ના શકે.

જ્ઞાન એ આત્માનો ગુણ છે અને તે કેવળજ્ઞાન જ, બીજું શુભાશુભનું

જ્ઞાન નહીં. શુદ્ધ પ્રકાશ, એ જ આત્મા, એ જ જ્ઞાન ! કેવળરૂપે જ્ઞાન થાય ત્યારે તે જ દ્રવ્યરૂપે કહેવાય અને કેવળ ના થાય ત્યાં સુધી જ્ઞાનરૂપે કહેવાય. દ્રવ્ય એવી વસ્તુ છે કે જે શુદ્ધ જ્ઞાન-દર્શન-સુખ-શક્તિ જે ગુણો છે તેનાથી જ ભરેલી વસ્તુ છે. એમાં એનો વિશેષ સ્વભાવ તે જ્ઞાયક સ્વભાવ છે. જ્ઞાયક સ્વભાવ એટલે માત્ર જાણવાનો સ્વભાવ. જ્ઞાન અને આત્મા દ્રવ્યરૂપે અવિનાભાવ સંબંધે છે. જ્યાં સુધી જ્ઞાન સંપૂર્ણ શુદ્ધ નથી થતું ત્યાં સુધી જ્ઞાન ગુણ રૂપે રહે છે, જ્ઞાન જુદું પડે છે અને સંપૂર્ણ કેવળજ્ઞાન થયે દ્રવ્ય, જ્ઞાન એક જ થાય છે.

આત્માના ગુણો અને પુદ્‌ગલના ગુણો તદ્દન જુદા જ છે અને અનંતા છે. સંખ્યાની દૃષ્ટિએ પણ સરખા નથી.

વિભાવિક આત્માના આઠ ગુણો કહ્યા, જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય... વિગેરે વિગેરે. જે આવરણને લીધે છે. એની શુદ્ધિ થાય એટલે શુદ્ધ જ્ઞાન, દર્શન, સુખ વિગેરે ઉત્પન્ન થાય, જે પછી સ્વભાવિક ગુણમાં આવી જાય.

જ્ઞાન, દર્શન, શક્તિ, સુખ, જે આત્માના ગુણ છે, એને આવરણ કરનારા વિભાવિક દશાના ગુણ છે, એ ઘાતીકર્મ. તેવી જ રીતે નામ, ગોત્ર, વેદનીય, આયુષ્ય, જે અઘાતીકર્મ કહેવાય છે, એ બધા પર્યાયને લઈને છે.

સિદ્ધાત્મા આખા જગતના જીવમાત્રના જ્ઞાતા-દ્રષ્ટા રહે છે. જે એનો ગુણ છે, જ્ઞાન-દર્શન. પણ તે બહાર નથી જોતા, તેમની અંદર જ બધાં જ્ઞેયો ઝળકે છે, દેખાય છે. જેમ અરીસામાં દેખાય છે તેમ પોતાના દ્રવ્યમાં દેખાય છે.

આત્મદર્શન કોને થાય છે ? પર્યાયને ? ના. 'દર્શન' વિભાવિક 'હું'ને થાય છે. 'હું ચંદુ છું' ને બદલે 'હું શુદ્ધાત્મા છું' એમ ભાન થાય છે. આનાથી અશુદ્ધ પર્યાય શુદ્ધ થઈ જાય છે. એટલે મૂળ દ્રવ્ય-ગુણ-પર્યાયનો ભેગો જ અનુભવ 'હું'ને થાય છે.

જ્યાં સુધી અશુદ્ધ પર્યાયો છે ત્યાં સુધી ચિત્ત, પ્રજ્ઞા જુદું ગણાય છે. પર્યાયો બધા જ સંપૂર્ણપણે શુદ્ધ થઈ જાય તેને કેવળજ્ઞાન કહ્યું, પછી આ કંઈ જુદું રહેતું નથી.

તમામ ડિસ્ચાર્જ કર્મ જ્ઞાનીની આજ્ઞામાં કે શુદ્ધ ઉપયોગમાં રહીને ખપાવે ત્યારે ગુણ શુદ્ધાત્મા ફલિત થાય, નહીં તો નહીં.

શુદ્ધ ચિત્ત એ પર્યાયરૂપે છે ને શુદ્ધાત્મા દ્રવ્ય ગુણરૂપે છે પણ અંતે બધું એક જ વસ્તુ છે.

પર્યાય એ નથી આત્માનો ગુણ, એ છે આત્માના ગુણની અવસ્થા. દ્રવ્ય કે ગુણ ના બદલાય, પર્યાય બદલાય.

શુભાશુભ એ પર્યાય ના કહેવાય, એ ઉદય કહેવાય.

સ્થૂળ અવસ્થાઓ, જેવી કે બાળપણ, જવાની, ઘૈડપણ એને અવસ્થાઓ કહેવાય, પર્યાય ના કહેવાય.

મૂળ વસ્તુના પર્યાય ના હોય, મૂળ વસ્તુના ગુણના પર્યાય હોય. જ્ઞાન-દર્શન-ગુણ બદલાતા નથી, પર્યાય બદલાય છે.

અત્યારે પર્યાય સ્વરૂપ તમે 'પોતે' છો. ('હું ચંદુ' માને છે તેથી.)

મનુષ્ય મિશ્ર ચેતનના ભાગ સ્વરૂપે નથી. તેમ હોત તો એ મૂળ સ્વરૂપે જ હોય. પણ મનુષ્ય એ પર્યાય સ્વરૂપે છે. 'એની' ('હું'ની) માન્યતા રોંગ છે કે 'હું ચંદુ છું', એનું જ્ઞાન રોંગ છે ને એનું વર્તન રોંગ છે ત્યાં સુધી એ પર્યાય સ્વરૂપે છે. જો બધું રાઈટ થાય તો મૂળ સ્વરૂપ જ કહેવાય. જેમ ચંદ્રના ફેઝીઝ પૂરા થાય એટલે પૂનમ થાય, તેમ આત્માના ફેઝીઝ એટલે પર્યાય પૂરા થાય એટલે કેવળજ્ઞાન થાય.

તત્ત્વથી શૂન્ય ને પર્યાયથી પૂર્ણ કહે છે એટલે શું ?

પૌદ્ગલિક પર્યાય કે જે જ્ઞેયમાં જ્ઞેયાકાર પરિણમન હોય છે તેનાથી પૂર્ણ છે અને તત્ત્વથી શૂન્ય છે એવું કહે છે.

ખરેખર તો વ્યવહાર આત્મા, રિલેટીવ આત્મા પર્યાયથી પરિપૂર્ણ છે અને દ્રવ્યથી શૂન્ય છે અને મૂળ દરઅસલ આત્મા તો શૂન્યેય નથી ને પૂર્ણેય નથી.

આત્માના પર્યાય એટલે અહીં વ્યવહાર આત્માના પર્યાયની વાત છે. અને રીયલ આત્મામાંય પર્યાય થવાના, પણ તે શુદ્ધ હોય અને વ્યવહાર આત્માના પર્યાય અશુદ્ધ હોય.

પૌદ્ગલિક પર્યાય અને આત્માના પર્યાયમાં ફેર છે.

પૌદ્ગલિક એ જડના અને આત્માના ચેતન પર્યાય છે. પૌદ્ગલિક પર્યાયો જ્ઞેય રૂપે છે ને આત્માના પર્યાયો જ્ઞાતારૂપે છે.

જેમ દૃશ્ય બદલાયા કરે તેમ આત્માને જોવાપણું બદલાયા કરે. બીજું દૃશ્ય આવે તેને જુએ. જ્ઞેય ને દૃશ્ય ફેરફાર થયા કરે તેમ જ્ઞાતા-દ્રષ્ટા બદલાયા કરે.

એબ્સૉલ્યુટ વસ્તુ છે એ પણ પર્યાય સહિત છે. એના પર્યાય શુદ્ધ છે અને વિભાવિક પર્યાયો જુદા છે, જે અશુદ્ધ છે. જેને સંગદોષ પર્યાય કહ્યા. સંગ છૂટો પડે કે એ શુદ્ધ થઈ જાય. આ બધું નિયતિના આધારે પ્રવાહની પેઠે વહી રહ્યું છે, અનાદિ કાળથી.

બોલવામાં કહેવું પડે કે આ જગત સંગદોષથી ઉત્પન્ન થયું છે. પણ ખરેખર ઉત્પન્ન નથી થયું. આ સૂર્ય ઊગ્યો અને આથમ્યો એમ લોક કહે છે ને ? પણ સૂર્યને પોતાને ઊગ્યો કે આથમ્યો એવું દેખાતું હશે ? એવું આ જગત છે !

## [૨] ગુણ-પર્યાયના સાંધા, દૃશ્યો સાથે !

જ્ઞાન લીધેલા મહાત્માઓને વારેવારે મહીં પ્રશ્ન થતો હોય છે કે હું જોવાનો પ્રયત્ન કરું છું તે જ્ઞાતા-દ્રષ્ટાપણું બુદ્ધિથી છે કે આત્માથી ? કેવી રીતે એને ડિમાર્કેટ (સીમાંકિત) કરાય ? લગભગ તો બુદ્ધિથી જોતા હોય એમ લાગે છે. હવે આના સમાધાનમાં સમજવાનું કે 'હું જોવાનો પ્રયત્ન કરું છું, પ્રયત્ન એટલે એ બુદ્ધિથી થઈ ગયું. આત્માથી જોવા-જાણવાનું સહજ હોય. વળી જ્યારે પોતાને મહીં લાગે છે કે આ બુદ્ધિથી જોવાય છે. 'બુદ્ધિ જુએ છે' એમ જોયું એ 'દ્રષ્ટા તરીકે જોયું કહેવાય, જ્ઞાતા તરીકે નહીં.' એવું 'લાગે' નહીં પણ જ્યારે એવું 'જાણવામાં' આવે ત્યારે જ એ 'જ્ઞાતા' તરીકે જોયું કહેવાય.

બુદ્ધિનો જ્ઞાતા-દ્રષ્ટા આત્મા (શુદ્ધાત્મા), એ જ પ્રજ્ઞા. અને મૂળ આત્મા ભગવાન તો આ બધાથી ન્યારો જ રહે છે !

બુદ્ધિથી જોવા-જાણવાનું માત્ર ઈન્દ્રિયોથી થાય છે તે જ. જ્યારે આત્માનું જોવું-જાણવું એટલે દ્રવ્યને, દ્રવ્યના ગુણને અને તેના પર્યાયને જાણે-જુએ તે. વળી બુદ્ધિ તો મનના પર્યાયો અમુક હદ સુધીના જ જાણી

શકે. જ્યારે આત્મા મનના બધા જ પર્યાયો, બુદ્ધિના તેમજ અહંકારના બધા પર્યાયોને જાણે. બુદ્ધિથી પરની વાત જાણે.

ચંદુભાઈને (મંગળદાસને) જુએ તે બુદ્ધિ અને બુદ્ધિને જુએ તે આત્મા. અને આત્માની આગળ પરમાત્મા પદ છે. પહેલું શુદ્ધાત્મા પદ થાય, તે આગળ પરમાત્મા પદ ભણી જાય. પરમાત્મા થયો તેને કેવળજ્ઞાન થઈ જાય. આની પ્રાપ્તિ માટે નિરંતર જોવા-જાણવાનો ઉપયોગ હોવો જોઈએ. (આપ્તવાણી-૧૩ (પૂ.), ચે-૭ જોનાર-જાણનાર અને તેને જાણનાર, પાનું ૪૭૯ વધુ વિગતે સત્સંગ માટે વાંચવું.)

દેહ ને આત્માને જુદો પડેલો જોનાર એ પ્રજ્ઞા. બે વસ્તુ જોનારી, એક, પ્રજ્ઞા અને બીજું, પ્રજ્ઞાનું કાર્ય પૂરું થઈ ગયા બાદ આત્મા ! પછી એ થઈ ગયો 'જ્ઞાયક' ! પછી એ બીજાં બધાં તત્ત્વોને, તેના ગુણધર્મ શું શું છે તે જાણે.

જે જ્ઞાન પોતાના દોષ દેખાડે છે તે જ્ઞાન નહીં, પણ જ્ઞાનનો પર્યાય છે.

પ્રજ્ઞા એ નથી આત્માનો પર્યાય.

આત્મા બહાર જુએ તે બધા પર્યાય છે. પર્યાય ટેમ્પરરી છે. આત્માના એક નહીં, અનેક નહીં, અસંખ્ય નહીં પણ અનંત પર્યાયો હોય છે.

બે પ્રકારના આત્માના પર્યાયો.

(૧) આત્માના સ્વભાવના પર્યાય
- શુદ્ધ હોય
- માન્યતાઓ ના હોય,
- સંકલ્પ-વિકલ્પ ના હોય,
- વિનાશી હોય.

(૨) આત્માના વિભાવના પર્યાય
- અશુદ્ધ હોય
- રોંગ બિલીફ
- સંકલ્પ-વિકલ્પ
- બે તત્ત્વોના સંગદોષથી ઉત્પન્ન થયેલા આત્માના વ્યતિરેક ગુણોમાંથી ('હું'માંથી) પર્યાયો ઉત્પન્ન થાય.
- વિનાશી છે.

આત્માનો ગુણ એ જ્ઞાન છે અને જ્ઞાન થકી 'જાણવું' એ આત્માનો પર્યાય કહેવાય. જેમ જ્ઞેય બદલાય તેમ જ્ઞાનપર્યાય બદલાય. જ્ઞાનના પર્યાયથી જ જ્ઞેય કે જે પૌદ્ગલિક છે તે 'તમે' જાણી શકો. પછી પર્યાય નાશ થાય છે.

આત્માના સ્વતંત્ર એવાંય પર્યાય ખરા કે જે ક્યાંય પુદ્ગલ સંબંધમાં નથી આવતા ! સિદ્ધક્ષેત્રમાંય પર્યાય ખરા. જ્યાં આત્મા છે ત્યાં પર્યાય હોય જ. ગુણ, પર્યાય ને દ્રવ્ય બધું જ સાથે હોય.

બે ભાગ દ્રષ્ટા અને બે ભાગ દૃશ્ય. એમ કુલ ચાર ભાગ.

બે પ્રકારના દ્રષ્ટા :- (૧) પ્રજ્ઞા કે શુદ્ધાત્મા.
(૨) વિભાવિક આત્માના પર્યાય એટલે કે વિભાવિક 'હું'ના પર્યાય, તે બુદ્ધિ.

બે પ્રકારના દૃશ્યો :- (૧) પ્રતિષ્ઠિત આત્મા (ચંદુ).
(૨) પ્રતિષ્ઠિત આત્માના કાર્યો (ચંદુ શું કરે છે તે).

જ્ઞેય અને દૃશ્ય એક જ વસ્તુ છે પણ જ્યારે 'કંઈક છે' એવું લાગે છે ત્યારે દ્રષ્ટા છે ને 'શું છે' તે જાણે છે ત્યારે જ્ઞાતાપદમાં છે. અને મૂળ આત્મા, ભગવાન પોતે તો વીતરાગ રહે, એ પ્રતિષ્ઠિત આત્માના પર્યાયને ના જુએ, એ તો અવિનાશી તત્ત્વને જ તેના ગુણ-પર્યાયને જ જુએ-જાણે.

આત્માના પર્યાયો પણ વીતરાગ ખરા. જે 'આ રાગ છે', 'આ દ્વેષ છે' એવું જાણે. એટલે માત્ર રાગ-દ્વેષને જાણે છે પણ એમાં સજીવ અહંકાર નથી હોતો, (આ જ્ઞાન મળ્યા પછી સજીવ અહંકાર ખલાસ થાય છે) તેથી આ બુદ્ધિ 'જુએ' પણ એને રાગ-દ્વેષ નથી થતો અને દ્રષ્ટારૂપે જ રહે છે. અને 'ભગવાન' એટલે કે મૂળ આત્મા આ બધામાં વીતરાગ રહે. એમને રાગેય નથી ને દ્વેષેય નથી.

મૂળ આત્માનું જ્ઞાન શુદ્ધ અને પર્યાય શુદ્ધ અને વિભાવિક આત્માનું જ્ઞાન શુદ્ધ અને પર્યાય અશુદ્ધ.

વિભાવિક આત્માના અશુદ્ધ પર્યાયમાં જીવતા અહંકાર રહિતની બુદ્ધિ છે એટલે તેને રાગ-દ્વેષ નથી પણ એનાથી નીચેની સ્ટેજમાં જે

(જીવતા) અહંકાર સહિતની બુદ્ધિ છે તેને રાગ-દ્વેષ છે. અહંકાર ના ભળે તો એ બુદ્ધિ 'આ રાગ છે' એવું જુએ, 'આ દ્વેષ છે' એવું જુએ, પણ એને રાગ-દ્વેષ થાય નહીં.

એટલે અહીં બુદ્ધિ જે વિભાવિક પર્યાય છે તે બે પ્રકારની થઈ.

(૧) અહંકાર રહિતની બુદ્ધિ :- 'આ રાગ છે, આ દ્વેષ છે' એવું જુએ-જાણે પણ રાગ-દ્વેષ થતાં નથી.

(૨) અહંકાર સહિતની બુદ્ધિ :- 'આ સારું છે, આ ખોટું છે' એવું જુએ-જાણે અને રાગ-દ્વેષ થાય છે.

જ્ઞેયથી શુદ્ધતા આવી જાય તો આખોય શુદ્ધ થઈ જાય, પર્યાય અને જ્ઞેયથી. (જ્ઞેયોમાં તન્મયાકારપણું છૂટે, જ્ઞેયોનો વીતરાગતાથી જ્ઞાતા રહે, એમ જ્ઞેયોથી પોતાને શુદ્ધતા આવતી જાય છે.)

બુદ્ધિ ક્યાંથી ઉત્પન્ન થઈ ? એ વિભાવિક આત્માના પર્યાયથી નીકળે છે. જ્યારે પર્યાયમાં પણ 'તમને' શુદ્ધ દેખાય, ત્યારે મૂળ શુદ્ધાત્મા થયો કહેવાય.

દાદાશ્રી પોતાના પર્યાય માટે કહે છે કે 'અમારી જેટલી કચાશ છે એટલા જ પર્યાય બગડેલા. એ બધા જો શુદ્ધ થઈ જાય તો જ્ઞાન એકદમ શુદ્ધ થઈ જાય. પછી પૂર્ણાહૂતિ આવે.'

પર્યાયમાં વીતરાગતા ક્યારે આવે ? સંપૂર્ણ ચોખ્ખા થવાય ત્યારે. બધાં કર્મોનો નિકાલ થાય ત્યારે. પહેલાં અંદર ચોખ્ખો થઈ જાય પછી ઘણા કાળે બહાર ચોખ્ખું થાય.

આત્મદ્રવ્યનું સ્વરૂપ, જ્ઞાન (ગુણ) અને પર્યાય હોય તે.

અવસ્થા સ્વરૂપને જુએ પર્યાય. જેટલામાં જ્ઞાન અંતરાઈ રહે એટલામાં પર્યાયથી જુએ. અને 'પોતે' જ્ઞાનમાં જુએ ત્યારે આખું કેવળજ્ઞાન સ્વરૂપ જ દેખાય.

કેવળજ્ઞાન કદી પર્યાય સ્વરૂપે હોતું નથી. જ્ઞાન ગુણ તો સંસાર અપેક્ષાએ કહ્યો. આત્માનો મૂળ ગુણ તો વિજ્ઞાન સુધી જઈ શકે.

શું બુદ્ધિને મતિજ્ઞાન કહેવાય ? ના. બુદ્ધિ જ્ઞાનમાં હોય જ નહીં ને !

બુદ્ધિ એટલે અહંકારી જ્ઞાન અને આત્માના વિભાવિક પર્યાય એટલે અહંકારી જ્ઞાન.

ટૂંકમાં વિભાવિક આત્મા (એટલે 'પોતે') પર્યાય સ્વરૂપે વિનાશી છે અને જ્ઞાન સ્વરૂપે અવિનાશી છે. કેવળજ્ઞાન પછી પોતે પર્યાય સ્વરૂપે નથી હોતો.

'હું' પર્યાયથી પણ સંપૂર્ણ શુદ્ધ ને સર્વાંગ શુદ્ધ છું. અહીં આત્માના સ્વભાવિક પર્યાયની વાત છે અને મૂળ આત્મામાં તો વિભાવિક પર્યાય હોય જ નહીં. વિભાવિક પર્યાય જ અશુદ્ધ છે, તેને શુદ્ધ કરવાના છે, કેવળ સુધી પહોંચવા માટે.

દાદાશ્રી કહે છે કે અમારીય ચાર ડિગ્રી બુદ્ધિ ખલાસ થવાની બાકી છે. એટલા પર્યાય અશુદ્ધ રહ્યા છે. એ પર્યાય શુદ્ધ થશે કે અમને કેવળજ્ઞાન થશે.

કેવળજ્ઞાન થયા પછી દેહ-વાણી રહે, પણ એ પોતાના સ્વભાવમાં જ રહે છે. એટલે બહારનું એને 'નો ટચ', જ્યારે વિભાવ દશામાં સો ટકા 'ટચ'.

કેવળજ્ઞાન બધું જ જુએ, પુદ્‌ગલના તમામ પર્યાયને જુએ, પણ તેને રાગ-દ્વેષ નહીં, વીતરાગતા.

સ્વરૂપજ્ઞાન મળ્યા પછી શુદ્ધાત્મા તો થયા, પણ પર્યાય શુદ્ધ થવાના બાકી રહે છે. 'હું'ની માન્યતા અશુદ્ધ થઈ ત્યાંથી વ્યવહાર આત્મા થયો. કેવળજ્ઞાન થતાં સુધી એ પર્યાય સ્વરૂપ જ રહે છે. જ્ઞાન-દર્શન પર્યાય સ્વરૂપે અને ત્યાં સુધી કષાય રહે છે. કેવળજ્ઞાન થતાં જ અકષાયી દશા થાય છે. પછી એ પર્યાય સ્વરૂપે ના રહે. પછી તો કેવળજ્ઞાન સ્વરૂપ હોય. કેવળજ્ઞાન થતાં સુધી કષાય-અકષાય પર્યાયો રહે છે. જેટલા પર્યાયો શુદ્ધ થાય, વીતરાગ થાય તેટલું તેનું ઉપાદાન ગણાય, એ જ પુરુષાર્થ.

સિદ્ધાત્માને પણ દ્રવ્ય-ગુણ-પર્યાય હોય. વિભાવિક જ્ઞાન પર્યાય 'બહાર' દેખે અને જ્ઞાન ગુણ, દ્રવ્યને ના છોડે. સિદ્ધાત્માના શુદ્ધ પર્યાયો 'અંદર' દેખે, 'બહાર' નહીં, પોતાના દ્રવ્યમાં બધું ઝળકે.

આત્માની અવસ્થા એની બાઉન્ડ્રીમાં રહીને બદલાય છે, ત્યારે પુદ્ગલ સામીપ્યભાવ હોવાને કારણે, એના ચાળા પાડે છે. પુદ્ગલની અવસ્થા પણ સ્વભાવિકપણે બદલાયા કરે છે, તેને 'હું બદલાઉં છું' એવી માન્યતા ખડી થાય છે. સામીપ્યભાવથી જે વ્યતિરેક ગુણો ઉત્પન્ન થાય છે, જેના નિમિત્તે પુદ્ગલની અવસ્થા બદલાયા કરે છે.

જડના દબાણથી ચેતન વિભાવ દશા પામે છે ત્યાં જ ઊભું થયું 'હું', એને જ ભ્રાંતભાવનો અહંકાર કહ્યો. પછી આગળ વધીને 'હું'ને 'હું ચંદુ છું' એવી માન્યતા ઊભી થતાં એને પૌદ્ગલિક ભાવનો અહંકાર કહ્યો.

પુદ્ગલ પરિણામો એટલે કે પૌદ્ગલિક પર્યાયો કોને કહેવા ?

પુદ્ગલમાંથી પુદ્ગલ પરિણામ જ ઊભાં થાય ને ચેતનમાંથી ચેતન પરિણામ જ ઊભાં થાય. આખું જગત અચેતન પર્યાયથી જ ચાલે છે. જ્ઞાનીને એ અડે નહીં ને અજ્ઞાનીને અસર કરે.

બધાના સાર રૂપે અંતે પરમ પૂજ્ય દાદાશ્રી કહે છે, પર્યાય નહીં સમજાય તો મોક્ષે નહીં જવાય ? જવાશે. કરાણ કે, જ્ઞાનીની પાંચ આજ્ઞા પાળવાથી મોક્ષ થશે.

આ પર્યાય બહુ ઝીણી વસ્તુ છે. એમાં બહુ ઊંડા ઊતરવું નહીં. આપણે સ્પિનિંગ (જાડું કાંતવું) કરવું, વીવિંગ(વણવું)માં જોઈ લેવાશે પછી.

આપણે દ્રવ્ય-ગુણ-પર્યાયથી હું સંપૂર્ણ શુદ્ધ છું એવું બોલવું. બાકી એમાંથી એકુય સમજાય નહીં અને સમજાય તે કેવળજ્ઞાન સ્વરૂપમાં આવી ગયો !!!

## [૩] અવસ્થાના ઉદયાસ્ત !

આત્માના પર્યાયો પોતાના પ્રદેશમાં રહીને બદલાય છે. સ્વભાવિક આત્મા તો તેનો તે જ છે, ટંકોત્કીર્ણ છે.

પુદ્ગલની અવસ્થા છે ને (વિભાવિક) આત્માનીય અવસ્થા છે. તે બે ભેગી કરીને 'પોતે' માથાકૂટ કરે છે.

કર્મરજ વાસ્તવિકતામાં કોને ને કેવી રીતે ચોંટે છે ? વાસ્તવિકતામાં કર્મરજ આત્માના દ્રવ્યને, ગુણને કે પર્યાયને ચોંટતા નથી. જો ચોંટે તો પછી ઉખડે જ નહીં ને ! એટલે ખરેખર તો ભ્રાંતિરસથી પોતે આ છે

બોલે છે કે 'મેં આ કર્યું' ને 'આ મારું'. એટલે પુદ્‌ગલ અને આત્માની વચ્ચે ભ્રાંતિરસ પડે છે. એનાથી જ ચોંટેલું છે, બસ. જ્ઞાની ભ્રાંતિરસ ઓગાળી આપે પછી 'મેં નથી કર્યું અને મારું ન્હોય' એ થાય છે ને પછી દ્રવ્ય છૂટું થાય છે.

અવસ્થા ઉદયાસ્તવાળી હોય. મનુષ્ય, સ્ત્રી, પુરુષ, ગધેડો, ગાય, ભેંસ એ બધા આત્માના ફેઝીઝ છે, જેમ બીજ, ત્રીજ.. ચંદ્રના ફેઝ છે ! મનુષ્યપણામાં જે ગુણ વિશેષ પ્રમાણમાં ડેવલપ થયો તે મુજબ ગતિ થાય.

આમાં આત્મા તો તેનો તે જ છે.

હિન્દુમાં પંચ મહાભૂત અને છઠ્ઠું તત્ત્વ આત્મા એમ વર્ણન છે અને મહાવીર ભગવાને છ તત્ત્વો જુદાં કહ્યાં છે.

| | |
|---|---|
| (૧) હિન્દુ ધર્મ :- | પંચ મહાભૂતમાં પૃથ્વી, વાયુ, આકાશ, જલ, અગ્નિ (આમાં આત્મા નથી.) |
| (૨) મહાવીર ભગવાન :- | છ સનાતન તત્ત્વો જેમાં ચેતન, જડ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ, કાળ. |

પંચ મહાભૂતમાં પૃથ્વી, વાયુ, અગ્નિ, જલ, આ ચાર મૂળ તત્ત્વ જ નથી, એ તો એક જ સનાતન, મૂળ જડ તત્ત્વ અણુની અવસ્થાઓ જ છે. જ્યારે આકાશ અલગ, જુદું જ સનાતન ગણાય છે.

પંચ મહાભૂતોથી જ શરીર બંધાયું છે, તો પછી આમાં હલનચલન કેવી રીતે થાય છે ? એ કયા તત્ત્વોથી છે ? માટે કંઈક સમજણ ફેર છે. દેહમાં શું શું છે ? પૃથ્વી, જલ, વાયુ, અગ્નિ, આકાશ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, કાળ અને નવમું ચેતન પોતે.

દેહ, મન, અહંકાર એ બધામાં આકાશ અને બીજા ચાર પંચ મહાભૂતમાંના (જે જડ તત્ત્વની અવસ્થાઓ છે) તેમ જ કાળ, ગતિ સહાયક ને સ્થિતિ સહાયક આ બધાથી બનેલા છે. અહંકારનો વિનાશ થાય છે. અહંકારમાં ચેતન ભળેલું નથી પણ તેનો પ્રભાવ છે એની પર.

મનુષ્યમાં પાંચ મહાભૂતોનું ઈમ્બેલેન્સ થઈ ગયું છે. કર્મના ઉદય પ્રમાણે ઓછો-વત્તો ખોરાક લેવાય તેથી ઈમ્બેલેન્સ થાય છે !

મૃત્યુ પછી દેહને અગ્નિને કેમ સમર્પિત કરાય છે ?

સૌથી સ્પીડિલી અગ્નિ જ એને નષ્ટ કરે છે માટે. બાકી, માટી, પાણી પણ ધીમે ધીમે એને નષ્ટ કરે.

અનંત કાળથી આજ માટીના ચૂંથારા ચાલ્યા છે ને !

પાણી, વાયુ, પૃથ્વી તેમ જ અગ્નિ, એમાં માત્ર જડ તત્ત્વ જ નથી પણ એ જીવો છે બધા. અગ્નિના લાલ-ભૂરા રંગો દેખાય તે બધા જીવ છે. એને તેઉકાય જીવો કહ્યા, જેનું શરીર અગ્નિરૂપે હોય છે. તેવું જ બીજાં તત્ત્વો પણ જીવોનાં શરીર જ છે.

જીવ-અજીવ બે તત્ત્વોથી કેવડી મોટી રામલીલા થઈ !

દરેક વસ્તુ રૂપાંતર થયા કરે. રૂપાંતર એટલે ઉત્પાદ, ધ્રુવ ને વ્યય. ઉત્પન્ન થવું વિનાશ થવું એ પર્યાયથી છે અને સ્થિર થવું એ સ્વભાવથી છે.

દા.ત. તમે 'પોતે' શુદ્ધાત્મા એ ધ્રુવ તરીકે છો અને કાયમી છો, અને અવસ્થાઓ એટલે કે સંયોગો ઉત્પન્ન થાય ને વિયોગ થાય. સંયોગ-વિયોગ બેઉ અવસ્થાઓ જ છે અને આત્મા સ્થિર જ છે કાયમનો.

સ્થૂળ-સૂક્ષ્મ અવસ્થાઓ સ્વભાવથી જ જાણી શકાય. આત્મા જ્ઞાન સ્વરૂપ છે. એના સ્વભાવિક જ્ઞાનપ્રકાશથી બહારની અવસ્થાઓ જો જો કરે છે. અવસ્થા ઉત્પન્ન થાય, ટકે ને વિલય થાય. અવસ્થા ટકે એનો અર્થ અહીં ધ્રુવ થતો નથી. કારણ કે ટકેલી હોય ત્યારેય નાશ થવાની પ્રક્રિયા સૂક્ષ્મતાએ ચાલુ જ હોય છે. ધ્રુવ એટલે તો કાયમ તે જ સ્વરૂપે રહે તે, 'સૃષ્ટિનું સર્જન, પાલન, વિસર્જન હું કરું છું.' તેવું ગીતામાં કહ્યું છે તેનો સૂક્ષ્મ અર્થ એ છે કે 'હું' એ આત્મા માટે છે ને તેના પર્યાય ઉત્પન્ન થાય ને નાશ થાય અને આત્મા પોતે ધ્રુવ રહે છે.

આત્માના ગુણ કે મૂળ દ્રવ્ય ના બદલાય પણ પર્યાય બદલાય એને ધર્મ કહ્યું. જ્ઞાતા-દ્રષ્ટાપણું એ ધર્મ છે. એની શરૂઆત ક્યાંથી થાય ? અનંત ભાગ વૃદ્ધિ સૌથી ઓછા પ્રમાણમાં વૃદ્ધિ. અસંખ્યાતભાગ વૃદ્ધિ એટલે ખૂબ જ ઓછા પ્રમાણમાં વધે. સંખ્યાતભાગ એથી વધુ વધે. એવી જ રીતે રિવર્સમાં હાનિ માટે સમજવું.

હાનિ-વૃદ્ધિ એ પર્યાયોમાં થાય છે.

**વૃદ્ધિ થાય ત્યારે :-**

અનંતભાગ વૃદ્ધિ → અસંખ્યાતભાગ વૃદ્ધિ → સંખ્યાતભાગ વૃદ્ધિ → સંખ્યાતગુણ વૃદ્ધિ → અસંખ્યાતગુણ વૃદ્ધિ → અનંતગુણ વૃદ્ધિ →

**હાનિ થાય ત્યારે :-**

અનંતગુણ હાનિ → અસંખ્યાતગુણ હાનિ → સંખ્યાતગુણ હાનિ → સંખ્યાતભાગ હાનિ → અસંખ્યાતભાગ હાનિ → અનંતભાગ હાનિ → અનંતભાગ વૃદ્ધિ...

અત્યારે પહેલાં લોકોની ચહલ-પહલની શરૂઆત અનંત ભાગ વૃદ્ધિથી થાય. એટલે સિદ્ધ ભગવાનને પોતાના દ્રવ્યમાં ઝળકે.

**વૃદ્ધિ થાય ત્યારે**

| | | |
|---|---|---|
| અનંતભાગ વૃદ્ધિ | સવારે ૩-૪ વાગે | લાખે ૧૦-૨૦ માણસો હરતાં ફરતાં દેખાય. |
| અસંખ્યાતભાગ વૃદ્ધિ | સવારે ૫-૬ વાગે | લાખે ૫૦-૧૦૦ માણસો વધે. |
| સંખ્યાતભાગ વૃદ્ધિ | સવારે ૭-૮ વાગે | લાખે ૫૦૦-૭૦૦ માણસો વધે. |
| સંખ્યાતગુણ વૃદ્ધિ | સવારે ૯-૧૦ વાગે | લાખે ૨-૩ હજાર માણસો વધે. |
| અસંખ્યાતગુણ વૃદ્ધિ | સવારે૧૦-૧૧વાગે | લાખે૧૨-૧૫હજાર માણસો વધે. |
| અનંતગુણ વૃદ્ધિ | સવારે૧૧-૧૨વાગે | લાખે૬૦-૭૦હજાર માણસો વધે. (વધીને સીતેર-એંસી હજાર જેટલું થાય) |

**હાનિ થાય ત્યારે** (ઘટવાનો કાળ આવશે ત્યારે)

| | | |
|---|---|---|
| અનંતગુણ હાનિ | બપોરે ૫-૬ વાગે | લાખે૬૦-૭૦હજારમાણસો ઘટે. (ઓફિસેથી ઘરે જવા માંડે એટલે રસ્તા ખાલી થવા માંડે) |
| અસંખ્યાતગુણ હાનિ | સાંજે ૬-૭ વાગે | લાખે૧૨-૧૫હજારમાણસો ઘટે. |
| સંખ્યાતગુણ હાનિ | સાંજે ૭-૮ વાગે | લાખે ૨-૩ હજાર માણસો ઘટે. |
| સંખ્યાતભાગ હાનિ | રાત્રે ૯-૧૦ વાગે | લાખે ૫૦૦-૭૦૦ માણસો ઘટે. |
| અસંખ્યાતભાગ હાનિ | રાત્રે ૧૦-૧૧વાગે | લાખે ૫૦-૧૦૦ માણસો ઘટે. |
| અનંતભાગ હાનિ | રાત્રે ૧૨-૧ વાગે | લાખે ૧૦-૨૦ માણસો ઘટે. |

એ ઓછું થતું જાય, તે સવારે ૩-૪ વાગે પાછું વધતું જાય. ઉપરના ક્રમ

પ્રમાણે સાયકલ આખી રીપીટ થતી જાય. (માણસોનું પ્રમાણ તો આપણે માત્ર દૃષ્ટાંત સમજવા માટે જ અહીં મૂક્યું છે.)

આત્માને 'પોતાને' કશું કરવાનું રહેતું નથી. એના ધર્મ બદલાયા કરે. એની અંદર બધું ઝળકે. એમાં એને શું બોજો ? અરીસા સામે કોઈ ચાળા પાડે તે બેઉમાં કોને નુકસાન ?

## [૪] અવસ્થાને જોનારો 'પોતે' !

ખરેખર કોઈ અવસ્થા 'પોતાને' ગૂંચવતી નથી. અવસ્થાને સ્વભાવ મનાવતી 'પોતાની' માન્યતાથી જ ગૂંચવાડો છે. સ્વભાવ એટલે તત્ત્વ. અવસ્થાને 'હું જ છું' માને છે તેથી સંસાર વધે છે. આત્માનો સ્વભાવ 'જોવું-જાણવું'. 'તમે' જોયા જ કરો અવસ્થાઓને.

અવસ્થાને નિત્ય માને તેનાં દુઃખો છે બધાં. ધુમ્મસ આવવાથી શું ગભરાવાય ? થોડીવારમાં એ વિખરાઈ જશે. વસ્તુ નિત્ય છે, અવસ્થા અનિત્ય છે. આ દેખાય છે તે તમામ મૂળ તત્ત્વોની અવસ્થાઓ જ દેખાય છે, મૂળ તત્ત્વ નહીં. એ દેખાય તો તો કામ જ થઈ જાય.

જગતમાં બધાને અવસ્થા દૃષ્ટિ હોય. 'અહીં' આત્માનું જ્ઞાન મળ્યા (જ્ઞાનવિધિ) પછી તત્ત્વદૃષ્ટિ ઉત્પન્ન થાય છે. રીયલ આત્મા રીયલ તત્ત્વોને જ જુએ અને સંસારી આત્મા છે તે અવસ્થાને જુએ.

જ્ઞાન મળ્યા પછી ક્યાંય જ્ઞેયમાં ચોંટે તો તુર્ત જ તત્ત્વદૃષ્ટિથી સમજાઈ જાય કે આ 'ચંદુભાઈ'નું છે, મારું ન્હોય.

તત્ત્વની અવસ્થાના એળિયા (હેરિયાં) પડે. જેમ સૂર્યનારાયણ વાદળની પાછળ હોય છતાંય તેની અવસ્થાના એળિયા પડે.

અવસ્થા દૃષ્ટિથી જુએ તો તેનો પ્રભાવ પડે, આકર્ષણ-વિકર્ષણ થાય, તત્ત્વદૃષ્ટિથી નહીં.

અવસ્થામાં 'હું'પણું માને કે તુર્ત જ તેમાં ચુંબકત્વ ઉત્પન્ન થાય. તત્ત્વદૃષ્ટિથી મોક્ષ થાય. તત્ત્વદૃષ્ટિથી જોનારને લાભ થાય. સામામાં આત્મા દેખાય. જ્યારે અવસ્થા દૃષ્ટિથી જોનાર તેમાં ખોવાઈ જશે. તત્ત્વદૃષ્ટિવાળાને દૂધમાં ઘી દેખાય, તલમાં તેલ દેખાય !

તત્ત્વદૃષ્ટિ થયા સિવાય 'જ્ઞાનક્રિયાભ્યામ્ મોક્ષ' ક્યારેય પણ ના

થાય. કારણ કે તત્ત્વદૃષ્ટિ વિના અવસ્થાને જ જ્ઞાનક્રિયા મનાય, પણ તે બધું તો અજ્ઞાનક્રિયા કહેવાય.

જે અવસ્થામાં પડ્યો તેવું તેનું નામ થાય. પગ તૂટ્યો તો લંગડો, ટાઈપ કરે તો ટાઈપીસ્ટ, ડ્રાઈવ કરે તે ડ્રાયવર. બધું રિલેટીવ છે, રીયલમાં તો દુનિયા પોલંપોલ છે.

જન્મે તે આદિ ને મરે તે અંત અને આત્મા અનાદિ અનંત. જીવે મરે તે જીવ. જન્મ-મરણ ભ્રાંતિ છે. હકીકતમાં અવસ્થાફેર છે.

જ્ઞાનીની ભાષા જગથી ન્યારી.

આત્મા જ્ઞાની નથી, જ્ઞાનીનો ફેઝ છે એને જોયા કરવાનું.

કોઝિઝ-ઈફેક્ટ અવસ્થામાં હોય, તત્ત્વમાં નહીં.

બુદ્ધિ અવસ્થાને સ્વરૂપ મનાવડાવે, ત્યારે દાદાને યાદ કરીને કહે કે 'હું વીતરાગ છું' તો બુદ્ધિબેન બેસી જાય !

જ્ઞાન પછી જ્ઞેય-જ્ઞાતા સંબંધને માત્ર જાણવાનો. આત્માનું ભ્રાંતિથી કંઈ પણ વિચારેલું, જ્ઞાતા-જ્ઞેયના સંબંધને જાણવાથી જ જાય. તે સિવાય ના જાય, કારણ કે આત્માની હાજરીમાં તન્મયાકાર થવાથી સ્ટેમ્પવાળા વિચારો થઈ જાય.

'હું'માં પડું એટલે અવસ્થામાં અસ્વસ્થ અને 'સ્વ'માં સ્વસ્થ થયો એટલે પરમાત્મા.

અરીસામાં હિમાલય દેખાય, તેથી કંઈ અરીસાને ભાર લાગે ? જ્ઞાનીને સંસાર અવસ્થા અડે જ નહીં તો ભાર ક્યાંથી ?

બધા જ પર્યાયો, બધા જ સૂક્ષ્મ સંયોગો શુદ્ધ થતાં જ અનંત જ્ઞાની થાય.

ટૂંકમાં સમજી જાવ કે 'હું આત્મા છું' ને બીજું બધું જ પર્યાય છે. તો ટૂંકામાં પાર આવે.

આત્માની વિભાવિક અવસ્થાથી રાગ-દ્વેષ ને સ્વભાવિક અવસ્થાથી વીતરાગ !

મન-વચન-કાયાની અવસ્થામાં મુકામ કરે ત્યાં અસ્વસ્થ, નિરંતર

અંતરદાહ બળ્યા જ કરે. અવસ્થાઓનું તો નિરંતર સમસરણ થયા જ કરે છે, એમાં મુકામ કરનારને સુખ-શાંતિ ક્યાંથી ? પાછલી ગુનેગારીના ફળ સ્વરૂપે આજે ભેગી થાય છે અવસ્થાઓ !

અવસ્થાની ભજના મૂકી 'સ્વ'ની ભજનામાં હે જીવ રાચ !

આંખના પલકારાય અવસ્થા, પાછા ઑટોમેટિક થાય ! જાતે કરવાના હોય તો તેની રીધમ કે કાઉન્ટના ઠેકાણાં રહે ?

ઈન્સિડન્ટમાં અવસ્થા સમાય, કારણ કે અવસ્થા એક સંયોગ છે. પણ અવસ્થામાં ઈન્સિડન્ટ ના સમાય.

જે જે અવસ્થા ગમી તે સંયોગ ભેગો થવાનો.

તત્ત્વો ભેગાં થવાથી 'અહં' ઊભો થાય છે, તે શું બદલાય ? અહંનો નાશ તો કેવળજ્ઞાન થાય ત્યારે જ થાય. બીજી બધી અવસ્થાઓનો તરત નાશ થાય.

કોઈ પણ અવસ્થા કુદરતી નિયમથી ૪૮ મિનિટથી વધારે ના ટકે.

દાદાશ્રી કહે છે કે 'અમે દુનિયાની કોઈ પણ અવસ્થા ચાખવામાં બાકી નથી રાખી.'

ગમતીમાં તન્મયાકાર તો ગમતું બાંધે ને ના ગમતીમાં ના તન્મયાકાર થાય તોય ના ગમતું જ બંધાય.

અવસ્થામાં લક્ષ ગયું તો ત્યાં ઘા પડે ને ના ગયું તો અવસ્થા સ્વાહા થાય, જાગૃતિ યજ્ઞમાં !

પૂર્વે જે પર્યાયોનું વેદન વિશેષ કર્યું હોય તે અત્યારે વધુ આવે અને કલાકોના કલાકો ચિત્ત ત્યાં ચોંટી રહે. એને ડખો કહ્યો. અવસ્થાને 'ન્હોય મારી' કરે તો જ એ છૂટે. જ્ઞાની કોઈ પણ અવસ્થામાં ક્ષણવારેય ના ચોંટે !

વર્તમાનમાં વર્ત. અવસ્થા ડિસ્ચાર્જ છે તે પાછી ક્યારેય ના આવે.

અવસ્થાઓ સ્વાહા ક્યારે થાય ? અવસ્થાને જ્ઞેય તરીકે જ્ઞાતા જુદું 'જાણે', મન બગડે તો અનેક વાર પ્રતિક્રમણ કરી ભૂંસી નાખે. તો આત્મા ચોંટેલા પર્યાયોથી મુક્ત થાય !

અવસ્થાને ના પકડે તોય જતી રહેવાની ને પકડી રાખો તોય જતી રહેવાની. માટે એને આવજો કરીએ.

અજ્ઞાની અવસ્થાને પોતાપણું માને છે, 'હું જ છું' માને છે. જ્ઞાની તેને માત્ર 'જુએ' ને 'જાણે' !

જે દવાથી રોગ મટે તે દવા સાચી. જે જ્ઞાનથી સંસાર છૂટે તે સાચું આત્મજ્ઞાન. જ્ઞાન વપરાય તેને પ્રજ્ઞા કહેવાય.

જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શક્યા નહીં તે પદ શ્રી વીતરાગ જો.

તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે ?
અનુભવ ગોચર માત્ર રહ્યું એ જ્ઞાન જો.

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?

- શ્રીમદ્ રાજચંદ્ર

દાદાશ્રી ઠોકી ઠોકીને કહે છે, કામ કાઢી લો, કામ કાઢી લો, કામ કાઢી લો, આ પરપોટો ફૂટે તે પહેલાં !!!

**- ડૉ. નીરુબેન અમીન**

# અનુક્રમણિકા

## ભાગ-૧

## ખંડ-૧ વિભાવ - વિશેષભાવ - વ્યતિરેક ગુણ

### [૧] વિભાવની વૈજ્ઞાનિક સમજ !



### [૨] ક્રોધ-માન-માયા-લોભ, કોના ગુણ ?



### [૩] વિભાવ એટલે વિરુદ્ધભાવ ?



### [૪] પ્રથમ ફસામણ આત્માની !



### [૫] અન્વય ગુણો-વ્યતિરેક ગુણો !



### [૬] વિશેષભાવ - વિશેષજ્ઞાન - અજ્ઞાન !

## [૭] છ તત્ત્વોના સમસરણથી વિભાવ !



## [૮] ક્રોધ-માનનો 'હું', માયા-લોભનું 'મારું' !



## [૯] સ્વભાવ-વિભાવના સ્વરૂપો !



## [૧૦] વિભાવમાં ચેતન કોણ ? પુદ્ગલ કોણ ?



## [૧૧] વિશેષ પરિણામનો અંત આવે ત્યારે...



## [૧૨] 'હું' સામે જાગૃતિ !

## ખંડ-૨ દ્રવ્ય-ગુણ-પર્યાય

### [૧] પરિભાષા, દ્રવ્ય-ગુણ-પર્યાય તણી !



### [૨] ગુણ-પર્યાયના સાંધા, દૃશ્યો સાથે !



### [૩] અવસ્થાના ઉદયાસ્ત !



### [૪] અવસ્થાઓને જોનારો 'પોતે' !

# આપ્તવાણી

## શ્રેણી-૧૪    ભાગ-૧

### ખંડ - ૧

## વિભાવ - વિશેષભાવ - વ્યતિરેક ગુણ

## [૧]

## વિભાવની વૈજ્ઞાનિક સમજ !

### વિશ્વની ઉત્પત્તિનું મૂળ કારણ !

**પ્રશ્નકર્તા :** પરમાત્માને વિશ્વની ઉત્પત્તિનું મૂળ કારણ પણ કહે છે ને ?

**દાદાશ્રી :** પરમાત્માને મૂળ કારણ કહે છે. મૂળ કારણ તો છે જ ને ! પણ મૂળ કારણ એ સંયોગી સંબંધથી છે, સ્વતંત્ર સંબંધથી નથી.

**પ્રશ્નકર્તા :** એ સમજાવો.

**દાદાશ્રી :** ભગવાન એ સ્વતંત્ર કારણ નથી. કહેવું હોય તો, શોધખોળ કરીએ તો કારણ તો જડે ખરું પણ મહીં પોતે સ્વતંત્ર કારણ થયા નથી. હવે સ્વતંત્ર જો થયા હોય તો મૂળ કારણ કહેવાય. અને કો'કના દબાણથી થયા હોય તો ?

કારણ બીજું કશું નથી પણ કહેવું તો પડે ને ! અત્યારે કો'ક પૂછે કે ભઈ, આનું મૂળ કારણ કશું આમાં છે ? તો આ છે. એટલે મૂળ કારણ તરીકે કારણ કહેવું પડે.

એટલે જગતનું મૂળ કારણ તો વાસ્તવિકતામાં આ પણ વિશેષભાવ થયેલો છે. આજના સાયન્ટિસ્ટો આ સમજી શકે છે. બે વસ્તુની જડ અને ચેતનની હાજરીથી ત્રીજો વિશેષભાવ-વિશેષ ગુણ ઉત્પન્ન થાય છે. તેથી આ જગત ઊભું થયું.

આ જગત વિજ્ઞાનથી ઊભું થયું છે અને વિજ્ઞાન જ આનું કર્તા છે. આ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ એટલા માટે કહું છું અને આ જોઈને બોલું છું, આ પુસ્તકની વાત નથી, આ ગપ્પું નથી, તદ્દન ન્યુ (નવી) અને ઊઘાડી વાત છે.

**પ્રશ્નકર્તા :** પહેલું કોઝ કયું ? સૌથી મોટું કારણ કયું ?

**દાદાશ્રી :** બે તત્ત્વો સાથે રહ્યાંને તે જ કોઝ. આ બધાં તત્ત્વો જોડે રહી અને પરિવર્તન કરે છે, પરિવર્તન સ્વભાવનાં છે. એટલે એ જ કોઝ છે, બીજું કોઈ કોઝ નથી એમાં.

બાકી આત્મા તો તેવો ને તેવો જ છે. એને કશું અડે એવું નથી. વસ્તુ નિર્લેપ જ છે, અસંગ જ છે. ફક્ત આ બે વસ્તુ સાથે રહેવાથી આ વ્યતિરેક ગુણ ઉત્પન્ન થયો. ત્યાંથી પછી એનામાંથી કોઝીઝ એન્ડ ઈફેક્ટ, કોઝીઝ એન્ડ ઈફેક્ટ ચાલ્યા જ કરે છે.

આ જગતની છ ઈટર્નલ (શાશ્વત) વસ્તુ છે. છ તત્ત્વો છે, તે સનાતન તત્ત્વો છે. તે બધાં તત્ત્વો સમસરણ કરે છે. સમસરણ એટલે એક તત્ત્વ બીજા તત્ત્વની સાથે થાય છે, તેમાં જડ અને ચેતન તત્ત્વ સામીપ્યમાં આવવાથી વ્યતિરેક ગુણ (વિશેષ ગુણ) ઉત્પન્ન થાય છે, એમાં 'હું' પણું મનાય છે કે, 'હું છું, હું કરું છું.'

આ જગતમાં બે વસ્તુ છે; 'તમે' અને 'સંયોગો'. 'આત્મા' બંધાયેલો નથી પણ સંયોગોથી ઘેરાયેલો છે, પણ નિકટ સંયોગ છે એટલે 'તમને' ભ્રાંતિ થાય છે.

## ભ્રાંતિની ભવાઈ, સામીપ્યભાવથી !

**પ્રશ્નકર્તા :** હવે દાદાજી, આ સામીપ્યભાવને લઈને ભ્રાંતિ

ઉત્પન્ન થાય છે, એ બરાબર સમજાવો.

**દાદાશ્રી :** આ શરીરમાં પુદ્ગલ અને આત્મા બે એકદમ નજીક હોવાથી એટલે આના દબાણને લઈને ભ્રાંતિ ઉત્પન્ન થાય છે કે હું આ હોઈશ કે તે હોઈશ ? આના દબાણથી એમ થાય છે. કોઈ ક્રિયા થાય તો કહે, 'મેં કરી કે બીજા કોઈએ કરી ? બીજો કોણ કરનાર ?' એટલે આ ભ્રાંતિ ઉત્પન્ન થાય છે. પોતે કંઈ પણ કર્યું નથી. આત્મા કર્તા જ નથી પણ 'એને' એમ થાય છે કે, 'આ બીજું કોણ કરનાર છે ? હું જ, મેં જ કર્યું.' એ નજીકમાં હોય ને, એટલે એ ભ્રાંતિ ઉત્પન્ન થાય છે. અને બીજું કોઈ કરનાર છે નહીં અને પોતે કર્તા છે નહીં છતાં 'મેં કર્યું' બોલે છે એ ભ્રાંતિ. એ સમીકરણ બંધનનું, તે બન્નેને આપણે છેટા પાડીએ કે 'આ તમે ન્હોય.' એટલે છૂટું પડી ગયું.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ પરમાણુઓની ચંચળતા છે, એના હિસાબે આત્મતત્ત્વને ભ્રાંતિ થતી હશે ?

**દાદાશ્રી :** ના, તો તો પછી એ સામાનો ગુનો લાગુ થયો. આપણને શું અડે ? આ તો બે વસ્તુ સાથે રહેવાથી વિશેષ ગુણ ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** એ તો બરાબર છે, પણ બે વસ્તુ સાથે કેમ આવે ?

**દાદાશ્રી :** છ શાશ્વત વસ્તુઓ સાથે છે જ પહેલેથી. પણ આ બે વસ્તુ જડ અને ચેતન એવી છે કે વિશેષ ગુણ ઉત્પન્ન થાય. બીજી બધી વસ્તુઓ જોડે હોય તો વિશેષ ગુણ ઉત્પન્ન નથી થતો. જડ અને ચેતન બે ભેગું થવાથી પ્રથમ વિભાવમાં 'હું' ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** ફક્ત આમાં થાય છે ?

**દાદાશ્રી :** આ બે એકલી જ વસ્તુ એવી છે.

**પ્રશ્નકર્તા :** એ બન્ને તત્ત્વોનાં એવાં મૂળભૂત ગુણો જ હશે ને ? પરસ્પરના ગુણોના હિસાબે જ આવું થતું હશે ને ?

**દાદાશ્રી :** ના, ના, વિશેષભાવ એટલે જે ગુણ પોતાના નથી તે ગુણો ઉત્પન્ન થઈ જાય, બે વસ્તુ સાથે રાખવાથી.

**પ્રશ્નકર્તા :** હા, એ બરાબર છે, પણ મૂળભૂત તો, આત્મામાં જે ગુણ છે અને પુદ્ગલ પરમાણુ (જડ)માં જે ગુણ છે એના હિસાબે બીજો ગુણ ઊભો થાય છે?

**દાદાશ્રી :** મૂળ ગુણો છે ને એમની પાસે, પુદ્ગલ પરમાણુનો ગુણ સક્રિયપણું છે. એટલે આ વિભાવિક પુદ્ગલ ઊભું થાય છે. અને આ ચેતનને પોતાને કશુંય નથી, પણ પરઉપાધિ છે. એટલે આવું (વિભાવ) ઊભું થયું છે. આત્માની ઈચ્છાપૂર્વકનું નથી. બે વસ્તુ જોડે મૂકી હોય તો બન્નેના વિશેષભાવ ઉત્પન્ન થાય. પછી જો બે વસ્તુ અસરવાળી હોય તો પકડે અને અસર વગરની હોય તો ના પકડે, પણ વિશેષભાવ તો ઉત્પન્ન થાય જ અને આનું (પુદ્ગલ પરમાણુનું) આ સક્રિયપણું એટલે પકડી લે છે તરત.

**પ્રશ્નકર્તા :** એ પુદ્ગલ પકડી લે છે, એટલે આ તોફાન પુદ્ગલનું છે, એમ દેખાય છે.

**દાદાશ્રી :** પુદ્ગલનો તો વાંક દેખાય, પણ પુદ્ગલ એકલાનો કોઈ ગુનો નથી. આ બે છે જોડે, તો છે. નહીં તો આ બે જુદા પડી ગયા તો ત્યાં અસર જ નથી.

**પ્રશ્નકર્તા :** વિભાવ તો સ્વભાવથી જુદી વસ્તુ છે ને ?

**દાદાશ્રી :** ના, વિભાવ એ તો જડ અને ચેતન તત્ત્વના પાસે પાસે આવવાથી કે તિસરું વિશેષ પરિણામ ઉત્પન્ન થાય છે તેને કહ્યો છે.

**પ્રશ્નકર્તા :** પણ આત્મામાં વિભાવ નથી હોતો, દ્રવ્ય દૃષ્ટિમાં વિભાવ નથી, પણ એ પર્યાય દૃષ્ટિમાં આવે છે ત્યારે વિભાવ ઉત્પન્ન થાય છે, એ વાત તો સાચી ને ?

**દાદાશ્રી :** વિભાવ વગર તો પર્યાયદૃષ્ટિ થાય નહીં. પર્યાયદૃષ્ટિ

પછી થાય છે, વિભાવ થયા પછી. એટલે મૂળ કારણ વિભાવ છે. એને વિભાવિક પર્યાય કહ્યાં. મૂળ તત્ત્વના સ્વભાવિક પર્યાય તો જુદાં જ છે આનાથી. (પર્યાય એ સ્વભાવિક છે, પર્યાય દૃષ્ટિ એ રોંગ બિલીફ છે.)*

એ વિશેષભાવને વીતરાગોએ વિભાવ કહ્યો છે. ત્યારે આપણા લોકો શું સમજ્યા કે આત્માને સંસારની દૃષ્ટિ જ પલટાઈ ગઈ. અરે મૂઆ, નથી આ પલટાઈ. એવું હોય જ નહીં.

પોતાના દ્રવ્ય, ગુણ, પર્યાય એ તો શુદ્ધ જ છે. જેવા ભગવાન મહાવીરના હતા એવા જ શુદ્ધ છે. એ જ્ઞાનીએ જોયા પછી તમને આ જ્ઞાન આપ્યું હોય.

આત્માનો સ્વભાવ છે, પોતાનો સ્વભાવ એટલે પોતાના ગુણધર્મો અને પોતાની બાઉન્ડ્રીમાં જ હોય છે. આત્મા ગુણધર્મ અને બાઉન્ડ્રીની બહાર જતો નથી. અને એ એનો સ્વભાવ છે અને સ્વભાવમાં રહીને પાછો આ વિશેષભાવ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, સ્વભાવ અને વિભાવ બે વિરુદ્ધ છે ?

**દાદાશ્રી :** ના, વિભાવ એ વિશેષભાવ કહેવાય. વિશેષભાવ 'હું' તરીકે ઉત્પન્ન થયો. 'હું કંઈક છું ને આ મેં જ કર્યું, મારા સિવાય બીજું કોણ કરનાર ?' એ વિશેષભાવ. આ વિરુદ્ધભાવ નથી. આત્મામાં સ્વભાવિક ને વિરુદ્ધભાવ દશા બન્ને સાથે હોય તો આત્મા કહેવાય જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** બેઉમાં વિશેષભાવ ઉત્પન્ન થાય છે ?

**દાદાશ્રી :** બન્નેમાં. પુદ્‌ગલ પરમાણુ (જડ)માંય વિશેષભાવ થાય છે ને આત્મામાંય વિશેષભાવ થાય છે.

આ એવું છે ને, પુદ્‌ગલ એ જીવંત વસ્તુ નથી. ત્યાં ભાવ હોતો નથી, પણ એ વિશેષભાવને ગ્રહણ કરે એવું તૈયાર થઈ જાય છે. એટલે એનામાંય ફેરફાર થાય છે અને આત્મામાંય ફેરફાર થાય છે. હવે આત્મા કશું કરતો નથી આમાં, પુદ્‌ગલ કશું કરતું નથી, વિશેષભાવ

* વિભાવ થયા પછીની પર્યાય સંબંધે વધુ વિગત ખંડ-૨માં.

ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** બન્નેનો સંયોગ આજુબાજુ હોવાથી ?

**દાદાશ્રી :** બન્નેનો સંયોગ થયો કે તરત વિશેષભાવ ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** માત્ર સંયોગને કારણે છે કે શેને કારણે છે ?

**દાદાશ્રી :** સંયોગના કારણથી છે ને બીજું કારણ છે અજ્ઞાનતાનું, એ વાત તો આપણે મહીં માની જ લેવાની. કારણ કે આપણે જે વાત કરીએ છીએને, તે અજ્ઞાનતાની અંદરની વાત કરીએ છીએ એ બાઉન્ડ્રી, જ્ઞાનની બાઉન્ડ્રીની વાત નથી કરતા આપણે. એટલે ત્યાં અજ્ઞાન દશામાં (વ્યવહાર) આત્માને આ વિશેષભાવ ઉત્પન્ન થાય છે.

પછી પુદ્ગલના હાથમાં (બાજી) આવી જાય છે. આત્મા પછી પૂરાયો જેલમાં. પછી પુદ્ગલ સત્તા બધી. તોયે પણ જો કૉઝિઝ બંધ કરવામાં આવે તો પછી પુદ્ગલ સત્તા બંધ થઈ જાય. આપણે જ્ઞાન આપીએ છીએ ત્યારે કૉઝિઝ બંધ થાય છે. વિશેષભાવ થવાનો બંધ થાય છે, જે રૂટ કૉઝ છે. કૉઝ બંધ થયા કે થઈ ગયું, ખલાસ થઈ ગયું. પોતે પોતાને જાગૃતિ આવે. અજાગૃતિથી ઊભું થયેલું છે આ. શુદ્ધ ગુજરાતીમાં બોલવું હોય તો અજાગૃતિને બેભાનપણું કહે છે.

**પ્રશ્નકર્તા :** વિશેષભાવ બેઉનો અલગ અલગ ઉત્પન્ન થાય છે કે બેઉને મળીને એક થાય છે ?

**દાદાશ્રી :** મૂળ આત્મા પહેલો વિશેષભાવી થયો. કારણ કે એને ચેતન ખરું ને ! પેલા બધામાં ચેતન નહીં એટલે પહેલો વિશેષભાવ ઉત્પન્ન થાય નહીં. પોતાનું સ્વરૂપ જેવું છે એવું રાખીને વિશેષભાવી થયો છે. પોતાના સ્વરૂપમાં ફેરફાર નથી થયો એટલે જ વિશેષભાવ કહે ને ! સ્વરૂપમાં ફેરફાર થયો હોત તો વિરુદ્ધભાવ થયો કહેવાય. આ તો વિશેષભાવ ઉત્પન્ન થયો એટલે આત્મા મૂળ ભાવને ચૂકી જાય

છે. આ (જડ)યે મૂળ ભાવને ચૂકી જાય છે. વિશેષભાવ બેઉના ભેગા થવાથી જ થાય છે. કોઈ કરતું નથી એટલે મૂળ ભાવને ચૂકી જાય છે બેઉ જણા અને સંસાર ચાલુ થઈ જાય છે. પછી જ્યારે આત્મા મૂળ ભાવમાં આવે, પોતે જાણે કે 'હું કોણ છું' ત્યારે એ છૂટે. ત્યાર પછી પુદ્‌ગલ પણ છૂટે.

## જ્ઞાન નહિ, માત્ર બદલાઈ બિલીફ !

આત્માના વિમુખપણામાંથી સન્મુખ થતાં સુધીની આ બધી ક્રિયાઓ ચાલ્યા કરે છે. તે કેટલીક બાબતમાં તમારી (મહાત્માઓ માટે) આ માન્યતા તૂટી ગયેલી હોય ને કેટલીક બાબતમાં હજુ માન્યતા રહેલી હોય, ને સંસારીઓને અમુક અમુક અનુભવ થાય ને, તેમ તેમ થોડી થોડી માન્યતાઓ તૂટી ગયેલી હોય. આ અમને બધી માન્યતા સંપૂર્ણ છૂટી ગયેલી હોય. એટલે આ માન્યતાઓ છૂટેને એટલે છૂટો જ છે. આ જ્ઞાન બદલાયું નથી, માન્યતા બદલાયેલી છે.

આ ચકલીને જો એનું જ્ઞાન બદલાયું હોય ને, તો એ ચાંચો મારીને મરી જ જાત. પણ જ્ઞાન બદલાયું નથી, એની બિલીફ બદલાયેલી છે. પછી ઊડી ગયા પછી કશુંય નહીં. પાછી આવે તો બિલીફ પાછી ઊભી થઈ જાય કે સાલું, એ જ છે આ. પણ પાછું ઊડી ગઈ એટલે કશુંય નહીં. અને પેલું તો ઊડી ગયા પછી એ જ્ઞાન બદલાયું એટલે ખલાસ થઈ ગયું. પણ જ્ઞાન બદલાતું નથી.

એટલે દર્શનની ભ્રાંતિ છે, જ્ઞાનની ભ્રાંતિ નથી. દર્શનની ભ્રાંતિ એટલે કે 'હું છું' તેનું ભાન છે, પણ બીજું 'હું' શું છે તે ખબર નથી. જેમ કે ચગડોળમાં બેસતા પહેલાં જાણે છે કે પોતે બરાબર છે, તબિયત સારી છે. પણ ચગડોળમાં બેઠા પછી ઉતરે ત્યારે ઊલટી થાય, ચક્કર આવે અને બધું ફરતું દેખાય છે. ત્યારે આપણને શું કહે, 'એય! આ બધું ફરે છે, આ બધું ફરે છે.' ત્યારે આપણે ઝાલી લેવા પડે. 'આ બધું ફરે છે' કહે છે, એનું નામ ભ્રાંતિ. ત્યાર પછી ખબર પડે કે હું પહેલાં તો સારો હતો. પણ આ ફરતું દેખાય છે તે હું નથી ફરતો

તેટલું ભ્રાંતિનું ભાન થાય. પણ આ બધાને તો એમ જ લાગે છે કે હું જ કરું છું.' એટલે ભ્રાંતિની પણ ખબર નથી. હિન્દુસ્તાનમાં હજુ એવા લોકો છે કે જેમને ભ્રાંતિની ખબર છે.

**પ્રશ્નકર્તા :** આ જગતમાં માન્યતાઓને કારણે જ આ બધી તકરાર છે ને ? દ્વંદ્વ ઊભાં થયાં છે ને ?

**દાદાશ્રી :** હા, આ બિલીફ જ બગડી છે. તેથી સંસાર ઊભો થયો છે. આખો સંસાર બિલીફ બગડવાથી ઊભો છે. હવે બે વસ્તુ સાથે મૂકવાથી વિશેષભાવ ઉત્પન્ન થયો, પછી બિલીફ બગડી. જેમ ચકલી ચાંચો મારે ને, તે ઘડીએ અહંકાર કામ કરી રહ્યો છે. એ ચાંચો મારનાર પોતે છે અને એ ચાંચો કોને મારે છે ? એ મારાથી જુદી વસ્તુ છે એવું માને છે. એટલે બિલીફ બદલાયેલી છે.

**પ્રશ્નકર્તા :** આ બિલીફ બંધાતા પહેલાં એને ઘણી પ્રક્રિયાઓમાંથી પસાર થવું પડે છે ?

**દાદાશ્રી :** હા, એ તો પ્રક્રિયા ઉત્પન્ન થાય ત્યાર પછી જ બિલીફ બદલાય ને ! બિલીફ બંધાય. પ્રક્રિયા તો બધે અંદરખાને રહસ્યમય (ગુપ્તપણે) હોય જ. પ્રક્રિયા તો વચ્ચે હોય જ, પણ શું બંધાય છે એ આપણે જાણવું જોઈએ.

એટલે મૂળમાં અત્યારે આપણું બીજું કશું બગડ્યું નથી, ફક્ત આપણી બિલીફ જ બગડી છે. ફક્ત બિલીફ રાઈટ થઈ ગઈ તો રાઈટ આવી ગયું, બીજું કશું નથી.

રોંગ બિલીફ બેઠી છે એવું તો 'આપણ'ને અનુભવમાં આવે ને કે આમ કેમ દુઃખ પડે છે ? એ રોંગ બિલીફ કાઢી નાખીએ તો રાઈટ બિલીફ છે જ. બીજું કશું બગડ્યું જ નથી. 'આત્મા' તેવો ને તેવો જ છે. અને તે જ ભગવાન મહાવીર છે ને તે જ તીર્થંકરો છે, જે કહો તે, તે જ છે.

બિલીફમાં બદલાય છે, બીજું દ્રવ્ય, વસ્તુમાં નથી બદલાતું. કોઈ

બ્રાહ્મણ હોય, અને મહીં એને બિલીફ બેઠી હોય કે માંસાહાર ખાવામાં વાંધો નથી, તો એને બ્રાહ્મણપણું જતું રહ્યું નથી. પણ ખાલી બિલીફ બદલાયેલી છે આમાં. પણ જો જ્ઞાન બદલાયું હોત ને, તો ફરી ના ઠેકાણે આવત. બિલીફ બદલાઈ છે, તેથી ફરી મૂળ સ્થાન પામે છે, નહીં તો મૂળસ્થાન ના પામત.

એવું છે ને, મૂળ અસલ આત્માને કશું થયું નથી. આ તો લોકોએ અજ્ઞાનનું પ્રદાન કર્યુંને એટલે સંસ્કાર બધા ઊભા થઈ ગયા છે. તે જન્મતાં જ લોકો 'એને' 'ચંદુ, ચંદુ' કરે. હવે પેલા બાબાને તો ખબર જ ના હોય કે આ શું કરે છે તે ? પણ એને આ લોક સંસ્કાર પાડ પાડ કરે છે. પછી 'એ' માની બેસે છે કે 'હું ચંદુ છું.' પછી મોટો થાય ત્યારે કહે છે, 'આ મારા મામા થાય ને આ મારા કાકા થાય.' એવું આ બધું અજ્ઞાન પ્રદાન કરવામાં આવે છે. તે ભ્રાંતિ ઊભી થઈ જાય છે. આમાં થાય છે શું કે આત્માની એક શક્તિ આવરાય છે, દર્શન નામની શક્તિ આવરાય છે. એ દર્શન નામની શક્તિ આવરાવાથી આ બધું ઊભું થઈ ગયેલું છે. એ દર્શન જ્યારે ફરી સમું થાય, સમ્યક્ થાય, ત્યારે પાછા 'પોતે' પોતાનાં 'મૂળ સ્વરૂપ'માં બેસી જાય. આ દર્શન મિથ્યા થઈ ગયું છે અને એટલે આ ભૌતિકમાં જ સુખ છે એવું માની બેઠો છે. તે દર્શન સમું થાય તો આ ભૌતિક સુખની માન્યતા પણ ઊડી જાય. બીજું કશું બહુ લાંબું બગડ્યું જ નથી. દૃષ્ટિ જ બગડી છે. એ દૃષ્ટિ અમે ફેરવી આપીએ છીએ.

## પહેલું પૈણ પરમાત્માને !

આત્મા ને પુદ્ગલ પરમાણુના સામીપ્યભાવથી 'વિશેષ પરિણામ' ઊભું થયું, તેમાં અહંકાર ઊભો થયો. મૂળ જે સ્વભાવિક પુદ્ગલ હતું, તે ના રહ્યું.

**પ્રશ્નકર્તા :** એમ કરીને ઈગોઈઝમની ઉત્પત્તિ થઈ છે ?

**દાદાશ્રી :** તેમાંથી ઈગોઈઝમની ઉત્પત્તિ થઈ. તેથી કરીને

આત્મા બદલાયો નથી. આત્મા તેનો તે જ રહ્યો છે. વસ્તુ પોતાના સ્વભાવમાં જ છે.

**પ્રશ્નકર્તા :** દેહની બાબતમાં સમજાઈ ગયું પણ આ જગત ઊભું થયું એમાં કયું જડ ને કયું ચેતન ?

**દાદાશ્રી :** ચેતન આનું આ જ, અત્યારે છે તે જ. જડ આ નહીં. અત્યારે જે જડ છે ને, એ તો વિકૃત જડ છે. વિકૃત એટલે મૂળ જે હોવું જોઈએ તે નહીં. અને મૂળ અણુ-પરમાણુ રૂપે છે. તે પરમાણુ ભેગા થઈને અણુ થાય છે. અણુ ભેગા થઈને સ્કંધ થાય છે. પણ એ ચોખ્ખું જડ કહેવાય અને આ વિકૃત કહેવાય. આમાંથી લોહી નીકળે, પરુ નીકળે, ગંધાઈ ઉઠે. પેલામાં પરુ- બરુ, લોહી-બોહી કશું ના નીકળે. હવે એવા બે આ, આત્મા તો આનો આ જે રિયલ છે તે અને જડ પરમાણુ બે ભેગા થવાથી, વિશેષ ગુણ ઉત્પન્ન થાય છે. પોતાના ગુણ ધર્મને બન્ને વસ્તુ છોડતા નથી. વિશેષ ગુણ ઉત્પન્ન થાય છે. એને વ્યતિરેક ગુણો કહેવાય. એ ક્રોધ-માન-માયા-લોભ થાય છે. અને ત્યાંથી અહંકારની શરૂઆત થાય છે, બીગિનિંગ થાય છે.

હવે, આત્મા કશું કરતો નહીં હોવા છતાં એક ફક્ત વિભાવ ઊભો થયો છે. પોતાનો સ્વભાવ એટલે જે પોતાના ભાવો છે અને વિભાવને બહીર્‌ભાવ કહેવાય છે. તે બહીર્‌ભાવ એટલે એક ખાલી આમ દૃષ્ટિ જ કરવાથી આ મૂર્તિઓ ઊભી થયેલી છે. દૃષ્ટિ આમ કરવાથી જ, બીજું કશું જ નથી કર્યું. જો કર્યું હોત તો તે જોખમદાર બનત. પણ એ અક્રિય સ્વભાવનો છે.

## વિભાવ પછી વ્યતિરેક !

**પ્રશ્નકર્તા :** પહેલા વિશેષભાવો કરેલા છે, એટલે પછી આ ક્રોધ-માન-માયા-લોભ ઊભાં થયા કરે છે કે પોતાની મેળે ? એટલે કેવી રીતે ઊભાં થાય છે ?

**દાદાશ્રી :** આત્મા અને પુદ્‌ગલ, એ બે વસ્તુ ભેગી થઈ ત્યારથી

જ આવા ભાવો એની મેળે જ ઊભા થયા કરે છે, ક્રોધ-માન-માયા-લોભ ઊભાં થયા કરે છે અને તેમાંથી પછી પરંપરા ચાલુ થાય છે. પછી બીજ નાખે ને પાછું એમાંથી ફળ આવે. એ ફળ પાછું બીજ નાખે ને બીજમાંથી પાછું ફળ આવે, એમ ચાલુ જ રહ્યું પછી.

ક્રોધ-માન-માયા-લોભ આત્માના વ્યતિરેક ગુણ છે, પોતાના નથી. બીજા છે માટે આ ઊભા થાય છે. આ જડનાય નથી અને ચેતનનાય નથી, વ્યતિરેક ગુણ છે. અને જ્ઞાન, દર્શન, શક્તિ, આનંદ અને અક્રિયતા એ બધા આત્માના અન્વય ગુણો છે.

## સ્વભાવિક ને વિભાવિક પુદ્‌ગલ !

**પ્રશ્નકર્તા :** એક સત્સંગમાં એવી રીતે નીકળેલું કે 'વિશેષભાવથી શું થયું ?' ત્યારે કહે, 'મિકેનિકલ ચેતન ઊભું થયું, પુદ્‌ગલ ઊભું થયું, પૂરણ-ગલનવાળું. એ સ્વરૂપ જ્યાં સુધી આપણું છે ત્યાં સુધી છૂટાય નહીં.' તો આમાં મિકેનિકલ ચેતન, પુદ્‌ગલ અને પૂરણ-ગલન, વિશેષભાવ પછી આ ત્રણ વસ્તુ ઊભી થઈ છે ?

**દાદાશ્રી :** ત્રણેય એક જ છે. બધું મિકેનિકલ છે. પુદ્‌ગલ એનો અર્થ જ મિકેનિકલ છે. મિકેનિકલનો અર્થ શું ? એની મેળે ચાલ્યા કરે, ચંચળ જ રહે, એનું નામ મિકેનિકલ. નિરંતર ચંચળ રહે, એનું નામ પુદ્‌ગલ.

**પ્રશ્નકર્તા :** પણ મૂળ સ્વરૂપે પુદ્‌ગલ વિશ્રસા છે ?

**દાદાશ્રી :** હા, મૂળ સ્વરૂપે વિશ્રસા છે.

**પ્રશ્નકર્તા :** તો આ બાજુ આત્મામાં વિશેષભાવ થવાથી, પેલામાં આ પુદ્‌ગલ ઉત્પન્ન થાય છે ?

**દાદાશ્રી :** આત્માનો વિશેષભાવ અહમ્‌ભાવ છે અને પુદ્‌ગલનો વિશેષભાવ પૂરણ-ગલન છે. અહમ્ ગયો એટલે પૂરણ-ગલન ગયું. મૂળ શુદ્ધ પરમાણુ થયાં તે પણ સ્વભાવિક પૂરણ-ગલનનો સ્વભાવ છે.

**પ્રશ્નકર્તા :** એટલે પોતાનો જ્યાં સુધી અહમ્કાર છે, એ વિલય પામે એટલે પછી પેલામાં જે પુદ્ગલ છે, એ પુદ્ગલના બંધ, એની પણ નિર્જરા થતી જાય પછી ?

**દાદાશ્રી :** આ વિશેષભાવ જેટલો ઓછો થતો જાય એટલું પુદ્ગલ ઓછું થતું જાય, બધું ઓછું જ થઈ જાય. અહંકાર ઓછો થાય ને વિલય પામે એટલે પેલા બધા વિલય થવા માંડે. મૂળ પહેલો આત્માનો વિશેષભાવ ઉત્પન્ન થાય છે ને પછી પુદ્ગલનો વિશેષભાવ ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે આનો અર્થ એમ કે જે શુદ્ધ પરમાણુઓ છે, વિશ્રસા સ્વરૂપે છે, એને આવું પુદ્ગલ નથી, પૂરણ-ગલન નથી ?

**દાદાશ્રી :** તેમાં આવું કશું હોય નહીં ને ! છતાં એ સ્વભાવથી જ ક્રિયાકારી છે.

**પ્રશ્નકર્તા :** એટલે સક્રિય છે ?

**દાદાશ્રી :** હા, સક્રિય છે, પણ એને પૂરણ-ગલન જ કહેવાય છે. પુદ્ગલ તો શેને કહેવાય ? મિશ્રચેતન એને જ પુદ્ગલ કહેવાય. બીજા બધાને પુદ્ગલ ના કહેવાય. બીજુ બધું તો પૂરણ-ગલન કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો પછી પરમાણુ અને પુદ્ગલ એ બેમાં ફેર થયો ?

**દાદાશ્રી :** હા, પરમાણુ અને પુદ્ગલમાં ફેર છે. એક તો શુદ્ધ પુદ્ગલ હોય છે, અને બીજું વિશેષભાવી પુદ્ગલ છે. શુદ્ધ પુદ્ગલ પરમાણુ સ્વરૂપે છે, છતાં એ પરમાણુ સ્વભાવથી ક્રિયાકારી છે. એટલે શું કે અહીં બરફ પડતો હોય તો એમાંથી મોટું મહાવીરના પૂતળા જેવું થઈ ગયું હોય. એ પાછું ઓગળી જાય એટલે પૂરણ થાય, પાછું ગલન થાય. એ શુદ્ધ પુદ્ગલ કહેવાય. અને બીજું આત્મા અને પુદ્ગલના પરમાણુ ભેગા થવાથી ઉત્પન્ન થયેલું છે, એ વિશેષભાવી પુદ્ગલ છે, એમાં લોહી, હાડકાં, માંસ, એ બધું વિશેષભાવી પુદ્ગલ છે.

**પ્રશ્નકર્તા :** એમાં મન-વચન-કાયા બધું આવી જાય ?

**દાદાશ્રી :** હા, મન-વચન-કાયા અને બીજું બધુંય માયા-બાયા બધુંય આવી જાય. અહંકાર સિવાય બધુંય પુદ્‌ગલના વિશેષભાવ છે. અહંકાર ગયો કે બધુંય ગયું. એટલે મૂળ બધુંય અહંકાર ઉપર છે.

આત્માના વિશેષ પરિણામમાં અહંકાર ઊભો થયો અને પુદ્‌ગલના વિશેષ પરિણામમાં, મૂળ જે સ્વભાવિક પુદ્‌ગલ હતું ને, તે ના રહ્યું.

**પ્રશ્નકર્તા :** સ્વભાવિક પુદ્‌ગલ કેવું હતું ?

**દાદાશ્રી :** સ્વભાવિક પુદ્‌ગલમાં છે તે ચોખ્ખું હોય હંમેશાં, લોહી-પરુ, ગંદવાડો કશોય ના હોય.

**પ્રશ્નકર્તા :** સ્વભાવિક પુદ્‌ગલનું અસ્તિત્વ શાનાથી થયું હોય ?

**દાદાશ્રી :** એ તો મૂળ છે જ, સ્વભાવે અસ્તિત્વવાળું જ છે.

## અહંકાર ચિંતવે ને પુદ્‌ગલ ધરે રૂપ...

વિશ્રસા એ શુદ્ધ પરમાણુ જ છે અને પરમાણુ રૂપે કહેવાય છે. પણ એનો સ્વભાવ, પૌદ્‌ગલિક સ્વભાવ છે, ક્રિયાકારી સ્વભાવ છે, પૂરણ-ગલન સ્વભાવ છે એટલે આ બે અણુ ભેગા થયા, ત્રણ અણુ ભેગા થયા, પછી જોઈન્ટ થઈ જાય બધા. મોટું એ (પૂતળા જેવું) થઈ જાય, પાછું ખરવા માંડે. ભેગા થાય ને મોટું એ થઈ જાય, પાછો ટાઈમ થાય, પાછાં જુદાયે પડવા માંડે, પૂરણ-ગલન, પૂરણ ગલન. એટલે આ જેમાં લોહી-પરુ એવું તેવું ના નીકળે એ પૂરણ-ગલન છે, તે એ બધું સ્વભાવિક પૂરણ-ગલન, ચોખ્ખું એ છે તે વિશ્રસા. અને આ છે તે, કયું કહીએ છીએ આપણે ?

**પ્રશ્નકર્તા :** મિશ્રસા ?

**દાદાશ્રી :** મિશ્રસા ને પ્રયોગસા. એટલે બે ભેગા થઈને. બે

જોઈન્ટ થયાં, પેલાનો અહમ્ થયો, એટલે અહીં આગળ પ્રયોગસા ઊભું થઈ જાય. પ્રયોગસા એટલે આમ પરમાણુ, જોઈન્ટ રૂપે ના થાય. પછી મિશ્રસા થાય ત્યારે જોઈન્ટ રૂપે થાય. પ્રયોગસા તો પરમાણુ ભેગા થવાની બધી તૈયારીઓ. પછી મિશ્રસા થયા. મિશ્રસા થયા એ આ મનુષ્યના, બધાં જીવમાત્રના બોડી બધા. અને પછી વિશ્રસા, પછી ઊડવા માંડે પાછા. રસ ભોગવઈ જઈ, અહંકાર રસ ભોગવે. પછી આ (પુદ્ગલ) ફેરફાર થયા કરે.

**પ્રશ્નકર્તા :** જેવો જેવો અહંકાર રસ ભોગવતો હોય તેવો તેવો ફેરફાર થાય ?

**દાદાશ્રી :** હા, ફેરફાર. જેવું પેલો અહંકાર ચિંતવે ને, તેવું આ પુદ્ગલ થઈ જાય. પોતાને કશું કરવાનું નહીં. ચિંતવે કે આ થઈ જાય, એવું ક્રિયાકારી છે આ. પુદ્ગલ સ્વભાવથી જ ક્રિયાકારી અને તેમાંથી છે તે બેનો સાંધો મળ્યો. તે બેઉ વિશેષ પરિણામ પામ્યા. હવે વિશેષ પરિણામ કેમ બંધ થાય ? ત્યારે કહે છે, કે આ અહંકાર ખલાસ થાય એટલે આત્માનું વિશેષ પરિણામ ખલાસ થઈ ગયું. અને એટલે પછી પુદ્ગલનું વિશેષ પરિણામ એની મેળે જ ખલાસ થઈ જાય. અહંકાર છે ત્યાં સુધી પુદ્ગલનું વિશેષ પરિણામ એટલે અહંકાર ચિંતવે તો તેવું પુદ્ગલ થઈ જાય. એટલે પોતાના સ્વરૂપનું જ ચિંતવન થયું, પુદ્ગલનું ચિંતવન છૂટ્યું, એટલે બધું છૂટ્યું.

**પ્રશ્નકર્તા :** એટલે અહંકાર પુદ્ગલનું ચિંતવન કરે છે, એટલે પુદ્ગલ રૂપે થાય છે, અહંકાર જો સ્વભાવનું, પોતાનું આત્માનું...

**દાદાશ્રી :** સ્વભાવનું ચિંતવન, એને અહંકાર ગણાતો નથી. હંમેશાં અહંકાર હોય ને ત્યાં સુધી પુદ્ગલનું જ ચિંતવન કર્યા કરે છે. કેટલોક અહંકાર એવો હોય છે, શુદ્ધ અહંકાર, તે છે તે પોતાનું જ ચિંતવન કર્યા કરે છે, સ્વભાવિક રીતે. એટલે પછી સ્વભાવમય થઈ ગયો. પોતાના સ્વભાવને ઓળખ્યો એટલે ત્યારથી અહંકાર રહેતો જ નથી.

## વ્યતિરેકમાં મુખ્ય, અહમ્ !

**પ્રશ્નકર્તા :** એટલે વ્યતિરેક ગુણોમાં અહમ્ભાવ ઉત્પન્ન થવો એવું નથી ?

**દાદાશ્રી :** ના, અહમ્ભાવ એ પોતે જ વ્યતિરેક ગુણ (મૂળ ફર્સ્ટ લેવલનો) છે. જ્યાં સુધી બે વસ્તુનો સામીપ્યભાવ છે અને અહમ્ભાવ ઊભો રહ્યો છે, ત્યાં સુધી વ્યતિરેક ગુણો બધાય રહે છે. મૂળ અહમ્ભાવ જ વ્યતિરેક ગુણનો મુખ્ય થાંભલો છે. એ ના હોય તો કશુંય નહીં. વ્યતિરેક નાસી જાય બધા, બિચારા !

**પ્રશ્નકર્તા :** રોંગ બિલીફ આપણે કહીએ છીએ, એ ને અહમ્ એક ?

**દાદાશ્રી :** એ અહંકાર જ છેને ! રોંગ બિલીફ એ જ અહંકાર અને રાઈટ બિલીફ એ શુદ્ધાત્મા.

**પ્રશ્નકર્તા :** કષાય જે છે, એ કયા ગુણના પર્યાય છે ?

**દાદાશ્રી :** પુદ્ગલ પર્યાય છે.

**પ્રશ્નકર્તા :** આપણે જે ભાવ કરીએ છીએ, એ પુદ્ગલનું પરિણામ છે ?

**દાદાશ્રી :** ભાવ (વિશેષભાવ) એ ચેતનની અજ્ઞાનતા છે અને ક્રોધ-માન-માયા-લોભ એ પુદ્ગલ પર્યાય છે.

ભાવ જે કરે છે તે અજ્ઞાન છે ત્યાં સુધી. અજ્ઞાન જાય તો ભાવ કરતો જ નથી.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની હોય એ ભાવ નથી કરતા ?

**દાદાશ્રી :** નહીં, ભાવ નહીં. પછી સ્વભાવિકભાવ. તારા વિશેષભાવથી આ જગત ઊભું થયું છે. સ્વભાવિકભાવ એટલે તારો મોક્ષ.

તે મૂળ આત્મા તો આરોપ નથી કરતો પાછો. અજ્ઞાનથી વિશેષ પરિણામ ઊભાં થયાં છે.

**પ્રશ્નકર્તા :** એટલે આત્મા પોતે કરે છે આવું ? આત્મા એમ આરોપ કરે છે ?

**દાદાશ્રી :** મૂળ આત્મા તો આરોપ નથી કરતો. આ તો મૂળ આત્માનો જે એક દર્શન નામનો ગુણ છે, તે આ સંજોગોના દબાણને લઈને દર્શન એનું વિશેષભાવને પામે છે. અને વિશેષભાવને પામે ને તેનાથી આ બધું ઊભું થયું છે. સ્વભાવિકભાવને પામે તો વાંધો નથી પણ વિશેષભાવે પામે છે.

❖❖❖❖❖

## [૨]

# ક્રોધ-માન-માયા-લોભ, કોના ગુણ ?

### એ છે વ્યતિરેક ગુણો !

આપને સમાધાન કંઈ થાય છે કે એવું જ ? ગૂંચવાડો થતો હોય તો ફરી પૂછજો. એવું નહીં કે અટકી જવાની જરૂર છે.

તમારામાં ક્રોધ-માન-માયા-લોભ હશે કે નહીં હોય ?

**પ્રશ્નકર્તા :** હોય જ ને !

**દાદાશ્રી :** તે તમારા પોતાના ગુણ કે આ જડના ? ચેતનના ગુણ હશે કે જડના હશે ?

હવે બધા સાધુ-સંન્યાસીઓ એવું જાણે કે જડમાં હોય નહીં, ક્રોધ-માન-માયા-લોભ ચેતન સિવાય હોય નહીં, તે બધું ગૂંચાયેલું છે. ગૂંચાગૂંચ, ગૂંચાગૂંચ ! આપણે કહીએ, 'ચેતનના ગુણ કે જડના ?' ત્યારે કહે, 'ચેતનના.' ચોખ્ખું કહી દેશે. હવે ચેતનના આ ગુણ નથી, બિચારાના. હવે ગુણ અવળા માનવાથી શું થાય ? ક્યારેય આત્મા પ્રાપ્ત થાય નહીં.

ત્યારે મોટા મોટા પંડિતો ને બધા કહે છે કે ક્રોધ-માન-માયા-લોભ તો આ ચેતનનો જ ધર્મ. મેં કહ્યું, 'નિરાંત થઈ (!) ગઈ હવે ! એટલે ત્યાં સિદ્ધગતિમાંય જોડે આવે નિરાંતે. હવે એ ચેતનનો ધર્મ નથી.' ત્યારે કહે, 'જડનો ધર્મ છે ?' ત્યારે મેં કહ્યું, 'ના, જડનોય નથી, મૂઆ.' ત્યારે કહે, 'તો એ ઉપરથી પડ્યો ?' ત્યારે મેં કહ્યું, 'હા, એ ઉપરથી પડ્યા જેવું જ છે. આ સમજ બધું, વિજ્ઞાન છે આ તો.' અને

વિજ્ઞાન સિવાય ગમ્મે તેવી માથાકૂટ કરે ને યોગો-બોગો બધુંય કરે, પણ કોઈ દહાડો આત્મા પામી શકાય નહીં. આ બધું સાયન્સ જુદું છે. વિજ્ઞાન શું છે, આ લોકોને ખ્યાલ ના હોય.

**પ્રશ્નકર્તા :** ક્રોધ ઉદ્‌ભવમાં આવેલો હોય તે કોનો ગુણ છે?

**દાદાશ્રી :** ક્રોધ એ પુદ્‌ગલનો અન્વય ગુણ નથી, આત્માનો અન્વય ગુણ નથી, એ વ્યતિરેક ગુણ (વિશેષ ગુણ) છે. અને બન્નેને જુદા પાડીએ તો વ્યતિરેક ગુણ બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આપ વિગતવાર સમજાવો.

**દાદાશ્રી :** વસ્તુના જેટલા ગુણધર્મ હોય એટલા બધા કાયમને માટે એની મહીં હોય. ક્રોધ-માન-માયા-લોભ જો આત્માના ગુણ હોત તો કાયમને માટે આત્મામાં રહેવા જોઈએ. જો પુદ્‌ગલના ગુણ હોય તો પુદ્‌ગલમાં કાયમને માટે રહેવા જોઈએ. એ જડના ગુણ નથી ને ચેતનના ગુણ નથી. એ બે વસ્તુ જોડે મૂકવાથી વિશેષ ગુણ ઉત્પન્ન થયેલા છે. છતાંય શાસ્ત્રકારોએ નામ જુદું પાડ્યું છે. શાસ્ત્રકારોએ એને વ્યતિરેક ગુણ કહ્યા.

વ્યતિરેક એટલે અન્વય ગુણ નહીં. અન્વય ગુણ એટલે પોતાના છૂટે નહીં એવા. પુદ્‌ગલના ને આત્માના ગુણો અન્વય ગુણો છે.

વ્યતિરેક ગુણો પોતાને (આત્માને) ચોંટી પડે એ કેવી અજાયબી છે ! પોતાના આત્માના તો અન્વય ગુણો છે.

અત્યારેય આત્મા તો શુદ્ધ જ છે, ફક્ત આ પુદ્‌ગલ વિકૃત થયું છે.

**પ્રશ્નકર્તા :** એ વિકૃત કેમ થયું ?

**દાદાશ્રી :** હા, આપણે ને આ બે ભેગા થવાથી. આપણામાં છે તે વ્યતિરેક ગુણ ઉત્પન્ન થયો. વ્યતિરેક ગુણ ઉત્પન્ન થવાથી આ પુદ્‌ગલ વિકૃત થવા માંડ્યું. વ્યતિરેક ગુણવાળો મહીં ભાવ કરે જ.

આત્મા નથી ભાવ કરતો. અહંકાર ભાવ કરે જ કે મારે આને મારવો છે. એટલે એને એવા જ પુદ્ગલો બધા ભેગા થાય. એ મારવાનો ભાવ કર્યો ને, એટલે એને આવતે ભવ મારવું જ પડે પેલાને. અને ત્યાર પછી એનું આવે રિએક્શન, તે પછી પેલો આને મારે. સંસાર ચાલ્યા જ કરશે, આમ કરતાં કરતાં...

આમાં ભૂલ કોની ? ભોગવે તેની. શું ભૂલ ? ત્યારે કહે છે, 'હું ચંદુભાઈ છું' એ માન્યતા તારી ભૂલ. કારણ કે દોષિત જ કોઈ નથી. એટલે કોઈ ગુનેગાર નથી એમ સાબિત થાય. ગુનેગાર નથી એટલે કોઈ ગુનો કરતો નથી એવું સાબિત થાય છેને ? ત્યારે કહે છે, શું છે આની પાછળ? ત્યારે કહે છે, ચેતન ગુનો કરે તો વાંધો આવે. ચેતન તો ગુનો કરતું નથી. ચેતન, ચેતનભાવ કર્યા કરે અને તેમાંથી આ પુદ્ગલ ઊભું થાય છે. એ પુદ્ગલ ઊભું થાય છે તેમાંથી આ ભાંજગડ ઊભી થાય છે. પણ તેયે દુઃખદાયી નથી. એ તો ખાલી આમ સંગ્રહસ્થાનમાં ગયા હોયને એવું છે. સામસામી મિલન થાય, આમ થાય. 'હું છું આ' તે જ દુઃખદાયી છે. 'હું ચંદુભાઈ છું' એ જ દુઃખદાયી છે, એ માન્યતા ખસી કે ખલાસ. કોઈ ગુનેગાર જેવું છે જ નહીં જગતમાં.

ગુનેગાર દેખાય છે, તે જે તમારી જોડે ક્રોધ-માન-માયા-લોભ જે વ્યતિરેક ગુણો છેને તે દેખાડે. પોતાની દૃષ્ટિથી ગુનેગાર નથી દેખતો. ક્રોધ-માન-માયા-લોભ દેખાડે છે. જેને ક્રોધ-માન-માયા-લોભ નથી, એને કોઈ દેખાડનાર છે નહીં ને દેખાતુંય નથી. ખરી રીતે એવું છે જ નહીં. ક્રોધ-માન-માયા-લોભ પેસી ગયાં છે ને 'હું ચંદુભાઈ છું' એ માનવાથી પેસી ગયાં છે. એ 'ચંદુભાઈ' માન્યતા તૂટી ગઈ એટલે જતાં રહેશે. ઘર ખાલી કરતાં જરા વાર લાગે, બહુ દહાડાનાં પેસી ગયેલાંને ?

**પ્રશ્નકર્તા :** ચેતન, ચેતનભાવ કરે છે, એનાથી આ પુદ્ગલ ઊભું થાય છે કે ચેતન વિભાવ કરે છે તેનાથી પુદ્ગલ ઊભું થાય છે ?

**દાદાશ્રી :** ચેતન ચેતનભાવ જ કરે છે. ચેતનના સ્વભાવ અને વિશેષભાવ બેઉ છે. તે વિશેષભાવથી આ ઊભું થાય છે. વિશેષભાવ પોતે જાણીજોઈને કરતો નથી. સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ, સંજોગોના આધારે આ થાય છે. ખાલી વિશેષભાવ કરવાથી આ પુદ્ગલ ઊભું થાય છે.

ગુનો કોઈનો છે જ નહીં. 'હું આ છું', એટલે 'પુદ્ગલ હું છું' એવું ભાન થવું એ જ દુઃખદાયી છે. બીજું કશું દુઃખદાયી નથી. ચેતન ચેતનભાવ કરે છે. પુદ્ગલ પુદ્ગલભાવ કરે છે. બેઉ પોતપોતાના ભાવ જ છે.

**પ્રશ્નકર્તા :** ચેતન ચેતનભાવ કર્યા કરે અને તેમાંથી આ પુદ્ગલ ઊભું થાય છે ?

**દાદાશ્રી :** હા, પુદ્ગલ એના પ્રભાવથી ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** ચેતનના ? તો આ શબ્દ ખોટો છે તેમાંથી નહીં, તેનાથી.

**દાદાશ્રી :** હા, ચેતન ભાવ કરે છે ને જેવો ભાવ કરે છે તેવું રૂપ થતું જાય છે. સ્ત્રી ભાવ કરે તો સ્ત્રી રૂપ થતો જાય. પુરુષ ભાવ કરે તો પુરુષ રૂપ થતો જાય. હવે સ્ત્રી ભાવ આમ નથી કરતો પણ કપટ અને મોહ વધારે કરે એટલે પછી સ્ત્રી ભાવના પરમાણુ ઊભા થઈ જાય.

તેમાંથી ને તેનાથી બે સરખું જ ગણાય, આશય તો મુખ્ય વાત શબ્દે શબ્દ સમજાય એટલો જ છે. પોતાને એક્ઝેક્ટનેસ ના દેખાય એ. એ જેણે જોયું હોય તે જ જુએ અને એ શબ્દથી આપી શકાય એવું ના હોય. જેટલી જે રીતે સમજાવાય એવી રીતે સમજાવ્યું હોય, શબ્દોથી. પણ એક્ઝેક્ટનેસ ના આપી શકાય.

## ભ્રાંતિ કહે એય ભ્રાંતિ !

હવે વિશેષ ગુણમાં કયા કયા ગુણો થયા, કે આમ હું, અહંકાર,

ક્રોધ-માન-માયા-લોભ, રાગ-દ્વેષ એ બધા વિશેષ ગુણો ઉત્પન્ન થયા છે. બાકી, આત્માનો મૂળ સ્વભાવ વીતરાગ છે. જડને રાગ-દ્વેષ છે જ નહીં, એય વીતરાગ જ છે. તો આ રાગ-દ્વેષ ક્યાંથી ઉત્પન્ન થયા ? ત્યારે કહે, વિશેષ ગુણો ઉત્પન્ન થવાથી. ક્રોધ-માન-માયા-લોભ, ગુરુ-લઘુ સ્વભાવના છે. આત્મા અગુરુ-લઘુ સ્વભાવનો છે. જડ પણ અગુરુ-લઘુ સ્વભાવનું છે. બેના ગુણધર્મમાં ફેર છે ને ! આત્મા પોતાના ગુણધર્મમાંથી બહાર કોઈ દા'ડો ખસ્યો નથી. એ પોતાના ગુણધર્મમાં જ રહે છે, એના સ્વભાવિક ગુણો છે.

સ્ટેઈનલેસને જેમ કાટ નથી ચઢતો, વરસાદ, કાદવની અસર નથી થતી, તેમ આપણે કાદવમાં (સંસારરૂપી કાદવ) રહેવા છતાં કાટ આપણને નથી ચઢતો.

આ આત્મા વિભાવિક (વિરુદ્ધ ભાવી) નથી થયો, પણ આ વિશેષ પરિણામ છે. આ કશું જ નથી, માત્ર ભૂતાંનાં વળગણ છે ને તે પાછાં મુદતી છે. તે જેની મુદત પૂરી થવા આવે તેને હું છોડાવી આપું. થોડો ટાઈમ આઘોપાછો કરી આપીએ. પણ ફોરેનર્સ કહે તો તેમને ના છોડાવી શકાય.

તેથી આ પઝલ કહેવાય છે ને ! અને તે કેવી રીતે પઝલ થયું છે, એ હું જોઈને બોલું છું. આ ગપ્પું નથી, એક્ઝેક્ટ છે, જેમ છે તેમ. ભ્રાંતિ યે નથી આ. આ તો લોકોએ ભ્રાંતિ એ નામ આપેલું છે. કશું સમજણ ના પડી ત્યારે ભ્રાંતિ કહી.

## કહેવામાં ફેર, જ્ઞાની-અજ્ઞાનીને !

આ વિશેષ ગુણ એને વ્યતિરેક ગુણ કહેવામાં આવે છે. જે આ (જડ)માંય નથી, આ(ચેતન)માંય નથી. જે માને એનો પછી. 'આ મને થાય છે', માલિકી માને તેનો.

**પ્રશ્નકર્તા :** આ વ્યતિરેક ગુણ આત્માનો નથી કે પુદ્‌ગલનો નથી, તો પછી આ બન્ને આત્મા ને પુદ્‌ગલ સાથે છે, તો ત્યાં સુધી આ કોને લાગે છે ? આ વ્યતિરેક ગુણ કોનો કહેવાય ?

**દાદાશ્રી :** ઓહો ! ત્યાં સુધી કોનો આપણે કહેવો ? હા, તે ત્યાં સુધી કહેવાનો હોય તો આ છેવટે પુદ્‌ગલનો જ કહેવો પડશે. હા, પણ તે કોણ કહી શકે ? બધાં માણસો ના કહી શકે. અજ્ઞાનીએ તો મારો જ ગુણ છે, એવું કહેવું પડે. એક જ્ઞાની હોય એ જ એમ કહે કે આ પુદ્‌ગલનો ગુણ છે, મારો ન્હોય આ.

**પ્રશ્નકર્તા :** એટલે 'હું ક્રોધી છું, હું લોભી છું' એમ કહેવું પડે?

**દાદાશ્રી :** હા, 'હું જ લોભી છું ને હું જ ક્રોધી છું' એવું બોલવું પડે. અને જ્ઞાની બોલે છે કે આ પુદ્‌ગલનો સ્વભાવ છે. બન્નેના ગુણધર્મ જુદા છે. જ્ઞાની એનાથી મુક્ત થયેલા છે, એ માન્યતાથી રોંગ બિલીફથી અને અજ્ઞાનીને રોંગ બિલીફ ગઈ નથી. 'હું ચંદુભાઈ' ઈઝ ધી ફર્સ્ટ રોંગ બિલીફ. 'હું વકીલ છું' સેકન્ડ રોંગ બિલીફ. 'આનો ભઈ થઉં, આનો કાકો થઉં, આનો ફૂઓ થઉં', બધી કેટલી રોંગ બિલીફો બેઠી છે !

આ વિજ્ઞાનથી ઊભું થયેલું છે જગત, કૃષ્ણ ભગવાને કહ્યું છે એ રીતે! આ તો નૈમિત્તિક થઈ ગયેલું છે. આ તો આત્માનું વિશેષ સ્વરૂપ છે, મૂળ સ્વરૂપ નથી આ. એ વિશેષ સ્વરૂપ તે આ વિજ્ઞાનથી ઊભું થયું છે, એ જ્યારે સમજવામાં આવે ત્યારે પોતાને પોતાની શક્તિ પ્રગટ થાય. અને પછી પેલો વિશેષભાવ ઊડી જાય. આને (હુંને) પોતાનો વિશેષભાવ અને સ્વભાવ, બેઉ ખ્યાલમાં હોય, પછી પોતાનું સ્વરૂપ અનુભવમાં આવી જાય.

❖❖❖❖❖

# [૩]
# વિભાવ એટલે વિરુદ્ધભાવ ?

## વ્યાખ્યા, વિભાવ તણી !

**પ્રશ્નકર્તા :** વિભાવના કારણે આ કષાયો ઉત્પન્ન થાય છે ? સ્વરૂપમાં નહીં રહેતાં, સ્વરૂપથી ચ્યુત થતાં એ બધા વિભાવ ભાવો, કષાયના ભાવો બધા ઉત્પન્ન થાય છે ?

**દાદાશ્રી :** વિભાવ ભાવ કોના છે ? વિભાવ એટલે શું ?

**પ્રશ્નકર્તા :** સ્વભાવથી વિપરીત જવું તે.

**દાદાશ્રી :** ના, એ તો લોકોએ અર્થ આવો કર્યો છે, વિભાવનો અર્થ, સ્વભાવથી વિપરીત જવાનો. એને જો ટેવ કુટેવ પડી હોય ને, તો તો મોક્ષમાંય ના બેસી રહેવાય. ત્યાંથી પાછો દોડીને અહીં આવે. વિભાવનો અર્થ આવો નથી. આત્મા વિભાવી હોય ને, તો તો કોઈ દા'ડો કોઈ આત્મા મોક્ષે ત્યાં રહે જ નહીં. આવી આવી નાની ભૂલો એટલી બધી થઈ છે કે આખું જગત બધું બફાઈને મરી ગયું છે ! વિભાવ સમજવો જોઈએ કે ના સમજવો જોઈએ ?

**પ્રશ્નકર્તા :** આત્માએ વિભાવ કર્યો છે, શાસ્ત્રો કહે છે.

**દાદાશ્રી :** વિભાવ કર્યો એટલે તમે શું સમજ્યા ?

**પ્રશ્નકર્તા :** એ વિભાવની ભાવના એણે કરી એવી.

**દાદાશ્રી :** હવે એ જો વિભાવની ભાવના આત્મા કરતો હોયને તો તો એનો પોતાનો સ્વભાવ થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** તો પછી વિભાવ કેવી રીતે થયો ?

**દાદાશ્રી :** વિભાવનો હું તમને બતાવું છું રસ્તો. પણ આ જે વિભાવનો અર્થ આવી રીતે ચાલે છે, વિરુદ્ધભાવ સમજ્યા છે કે 'જે કરવાનું છે તેનાથી અવળું જ કરે છે આ. આ વિરુદ્ધભાવ આપણે કાઢવો જ પડશે.' પણ આ ન્હોય વિરુદ્ધભાવ, આ વિશેષભાવ છે. વિરુદ્ધભાવ હોય તો કાઢવો પડે. જો સ્વભાવની વિરુદ્ધ જાય તો એનો સ્વભાવ થઈ પડ્યો, વિરુદ્ધભાવ હોય તો તો એ કાયમનો ગુણ થયો, માટે મોક્ષમાંય એની જોડે જાય એ તો. એટલે વિરુદ્ધભાવ સમજ્યા છે ને, તે આખું બધું ખોટું છે તદ્દન, ૧૦૦ ટકા. આત્મામાં વિભાવ કરવાની શક્તિ જ નથી. આત્મા સ્વભાવિક જ છે અને સ્વભાવની વિરુદ્ધ જતો જ નથી કોઈ દહાડોય. તમને પોતાને સમજાય તો બોલજો, 'હા' પાડજો.

**પ્રશ્નકર્તા :** આત્માના પુદ્ગલ સાથેના જે સંયોગો ઊભા થયા ત્યારે જ આ વિભાવ ઉત્પન્ન થયોને ?

**દાદાશ્રી :** વિશેષભાવ થયો.

**પ્રશ્નકર્તા :** હા, તે ઊભો થયો એ સ્વભાવમાં ન ગણાય. એટલે વિભાવ એ આત્માનું જ પરિણામ ને ?

**દાદાશ્રી :** મારી વાત સાંભળોને, આત્માનું પરિણામ કહીએ તો તો પછી આપણે કો'કને વગર કામનું બોલીએ તો કેટલો બધો દોષ બેસે ?

**પ્રશ્નકર્તા :** આત્માના સ્વભાવમાં નથી પણ આત્મા એ જ પરિણામમાં પરિણમે છે માટે જ જકડાયેલો છે ને ?

**દાદાશ્રી :** ના, તે જ સમજવાનું છે. મારું કહેવાનું કે જો એને આત્માનાં પરિણામ કહો, તો ભયંકર દોષ બેસી જાય. જો પુદ્ગલનાં કહો તો પુદ્ગલનો હોય નહીં. એટલે શું છે એ ? પુદ્ગલ કહે છે, મારા ન્હોય આ ગુણધર્મ. આત્મા કહે છે, મારા ન્હોય આ. ત્યારે

ધર્મોમાં આપણા સાધુ-આચાર્યો શું કહે છે ? આ વિભાવ એ આત્માના ગુણધર્મ છે, તો એથી મહાન દોષ બેસે છે, ભયંકર અંતરાય બેસે છે. એનામાં આવો ગુણ નથી.

## શું મારો આત્મા પાપી ?

આ તો લોક કહે છે, 'આત્મા આવો વિભાવિક થઈ ગયો છે, એટલે હવે એને પાંસરો કરો.' અલ્યા, પાંસરો કરનાર કોણ ? વિભાવ થઈ ગયો છે, એ કહેનાર કોણ ? કહેનાર કોણ હશે ? અને 'મારો આત્મા પાપી છે', એવું કહેનાર કોણ હશે તે ? એનું પૃથક્કરણ કરો. બોલનાર કોણ હશે ?

એ પોતે, પાપી ના હોય એ જ બોલેને એવું ? કોણ બોલે ? 'મારો આત્મા પાપી છે, પણ હું પાપી નથી' કહે છે. વકીલ તો એવું જ પૂછેને, કે 'ત્યારે તમે ?' ત્યારે કહે, 'મારો આત્મા પાપી છે, હું નથી.' લ્યો, એનો અર્થ એ જ થયો, આ વકીલ આવું ખોળી કાઢે ! ત્યારે કહે, હા. હવે આત્માને પાપી સુધી લઈ ગયા લોક. શું સ્વાદ કાઢે એમાંથી ? કેટલાક ધર્મોમાં કેમ આવું બોલતા હશે ?

**પ્રશ્નકર્તા :** એમને હજુ મિથ્યાત્વ ભાન છે.

**દાદાશ્રી :** ના, કશું ભાન જ નથી. મિથ્યાત્વ ભાન હોય તોયે બહુ સારું કહેવાય. તોયે ખબર પડે કે, આત્મા શી રીતે પાપી ? પાપી તો હું છું, આત્માને કેમ કહેવાય આપણાથી ? મિથ્યાત્વ ભાન હોય તે એટલું બોલે ને ? પાપી તો હું છું, આત્મા કેમ ? હવે એ ભૂલ શાથી થઈ હશે ?

આગળ સદ્ગુરુઓએ કહેલું, ભગવાને કહેલું, કે પ્રતિષ્ઠિત આત્મા પાપી છે, એવું કહેજો. તે 'પ્રતિષ્ઠિત' ઊડી ગયું અને મૂળ આત્માની ઉપર આવી ગયું. તેથી તો કૃપાળુદેવે કહ્યું, કે સચોડો આત્મા જ વોસરાવી દીધો. (વોસરાવવું-અર્પણ કરી દેવું) પુદ્ગલ વોસરાવવાનું હતું, તેને બદલે શું વોસરાવ્યું ? આત્મા વોસરાવી દીધો. પુદ્ગલ રહેવા દીધું પોતાની પાસે.

હવે કેટલાક સાધુ એવું માની બેઠા છે કે આત્મા અશુદ્ધ થઈ ગયો છે. અલ્યા મૂઆ, શી રીતે તું શુદ્ધ કરીશ એ પછી ? અશુદ્ધ થઈ ગયેલો શુદ્ધ શી રીતે થાય ?

આત્મા ક્યારેય પણ અશુદ્ધ થયો નથી, કોઈ સેકન્ડમાં આત્મા અશુદ્ધ થયો નથી. અને થયો હોત તો શુદ્ધ કોઈ કરી શકત જ નહીં આ જગતમાં. કારણ કે એ સ્વભાવિક વસ્તુ છે, સ્વભાવિક વસ્તુને પ્લાસ્ટર-બ્લાસ્ટર (બગાડ ચોંટે નહીં) કશું અડે નહીં.

કોઈક શાસ્ત્રોએ એવું લખ્યું છે કે આત્મા મૂર્છિત થઈ જાય છે. આત્મા મૂર્છિત થાય તો આત્મા જ ન્હોય. અને મૂર્છિતને કોણ મટાડનાર ? તેનાથી કોઈ મોટો છે નહીં.

**પ્રશ્નકર્તા :** આમાં આત્માની પ્રેરણા તો છેને ?

**દાદાશ્રી :** પ્રેરણા હોય ત્યારે તો ભિખારો થઈ ગયો આત્મા. પ્રેરણા કરનાર માણસ ગુનેગાર છે. અને તે ફરી છૂટકારો જ ના થાય પ્રેરણા કરનારનો. આત્માએ પ્રેરણા-બ્રેરણા કરી નથી. એ ભગવાન સ્વરૂપ છે. કોઈ દહાડો અશુદ્ધતા ઉત્પન્ન જ નથી થઈ.

બાકી, આ વિજ્ઞાનથી ઊભું થયેલું છે. એ જો પ્રેરણા કરે, તો પછી કાયમનો એનો સ્વભાવ બંધાઈ જાય અને જોખમદારી આવે એની, પ્રેરકની જોખમદારી છે. એટલે આ પ્રેરકેય, પોતાના જ કર્મોનું ફળ એ પ્રેરક છે. અને તે વ્યવસ્થિત શક્તિથી થાય છે.

આ બે વસ્તુ જોડે હોવાથી ત્રીજો વિશેષ ગુણ ઉત્પન્ન થયો છે અને એ જ કર્મ ગ્રહણ કર્યા કરે છે. આ બેઉ એમની મેળે પોતાની સ્થિતિમાં જ હોય છે. મૂળ આત્મા તેની તે જ સ્થિતિમાં હોય છે, ફક્ત વિભાવિક પુદ્ગલ વિકારી બને છે. એટલે આ પ્રેરણા હોય તો કોઈ દહાડો છૂટે જ નહીં. આત્મા સંકલ્પ-વિકલ્પ કરતો જ નથી. સંકલ્પ-વિકલ્પ કરે તો જ એ પ્રેરણા કહેવાય. એટલે એ ભાવકર્મ કરતો નથી કે કર્મને પણ એ ગ્રહણ કરતો નથી, એ 'હું' જ બધું કરે છે. ભાવકર્મ આત્મા કરે તો એનો કાયમનો સ્વભાવ બંધાઈ જાય.

**પ્રશ્નકર્તા :** તો આ ભાવકર્મ એ કોનું કામ તો પછી ?

**દાદાશ્રી :** જ્ઞાનાવરણ, દર્શનાવરણ એ જેવાં જે ચશ્માં (દ્રવ્યકર્મ) 'એને' પ્રાપ્ત થયાં છે, તેના આધારે ભાવ થાય છે.

**પ્રશ્નકર્તા :** આત્માને આધારે નહીં ?

**દાદાશ્રી :** આત્મા આમ કરે જ નહીં. આ વિશેષભાવ છે, એ આત્માનો સ્વભાવભાવ નથી.

અત્યારે તો જાણે કે અહંકારના જ બધા ભાવ છે, પણ મૂળ શરૂઆત ક્યાંથી થયેલી ? વિશેષ ગુણ ઉત્પન્ન થાય છે અને તેથી ભાવ ઉત્પન્ન થાય છે, ભાવકર્મ ચાલુ થાય છે. અને આત્માનો પોતાનો સ્વભાવ જુદી વસ્તુ છે. આ વિશેષભાવ બેની હયાતીમાં થયેલો છે અને આ અમારી સાયન્ટિફિક શોધખોળ છે અને ચોવીસ તીર્થંકરોની આ જ માન્યતા હતી. પણ આ ફેરફાર થઈ ગયું તેથી તેનું ફળ નહીં મળતું. ફળ મળતું નથી, એનું કારણ જ એ છે કે આવી થોડી ભૂલ ચાલતી આવે છે ને !

**પ્રશ્નકર્તા :** જડ ને ચેતનના સામીપ્યભાવને લીધે આ પ્રમાણે થાય છે એમ કહો છો આપ ?

**દાદાશ્રી :** હા, બસ. એનાથી વિશેષભાવ ઉત્પન્ન થયો છે. આત્મા પોતાના સ્વભાવમાં છે, પુદ્ગલ છે તે વિકૃત થયેલું છે. કારણ કે બેના વિશેષ ગુણધર્મને લઈને વિકૃત થયું પુદ્ગલ અને એ વિકૃતિને લઈને આ ધમપછાડા ચાલ્યા કરે છે, એક્શન એન્ડ રિએક્શન, એક્શન એન્ડ રિએક્શન, ચાર્જ ને ડિસ્ચાર્જ, ચાર્જ ને ડિસ્ચાર્જ ચાલ્યા જ કરે છે.

આ વિશેષભાવ ઉત્પન્ન થયેલો છે અને આ જાતે જોઈને કહું છું, તેથી જ છૂટાય, નહીં તો છૂટાય નહીં આ કાળમાં. દુષમકાળમાં છૂટાતું હશે ? એક દહાડો ચિંતારહિત ના જાય. દુષમકાળમાં આર્તધ્યાન-રૌદ્રધ્યાન બંધ ના થાય. આ તો અક્રમ વિજ્ઞાન છે, તેથી આ છૂટે છે.

વિશેષભાવથી શું થાય છે કે આ આઠ દ્રવ્યકર્મ બંધાય છે, આંખે પાટા હોવાથી. અને આઠ દ્રવ્યકર્મ હોવાથી બીજા પાછા ભાવકર્મ ઉત્પન્ન થાય છે. ભાવકર્મ કોણ કરાવે છે ? આ આંખે પાટા છે તે આ ભાવકર્મ કરાવે છે.

**પ્રશ્નકર્તા :** પણ એ કર્મ તો પછી થયાં, પણ શરૂઆતમાં જ્યારે વિશેષભાવ ઊભો થયો, ત્યારે આ પાટા ક્યાંથી આવ્યા પછી ?

**દાદાશ્રી :** સંજોગોના દબાણથી વિશેષભાવ ઊભો થયો અને વિશેષભાવથી જ આ પાટા બંધાયા અને પાટા બંધાયા એટલે ઊંધું દેખાયું, એટલે ઊંધા ભાવ ઉત્પન્ન થયા. તે પાટાના આધીન છે, આત્માને આધીન નથી એ.

આ જે આઠ દ્રવ્યકર્મ છે, જ્ઞાનાવરણ, દર્શનાવરણ... એમાં આત્માની હાજરીથી પાવર પૂરાયેલો છે, આત્મા એમાં નથી પૂરાયો. અને એ પાવર કામ કરી રહ્યો છે આ. અને પાવર એય પાછો જડ છે. એટલે આ જડ ક્રિયા છે બધી. આત્માની કોઈ ક્રિયા નથી.

**પ્રશ્નકર્તા :** સામીપ્યભાવને હિસાબે ઊભા થયેલા પાવરની જ એ પ્રેરણા છે ?

**દાદાશ્રી :** હા, બરાબર છે.

ચેતન પોતાના અન્વય ગુણોથી બંધાયેલું છે, પોતાના સ્વ ગુણોથી. બીજા ગુણો એને ઉત્પન્ન થતા નથી. ફક્ત ભાનમાં બિલીફમાં જ ફેર છે. 'પોતાને' ('હું'ને) એમ ભાન થાય છે કે આ હું કરું છું. એ ભાનમાં ફેર થાય છે તે કોને થાય છે ? પાવર ચેતનને (એટલે 'હું'ને). હવે એ ભાન તૂટે ક્યારે ? ત્યારે કહે, જ્ઞાની પુરુષ પ્રકૃતિ ને પુરુષ બે છૂટું પાડી આપે ત્યારે એ ભાન તૂટે, નહીં તો ભાન તૂટે નહીં ને !

એટલે આ પાવર ભરેલો છે. જેમ બેટરીમાં સેલ હોય છે ને, તે સેલમાં પાવર ભર્યા પછી એ ફળ આપે છે, કામ આપે છે. નથી

આપતા? ક્યાં સુધી આપે ? જ્યાં સુધી ભરેલો માલ છે, પૂરણ કર્યું છે તે ગલન થતાં સુધી એ પાવર ફળ આપે. ગલન થઈ રહે એટલે કાઢી નાખવાનું. જે ગલન થાય છે, તે પૂરણ થઈ ગયેલું છે. ગલન એ ડિસ્ચાર્જ છે અને પૂરણ એ ચાર્જ છે. પૂરણમાંથી ગલન થાય છે અને ગલનમાંથી 'પોતે' અહંકારે કરીને પાછો પુદ્ગલ ઊભું કરે છે, પૂરણ કરે છે. એટલે ટાંકી ખલાસ થતી નથી. ખાલી થાય તે પહેલાં પાણી રેડ રેડ કરે છે અને પછી કહે છે, મારે મુક્તિમાં જવું છે. અલ્યા મૂઆ, જવાતું હશે ? આ ધંધો જ બંધનનો તે માંડ્યો છે !

એટલે આ ચેતન સમજણ પડે એવું નથી. અમારું આત્મજ્ઞાન એ બહુ મોટી વસ્તુ છે. કેવળજ્ઞાનમાં ને એમાં ફેર જ નથી, ચાર ડીગ્રીનો જ ફેર છે. અને તે આત્મજ્ઞાન કેવું ? અનુભવેલું હોવું જોઈએ. આત્મા છૂટાપણે વર્તવો જોઈએ, તદ્દન છૂટો અને તે નિરાલંબ આત્મા હોવો જોઈએ. આવો આત્મા ના ચાલે. આ તો પાવર આત્મા (પાવર ચેતન)ની બધાએ વાત કરી છે. હવે એ પાવર આત્મા કહ્યો તો લોકોને સમજણ પડે, નહીં તો એમ ને એમ ચેતન કહીએ તો શી રીતે સમજણ પડે? સેલમાં જેમ પાવર ભર્યો છે, તેમાં બેટરી અને પાવર ભરનારી વસ્તુ જુદી હોય છે. અને સેલ છે તે એનું કામ કર્યા કરે છે. આ સેલ જ છે, મન-વચન-કાયાના ત્રણ સેલ છે. તે જ્યાં સુધી પાવર ભરેલો છે એ પાવર ખલાસ થશે ત્યાં સુધી આ સેલ ચાલશે, પછી પડી જશે. એને ડિસ્ચાર્જ કહીએ છીએ આપણે. તમારે કશું કરવું ના પડે, એની મેળે જ ડિસ્ચાર્જ થયા કરે. તમારે જોયા જ કરવાનું કે આ શી રીતે થાય છે, એટલું જ અને ડહાપણ કરવા જશો તો આંગળી દઝાશે.

આ તો બહુ ઊંડી કરામત છે, આ બધું રહસ્યવાળું વિજ્ઞાન છે, ચોવીસ તીર્થંકરોનું ભેગું વિજ્ઞાન છે. નહીં તો એક કલાકમાં ભેદજ્ઞાન થાય, એવું તો ક્યારેય પણ બનેલું નહીં અને તે સંસારમાં રહેવા સાથે. ત્યાગીઓનુંય નહોતું થતું. પણ આ સંસારમાં રહેવા સાથે, છોકરા રમાડે, બધું રમાડે, ખાય-પીએ, મોજ કરે તોય કશું હરકત ના આવે.

કારણ કે આ તીર્થંકરોનું વિજ્ઞાન છે, આ અક્રમ વિજ્ઞાન છે.

અને આ તો પાવર ભરેલો છે, બીજું કશું જ છે નહીં. આમાં ચેતન છે જ નહીં. એટલે અમે એને પાવર નથી કહેતા પણ નિશ્ચેતન ચેતન કહીએ છીએ.

પ્રેરણા ઈશ્વરની નથી, આત્માની નથી. પ્રેરણા કરનાર હોય તે જ ગુનેગાર કહેવાય. પ્રેરક એ મોટામાં મોટો ગુનેગાર, કર્મ એને જ લાગુ થાય. અને આત્મા તો ચોખ્ખો, શુદ્ધ સ્વરૂપી છે અને એને કર્મ અડે એવો છે નહીં. 'કર્મ' સ્થૂળ વસ્તુ છે અને 'આત્મા' સૂક્ષ્મતમ છે, જે 'મેં' જોયેલો છે, અનુભવ્યો છે, તેમાં જ વર્તું છું. નિરાલંબ આત્મા જોયેલો છે.

## રાગાદિ ભાવ નથી આત્માના !

**પ્રશ્નકર્તા :** 'આત્માના આંતરિક રાગાદિ ભાવ નિશ્ચય દૃષ્ટિએ બંધના કારણ છે. અને બંધને સંસારનો હેતુ કહ્યો છે.' એ જરા સમજાવો.

**દાદાશ્રી :** હવે રાગાદિ ભાવ આત્માના પોતાના નથી. અહીં જરા આ લોકોમાં સ્પષ્ટતા લખાઈ નથી. પોતાના રાગાદિ ભાવ નથી, એ પરઉપાધિ છે. ઉપાધિની પેઠે છે. જેમ કોઈ માણસ ઉપાધિમાં આવ્યો હોય અને તેથી ઉપાધિ ગૃહિત લાગે, તે ઉપાધિને લઈને છે. ઉપાધિ ના હોય તો કશું છે જ નહીં. એટલે રાગાદિ ગુણ પોતાના ગુણ નથી. બે વસ્તુ ભેગી થવાથી ત્રીજી વસ્તુ ઊભી થાય છે. જુદા જ ગુણધર્મ, એ રાગ-દ્વેષ એ વ્યતિરેક ગુણો છે. એટલે અહીં આગળ એ લોકોના ક્રમિક માર્ગમાં આ સિસ્ટમ છે. અને તો જ એમને ચાલે એવું છે. નહીં તો ચાલે નહીં ને ! અને 'અક્રમ' આપણું ચોખ્ખું કહે છે.

**પ્રશ્નકર્તા :** હવે રાગ પરિણામ પોતાના પર્યાયમાં છે, માટે આત્મા તેનો કર્તા છે. હવે રાગ પરિણામ શું આત્માનો પર્યાય છે ?

**દાદાશ્રી :** ના, એવું નથી. આપણે જે સમજ્યાને એ આખો

ક્રમિક માર્ગ જાણતો જ નથી.

**પ્રશ્નકર્તા :** તો સાવ ઊલટું જ છે ?

**દાદાશ્રી :** જ્યાં આત્મા નથી, ત્યાં જ આત્મા માને છે.

**પ્રશ્નકર્તા :** હં. જ્યાં નથી ત્યાં માને છે. એટલે આ મુશ્કેલી ઊભી થાય.

**દાદાશ્રી :** ત્યાં બિલકુલ આત્મા નથી હોતો, વગર ચેતનને ચાલે છે, મેં કહ્યું ને, એવું માન્યામાં શી રીતે આવે ?

**પ્રશ્નકર્તા :** વાંચવામાં આવ્યું છે કે, પુદ્‌ગલ અને આત્મા અવગાહનરૂપે રહેલા છે અને એને લીધે આ વિભાવિક ભાવ ઉત્પન્ન થાય છે. ખરેખર આત્મા કર્તા નથી અને પુદ્‌ગલ કર્તા નથી, એવું કુંદકુંદાચાર્ય કહે છે. તમે જે સહેલી ભાષામાં કહ્યું, તો શાસ્ત્ર એમ કર્તા કેવી રીતે કહી શકે ?

**દાદાશ્રી :** આમાં કોઈનું ખોટું કહેતા નથી. પાછું એવું ચોખ્ખું લખે છે કે જ્ઞાન દશાએ પોતાના સ્વભાવનો જ કર્તા છે. અજ્ઞાન દશાએ આનો (વિભાવનો) કર્તા છે. પણ વાત એકાંતિક રહી ગઈ. તે કર્તાપણું છૂટતું નથી. ને એ સાયન્ટિફિક વાત સમજાતી નથી. બીજા ધર્મોમાંય એમ કહે છે કે ભગવાનની ઈચ્છા વગર આ થાય નહીં. એટલે ભગવાનને મહીં લપોટ્યા. એટલે શી રીતે જ્ઞાન થાય એને ? વિરોધાભાસ કરે. આ તો આપણા અક્રમ વિજ્ઞાને બધા સાંધા તોડી નાખ્યા.

## કર્તાપણે માંડ્યો સંસાર !

હવે આ લોકોએ શું કહ્યું કે આત્મા કર્તા છે. અરે, એટલે સુધી લોકોએ કહ્યું કે આત્મા ભાવકર્મનો કર્તા છે. એટલે ભાવકર્મનો કર્તા ઠરાવી દીધો. જો વિભાવનો કર્તા હોય તો ત્યાં મોક્ષમાંય કર્તા જ રહે. ત્યાં કેમ નથી રહ્યો ? એટલે આ તો જ્ઞાની પુરુષ આવે ત્યારે બધું ખુલ્લું કરી આપે.

આ ભાવકર્મ ‘મને’ થાય છે એ જ બંધન છે, એ પરભાવ છે. પરભાવને સ્વભાવ માને એ જ બંધન. પરભાવ કેમ ? પરસત્તાને આધીન છે. શાસ્ત્રોમાં શું લખ્યું છે, કે સ્વભાવથી અકર્તા છે. આ વિભાવથી, વિશેષભાવથી કર્તા છે અને માટે ભોક્તા છે. હવે તે આખું અહીં એમ ને એમ રહી ગયું અને વ્યવહારમાં જ ચાલ્યું. વ્યવહારને જ આત્મા માનવામાં આવ્યો.

**પ્રશ્નકર્તા :** એ અપેક્ષાએ છે ને ?

**દાદાશ્રી :** હા. વ્યવહારની અપેક્ષાએ જો કર્તા સમજોને, તો કામ થાય. નહીં તો અપેક્ષા ભૂલી જાય છેને ! ને કામ થયેલું દેખાતું નથીને તમને ? એનું શું કારણ છે? મૂળમાં બહુ ભૂલો છે, ઘણી ભૂલો છે. આ તો ઊલટું દેખાતું નથી ને ઊલટી ઉપાધિઓ બહુ છે, કષાયો પાર વગરનાં છે. હંમેશાં કષાયની પોષણા હોય ત્યાં આગળ વીતરાગ ધર્મ ના હોય. એવું તમને લાગે છે ?

બોલો હવે, લાખ અવતાર સુધી આવા સ્વચ્છંદ વિહારે ચાલે તો દહાડો વળે ? પોતાના સ્વચ્છંદ વિહાર છે, ને લોકોને શું કહે કે ‘આ બધા મૂર્ખા લોકો છે.’ લોકોને પાછા મૂર્ખા કહે.

વિશેષભાવ એટલે આત્મા આ બધું કેવળજ્ઞાનથી જાણી શકે છે અને બીજું આ વિશેષભાવેય જાણી શકે છે, એમ કહે છે. એવા સંજોગો હોય તો વિશેષભાવનેય પોતે જાણી શકે છે. એટલે વિશેષભાવ એ સંયોગ, કાળને લઈને છે. તે સંયોગ છૂટા કરીએ તો વિશેષભાવ ઊડી જાય. એટલે આત્મા ને પુદ્ગલ બે ભેગાં થયેલાં છે તે છૂટા કરી આપું એટલે એનો વિશેષભાવ ઊડી ગયો.

## પ્રતિષ્ઠા પૂરી સર્જ્યો...

તમને મૂળ હકીકત કહી દઉં. બે પ્રકારના આત્મા છે, એક મૂળ આત્મા છે ને એ મૂળ આત્માને લઈને બીજો ઊભો થયેલો આ વ્યવહાર આત્મા છે. મૂળ આત્મા નિશ્ચય આત્મા છે, તેમાં કશો ફેરફાર થયો જ નથી. એ જેવો છે તેવો જ છે અને તેનાં અંગે વ્યવહાર

આત્મા ઊભો થયેલો છે. જેવી રીતે આપણે અરીસા સામા જઈએ ત્યારે બે 'ચંદુભાઈ' દેખાય કે ના દેખાય ?

**પ્રશ્નકર્તા :** હા, બે દેખાય.

**દાદાશ્રી :** એવું આ વ્યવહાર આત્મા ઊભો થયેલો છે. એને અમે 'પ્રતિષ્ઠિત આત્મા' કહ્યો. એમાં પોતાની પ્રતિષ્ઠા કરેલી છે. માટે જો હજુ 'તમે' પ્રતિષ્ઠા કરશો, 'હું ચંદુભાઈ છું, હું ચંદુભાઈ છું' કરશો તો ફરી આવતા ભવ માટેનો પ્રતિષ્ઠિત આત્મા ઊભો થશે. આ વ્યવહારને સત્ય માનશો તો ફરી વ્યવહાર આત્મા ઊભો થશે. નિશ્ચય આત્મા તો તેવો ને તેવો જ છે. જો એનો સ્પર્શ થઈ જાય ને, તો કલ્યાણ થઈ ગયું ! અત્યારે તો વ્યવહાર આત્માનો જ સ્પર્શ છે.

એક માણસ ખારેકનો મોટો એજન્ટ છે, સહુ લોક એને કહે કે 'આ ખારેકવાળા શેઠ છે.' પણ કોર્ટમાં એ વકીલ ગણાતા હોય. એ વકીલાત કરતા હોય તો વકીલ ગણાય ને ? એવી રીતે 'તમે' વ્યવહારિક કાર્યમાં જો મસ્ત છો તો 'તમે' 'વ્યવહારિક આત્મા' છો અને નિશ્ચયમાં મસ્ત છો તો 'તમે' 'નિશ્ચય આત્મા' છો. મૂળ 'તમે' ને 'તમે' જ છો પણ કયા કાર્યમાં છો, એના ઉપર આધાર છે.

## વ્યવહાર આત્મા એ જ અહંકાર !

**પ્રશ્નકર્તા :** હવે વિભાવ અવસ્થામાં પોતે ઉપયોગ મૂકે છે એટલે આત્માને કર્મ બંધાય છે. એટલે આ આત્માનો જ ઉપયોગ વિભાવ દશામાં જાય છે. જો એ સ્વભાવમાં રહે તો એને કર્મ બંધાતું નથી, એ બરોબર છે ?

**દાદાશ્રી :** ના, ખોટી વાત છે. આત્મા નિરંતર સ્વભાવમાં જ રહે છે, એ જ મૂળ આત્મા. અને જે સ્વભાવ ને વિભાવ થયા કરે છે એ વ્યવહાર આત્મા છે. મૂળ આત્મા તો નિરંતર મુક્ત જ છે, અનાદિ મુક્ત છે. અંદર બેઠેલો છે પાછો. વ્યવહાર એટલે અત્યારે જે માનેલો 'આત્મા' છે એ વિભાવિક છે અને વ્યવહાર આત્મામાં આટલું એક સેન્ટ પણ ચેતન નથી.

**પ્રશ્નકર્તા :** આ વ્યવહાર આત્મા છે એ જ અહંકાર છે ?

**દાદાશ્રી :** હા, એ જ અહંકાર છે. અને એમાં સેન્ટ પણ ચેતન નથી. જુઓ, ચેતન વગર કેવું જગત ચાલ્યા કરે છે ! આ વર્લ્ડમાં પહેલી વખત બહાર પાડું છું કે આમાં ચેતન નથી.

**પ્રશ્નકર્તા :** આપે અમને જ્ઞાન આપ્યું એ પહેલાં તો અમારો આત્મા, વ્યવહાર આત્મા હતોને ?

**દાદાશ્રી :** હા, બીજું શું હતું ત્યારે ? આ વ્યવહાર આત્મામાં રહી અને તમે મૂળ આત્માને જોયો. એને જોયો ત્યાંથી સ્થંભિત થઈ ગયા કે ઓહોહો ! આટલો આનંદ છે ! એટલે પછી એમાં જ રમણતા ચાલી. પહેલાં રમણતા સંસારમાં, ભૌતિકમાં ચાલતી હતી.

## સંસાર અનૂઉપચારિક, વ્યવહારથી...

આ દુનિયામાં કોઈ પુરાવો નથી આત્માનો. પણ અનૂઉપચારિક (અનુપચરિત) વ્યવહારનો પુરાવો તો છે જ ને કે કંઈ પણ ઉપચાર કર્યા વગર આ શરીર બન્યું, કોઈ બનાવનાર ન હોવા છતાંય. તેને બદલે લોકોએ ઠોકી બેસાડ્યું કે ભગવાન છે અને ભગવાને આ બધા પૂતળાં બનાવ્યાં એમના કારખાનામાં. એટલે આગળ વિચાર કરવાનું બારણુ જ બંધ થઈ ગયું ને ! પણ આપણે શું કહીએ છીએ, ભગવાને બનાવ્યું નથી. અને આ અનૂઉપચારિક વ્યવહાર તો જો ! આ વ્યવહાર ઉપચારિક વ્યવહાર નથી. ઉપચારિક વ્યવહાર તો આપણે આમ, મહીં ચા બનાવીએ ખરેખર તે. 'ચા મેં બનાવી' કહેવું એય ભ્રાંતિ છે. એય અનૂઉપચારિક વ્યવહાર જ છે આ જગત. પણ એટલું એને એમ લાગે છે કે 'આ હું કરું છું' એ, એટલે સંસાર ઊભો થઈ ગયો છે. એય અનૂઉપચારિક વ્યવહાર જ છે પાછો. જો એમ અનૂઉપચારિક વ્યવહાર ના હોય તો મરે જ નહીંને કોઈ ! એ ઉપચારિક વ્યવહાર હોત તો કોઈ મરે નહીં ને ! એય અનૂઉપચારિક વ્યવહાર જ છે. એ રાત્રે કામ હોય તો ઊંઘી જ ના જાય ને ! એ અનૂઉપચારિક વ્યવહાર છે તે ! પણ આટલા બધાની બુદ્ધિ કેવી સતેજ થઈ જાય છે ને એટલે આ બધું

કરીએ ત્યાં 'હું કરું છું' એ ભાન થઈ જાય છે. અને એ ભાનેય કેવી રીતે થાય છે? વ્યતિરેક ગુણ ઉત્પન્ન થઈ જાય છે, તેથી.

એટલે આ આત્મા અને અનાત્માની, બન્નેની હાજરીથી વ્યતિરેક ગુણો ઉત્પન્ન થયા. એકલા આત્માથી થઈ શકે નહીં, એકલા અનાત્માથી થઈ શકે નહીં. એટલે અહીં એક ખસેડી નાખે. એટલે પછી ઉત્પન્ન ના થાય.

**પ્રશ્નકર્તા :** એ હાજરીમાં પણ એ મારું ગણ્યું એટલે થયાને ?

**દાદાશ્રી :** મારું ગણનાર કોણ તે ? આત્માય 'મારું' ના કહે અને પુદ્ગલેય 'મારું' ના કહે.

**પ્રશ્નકર્તા :** પણ અત્યારે પાસે તો છે જ ને ?

**દાદાશ્રી :** એ પાસે છે એટલે જાગૃતિ ઊડી ગઈ આખી. એ જાગૃતિ ઉત્પન્ન થઈ એટલે છૂટું પડી ગયું, વ્યતિરેક ગુણ બંધ.

**પ્રશ્નકર્તા :** હવે એ જ, પાસેની કઈ જાગૃતિ ઊભી થઈ ?

**દાદાશ્રી :** પાસે આવ્યા એટલે એને આવરણ આવી ગયું, જાગૃતિ ઊડી ગઈ. તે પછી એ પાસે આવનાર આવરણ તોડી નાખ્યું એટલે જુદું થઈ ગયું. આવરણ તોડવાનાં હોય છે ને ?

**પ્રશ્નકર્તા :** એટલે બંને દ્રવ્યો તો ભિન્ન જ છે પણ આ પેલા પાસે આવવાને લીધે એ થયું હતું ?

**દાદાશ્રી :** ભિન્ન જ છે, કશું કોઈએ કર્યું જ નથી. કોઈએ કોઈને મદદ કરી નથી. કોઈએ કોઈનું નુકસાન કર્યું નથી. કશું છે જ નહીં. આ બધી જ તમારી ભૂલ છે. પાછા એ લોકોય કબૂલ કરે છે કે કોઈ દ્રવ્ય બીજા દ્રવ્યની મદદ કરી શકે નહીં. કોઈ નુકસાન કરતું નથી. તે મૂઆ કોણે કર્યું આ, ખોળી કાઢને ? આત્માએ કર્યું કે અનાત્માએ કર્યું? ત્યારે જવાબ એ આપણા લોક સમજે નહીં. વૈજ્ઞાનિક વાત છે આ.

## વિશેષ ફોડ, વિભાવઅવસ્થાના...

વિશેષ ગુણ તમને સમજમાં આવ્યું ? આ તત્ત્વના વિશેષ ગુણ છે, એ એક્ઝેક્ટ હોય છે. પણ હું તમને, એની સિમિલીમાં બીજો અહીંનો અવસ્થાનો વિશેષ ગુણ બતાવું. તત્ત્વના વિશેષ ગુણ તમે જોઈ શકો નહીં. એટલે અવસ્થાથી તમને બતાવું કે કેવી રીતે આ ઊભું થયેલું છે !

**પ્રશ્નકર્તા :** આપ જરા દૃષ્ટાંત આપીને સમજાવો ને કે આ જે ભેગું થયું, એનું મૂળ કારણ શું ?

**દાદાશ્રી :** આની સિમિલી તત્વોમાં હોતી નથી છતાં આ સિમિલી આપું, તેમાં મને કારણ ખોળી આપો. જેમ આપણે બગીચામાં આરસ નંખાવ્યો હોય. આરસનો રોડ કર્યો હોય, તે રોજે શેઠ બૂટ પહેરીને આવ-જાવ કરે. તે વખતે એમને શું ખબર પડે કે આ પથ્થરનો શું સ્વભાવ છે તે ? તે પછી એક દા'ડો બપોરે બે વાગે છોકરું ત્યાં રમતું હશે તે પડ્યું, તે આ ઉઘાડા પગે ત્યાં દોડતા ગયા ઉનાળાને દહાડે, તો આરસ શું આપણને ફળ આપે ?

**પ્રશ્નકર્તા :** ગરમી, ગરમી.

**દાદાશ્રી :** ના, પણ ગરમી તો આ ઉપરેય લાગે છે પણ પગને શું થાય અસર ?

**પ્રશ્નકર્તા :** દઝાડે.

**દાદાશ્રી :** દઝાય. એટલે શેઠને એમ ભ્રમ પેસે કે આ કોન્ટ્રાકટરે શું કર્યું ? આવા ગરમ પથરા કેમ ઘાલ્યા આ લોકોએ ? એટલે કોન્ટ્રાકટરને ઠપકો આપે કે 'ભઈ, તેં ગરમ પથરા ઘાલ્યા માટે તારા પૈસા કાપી લેવામાં આવશે.' ત્યારે કોન્ટ્રાકટર ખુલાસો કરે કે 'સાહેબ, મેં ગરમ પથરા ઘાલ્યા નથી, પથરા તો ઠંડા જ ઘાલ્યા છે, પણ આ સૂર્યનારાયણના સંજોગથી આ ગરમ થયેલા છે. તે હમણે સૂર્યનારાયણ આથમી જશે કે તરત એના સ્વભાવમાં આવી જશે.'

એટલે આ સૂર્યનારાયણની હાજરીથી આ ગરમ થયા છે. એટલે વિશેષ ગુણ ઉત્પન્ન થયો અને તે સૂર્યનારાયણ ખસી જશે એટલે વિશેષ ગુણ ઊડી જશે.

એ રીતે આ અહંકાર ઊભો થઈ ગયો છે. હવે આવો ફોડ શાસ્ત્રમાં પાડ્યો ના હોય ! અને આવા દાખલાય કોણ આપે ? દાખલો હોય તો સમજાય ને ! સમજાવી દીધુંને ? તે ત્રીજો ગુણ ઊભો થઈ ગયો છે.

**પ્રશ્નકર્તા :** તો તો પછી એમ થયુંને, પથ્થરે સૂર્યનો ગુણ ગ્રહણ કર્યો. ત્રીજો ગુણ ના થયોને ?

**દાદાશ્રી :** ના, પથ્થર સૂર્યનો ગુણ ગ્રહણ કરતો નથી. અસર થાય છે એને, સૂર્યની ઈફેક્ટ થાય છે. પોતાનો સ્વભાવ તો ઠંડો જ છે, પણ આ અસર થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** તો આ ગરમી અને ઠંડી એ વાતાવરણની અસર છે ?

**દાદાશ્રી :** સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. સૂર્યના રેઝ (કિરણો) જમીનને ટચ થાય છે, તેની ગરમી ઊભી થઈ છે.

થોડું ઘણું બુદ્ધિમાં ઉતરે કે ના ઉતરે ?

## પ્રેરણા આમાં પાવરની !

સૂર્યની હાજરીમાં અહીં કોઈ વસ્તુ મૂકી હોય તો ઉર્જા ઉત્પન્ન થાય કે ના થાય ?

**પ્રશ્નકર્તા :** થાય.

**દાદાશ્રી :** એટલે એ પોતે કર્તા નથી એમાં. આ બે વસ્તુ ભેગી થાય એટલે ઉર્જા ઉત્પન્ન થાય. એવી રીતે આ ઉત્પન્ન થયેલું છે. હવે આ શી રીતે ગેડ બેસે ? માણસને શી રીતે મેળ પડે આ? કોઈના કર્યા વગર થાય કેવી રીતે ? કહેશે. આની ગેડ ના બેસેને ?

**પ્રશ્નકર્તા :** ના બેસે.

**દાદાશ્રી :** અને પ્રેરણા છે. પ્રેરણા કોની છે ? પાવરની પ્રેરણા છે, આ ચેતનની નથી આ. જો ચેતનની પ્રેરણા હોત તો ચેતન બંધાય.

એટલે આ સમજવું બહુ સહેલું નથી, બહુ અઘરું છે. તેથી તો બધું આ પાછું ને પાછું પડ્યા કરે છે. તેથી તો ત્યાગ કરવા પડે છે, નહીં તો ત્યાગ કરવાનું હોતું હશે ? જો આત્મા સમજ્યો તો ત્યાગ કરવાનું નથી અને નથી સમજ્યો તો ત્યાગ કર્યા જ કરને તારી મેળે, અનંત અવતાર સુધી ત્યાગ કર્યા કરને ! ત્યાગી ને આત્મા બે જુદા છે. ત્યાગી પુદ્‌ગલનો વ્યાપારી છે.

**પ્રશ્નકર્તા :** પાવર ને ચૈતન્ય બે જુદા જુદા છે ?

**દાદાશ્રી :** જેમ સૂર્ય અને અહીં આગળ ઉર્જા ઉત્પન્ન થાયને એટલું જુદું છે. સૂર્યને લઈને ઉર્જા ઉત્પન્ન થાય, એટલું જુદું છે. પાવર એમાં સૂર્યનું કંઈ કર્તાપણું નથી. એમાં બીજી વસ્તુ ભેગી થઈ એટલે ઉર્જા ઉત્પન્ન થાય. જો તમે અહીં મોટો જાડો કાચ મૂકી દો, તો એ કાચના આધારે બીજી વસ્તુ ભેગી થઈ એટલે મોટું એ થાય અને એનાથી બધું સળગે નીચે. એમાં સૂર્યને કંઈ લેવાદેવા નથી. આ વસ્તુ બીજી ભેગી છે તે એને લીધે છે, એ ખસેડી લો એટલે કશું નથી પાછું. હવે ખસે શી રીતે ?

**પ્રશ્નકર્તા :** ખસેડનારો મળે તો ખસેડી આપે.

**દાદાશ્રી :** ખસેડી આપે. તેથી કૃપાળુદેવે કહ્યું કે મોક્ષદાતા પુરુષ મળશે ત્યારે તમારો છૂટકો થશે. મોક્ષનું દાન આપવા આવ્યા હોય ! તે દાન આપનારા કેવા હશે ? કૃપાળુદેવે જ શબ્દ લખ્યો કે મોક્ષદાતા ! બાકી કોઈ જગ્યાએ મોક્ષદાતા નથી લખ્યું !

❖❖❖❖❖

## [૪]

# પ્રથમ ફસામણ આત્માની !

### વર્લ્ડ, ઈટ સેલ્ફ પઝલ !

આ સંસારના સ્પર્શથી આ વિશેષ ગુણ ઉત્પન્ન થયો છે. તે વિશેષ ગુણ એનો કાળ પાકશે, એટલે બંધ થઈ જશે. એનો અમલ ઉતરી જશે. આ સંસારનો અમલ એટલે ભ્રાંતિ. તે અમલ ઉતરી જશે, એટલે રાગે પડી જશે. પોતે છે એ જ થઈને ઊભો રહેશે. એટલે આવું કશું થયું જ નથી, ત્યાં આગળ પછી ઉત્પન્ન કરવાનું ક્યાં રહ્યું ? તે જગત ઉત્પન્ન જ થયું નથી, જગત સનાતન છે. ક્યારેય આની આદિ હતી જ નહીં, પછી એને ખોળવાનું ક્યાં રહ્યું ? પછી બનાવનારેય, કહેવાની જરૂર નહીં. ધ વર્લ્ડ ઈઝ ધી પઝલ ઈટસેલ્ફ, ઈટસેલ્ફ પઝલ થયેલું છે આ. ગોડ હેઝ નોટ પઝલ્ડ ધીસ વર્લ્ડ એટ ઓલ. (આ દુનિયા સ્વયંભૂ કોયડો છે. સ્વયંભૂ કોયડામય થયેલું છે આ. ભગવાને આ દુનિયા બનાવી(રચી) જ નથી.

### નથી આદિ અજ્ઞાનતાની !

**પ્રશ્નકર્તા :** દાદા, તો આ અજ્ઞાનતા કેવી રીતે પહેલી પેદા થઈ છે, આખી દુનિયામાં ?

**દાદાશ્રી :** એ તો પહેલેથી હતી જ. શરૂઆત જ નથી થયેલી. (જ્ઞાની પાસેથી જ્ઞાન મળ્યા પછી) એનો એન્ડ આવે છે.

**પ્રશ્નકર્તા :** એન્ડ આવે તો બિગિનિંગ થઈ ક્યાંથી ?

**દાદાશ્રી :** આ બધું હતું, હતું ને હતું જ. કારણ કે છ

અવિનાશી તત્ત્વો ભેગાં હતાં, અને છૂટાં પાડે કે તરત જુદું પડી જાય. એ બધાં તત્ત્વો તો મુક્ત જ છે. આ એકલું જ ચેતન છે તે બંધાયું છે. કારણ કે 'એને' એમ લાગ્યું કે 'આ કોણ કરે છે ?' પણ એ તો અહંકાર ઊભો થઈ ગયો, આ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સથી.

**પ્રશ્નકર્તા :** પણ શુદ્ધ આત્મામાં શા માટે વ્યતિરેક ગુણ પણ આવવો જોઈએ ?

**દાદાશ્રી :** આત્માનો નથી તે ગુણ. એ જુદો ઉત્પન્ન થયેલો છે આ.

**પ્રશ્નકર્તા :** એટલે આ ક્રિયાશક્તિ અનાદિથી આત્માની જોડે જ થઈ ને ?

**દાદાશ્રી :** ના, એવુંય કશું નથી.

**પ્રશ્નકર્તા :** એક વસ્તુ એ છે કે આત્માને અકર્તા તો આપણે માનીએ છીએ.

**દાદાશ્રી :** અકર્તા છે જ.

**પ્રશ્નકર્તા :** છે જ. કારણ કે ગરમ લોખંડ ઉપર મારેલો હથોડો જેમ અગ્નિને વાગતો નથી. એમ આત્માને કશું જ નથી થતું.

**દાદાશ્રી :** તે જ કહું છું, આત્માને કશું થતું નથી. આ તો બધું અહંકારને જ થાય છે. અહંકાર જતો રહે એટલે કશું જ નથી.

અહંકાર જ બધું કરે. અહંકાર આંધળો છે, દેખતો જ નથી બિચારો અને બુદ્ધિની આંખે ચાલે એ. હવે બુદ્ધિ કહેશે, 'એ તો આપણા મામા સસરા થાય.' ત્યારે અહંકાર કહે, 'સારું' !

## ભ્રમણાઓ બધી, બુદ્ધિની !

**પ્રશ્નકર્તા :** એટલે આ બધા બુદ્ધિના જ વાંધા હશેને ?

**દાદાશ્રી :** બુદ્ધિને લઈ જ આ સંસાર ઊભો થયો છે.

**પ્રશ્નકર્તા :** તો બિલીફ પણ બુદ્ધિમાં ના આવે ?

**દાદાશ્રી :** ના, ના, રોંગ બિલીફ અહંકારથી છે. બુદ્ધિને બિલીફ કરવાનો રસ્તો જ નથી.

એ તો અહંકાર ને બધુંય રોંગ બિલીફ છે. રોંગ બિલીફ કરનારોય પોતે રોંગ બિલીફ છે. રોંગ બિલીફમાં રહીને રોંગ બિલીફ કરે છે. એ રાઈટ બિલીફમાં રહીને રોંગ બિલીફ નથી કરતો.

**પ્રશ્નકર્તા :** રાઈટ બિલીફમાં રહીને રોંગ બિલીફ થાય જ નહીં.

**દાદાશ્રી :** તો તો થાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એમ થયો કે આત્માને બુદ્ધિના સંયોગથી આ રોંગ બિલીફ થાય છે અથવા તો આત્મા બુદ્ધિના આશ્રયે કરીને આવું કરે છે.

**દાદાશ્રી :** ના, આત્મા તો એવું કશું કરતો જ નથીને ! આત્મા તો અકર્તા છે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ કોના આધારે આ બધું કરે છે ?

**દાદાશ્રી :** અહંકારના આધારે.

**પ્રશ્નકર્તા :** અહંકાર પણ જડ છે ?

**દાદાશ્રી :** હા, જડ તો બધું જ છે ને, પણ એ સાવ જડ નથી. અહંકાર છે તે મિશ્ર ચેતન છે, બુદ્ધિ મિશ્ર ચેતન છે, મન એકલું જ જડ (નિશ્ચેતન ચેતન) છે. ચિત્તેય મિશ્ર ચેતન છે. માઈન્ડ ઈઝ કમ્પલીટ ફીઝિકલ. (મન સંપૂર્ણ જડ છે.)

એટલે આત્મા તો પરમાનંદ સ્વરૂપી છે. પોતાના સ્વભાવમાં આવે તો ખલાસ થઈ ગયું. સ્વભાવમાં નથી આવ્યો અત્યારે, આ ઉપાધિભાવને લઈને.

**પ્રશ્નકર્તા :** આ આત્મા જે છે, આ બુદ્ધિને લીધે ભ્રાંતિ થઈ, પણ બુદ્ધિ ને આત્મા સાથે જો ન હોય તો આ ભ્રમ થવાનું કારણ જ નથી. એટલે તો બુદ્ધિ જ આ બધું કરે છે અને આત્માને એનો સ્પર્શ છે, તો આત્મા તો મોક્ષ સ્વરૂપ જ છે. તો આપણે આ બધા ગોટાળા કેમ થયા કરે છે ?

**દાદાશ્રી :** ના, થયો નથીને સ્પર્શ, કશું થયું નથી.

**પ્રશ્નકર્તા :** તો પછી એનામાં આ જે અશુદ્ધ કર્મો બંધાઈ ગયાં છે, એ કેવી રીતે બંધાયા ? એ સમજવું છે મારે.

**દાદાશ્રી :** એ સમજવા માટે અહીંયાં આવ્યા કરવું પડે. આ એકદમ એવી મોટી વાત છે કે વારંવાર અહીંયાં આવ્યા કરવું પડે. એક દા'ડામાં કહીશ તો તમને બધું સમજાશેય નહીં. થોડું થોડું સમજતા જાવને તો એનો પાર આવે. એક દા'ડામાં ગાંસડી, પોટલાં બધાં બંધાય? એટલે જરા સત્સંગમાં આવવું પડે. હજુ છીએ બે-ચાર દા'ડા, ફેરો મારો ને ! ગમ્યું તમને? કંઈ પૂછીએ તો એ બધું ઠેકાણે આવે.

## અંત છે પણ નથી આદિ કર્મની !

**પ્રશ્નકર્તા :** કર્મના બંધનનું મૂળ ક્યાંથી શરૂ થયું છે ?

**દાદાશ્રી :** આ કર્મના બંધનનું બીગિનિંગ નથી. કર્મના બંધનનો એન્ડ આવે વખતે, પણ બીગિનિંગ નથી. કારણ કે આ તો વૈજ્ઞાનિક પ્રયોગ છે. પાણી પહેલું એટલે છે તે ઓક્સિજન પહેલું કે હાઈડ્રોજન પહેલું? કોણ પહેલું તે પાણી થયું ? બધું આ એટ-એ-ટાઈમ છે. સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે આ. એટલે કોઈ પહેલું-પછી છે નહીં. શુદ્ધ ચેતન અને શુદ્ધ જડ બેઉ સાથે થયાં, આ વિશેષ ગુણ ઉત્પન્ન થયો એટલે વિશેષ ગુણધર્મને ભજે છે. તેમાં કર્તાપણાનો ગુણધર્મ ઉત્પન્ન થયો ને તેનાથી કર્મ બંધાય છે. હવે તેય સ્થૂળ છે ને આત્મા સૂક્ષ્મ છે. આ વિશેષભાવ ક્યાં સુધી ? જ્યાં સુધી પુદ્ગલનો સંયોગ છે ત્યાં સુધી. એ સંયોગ કંઈ કાયમનો નથી.

આ જગત બદલાય છે પણ ભગવાન ભગવાનરૂપે જ રહેલા છે, એમનું રૂપ બદલાતું નથી !

આત્મા ક્યારેય પણ અશુદ્ધ થયો જ નથી. કારણ કે આત્મા સ્વભાવિક વસ્તુ છે. સ્વભાવિક વસ્તુને પ્લાસ્ટર-બ્લાસ્ટર કરી શકાય નહીં. એના ટુકડા કરી ના શકાય. આત્માના અંશ ના થાય. અંશ તો આવરણમાં જેટલા કાણા પડ્યા તેટલા અંશ પ્રગટ થાય.

## પ્રવાસ, નિગોદમાંથી સિદ્ધ સુધીનો !

**પ્રશ્નકર્તા :** આ માનવ છે એ પણ આત્માનો વિશેષભાવ છે?

**દાદાશ્રી :** વિશેષભાવ જ છે બધું !

**પ્રશ્નકર્તા :** એટલે આ બધું ચેતન અને જડ બેઉ એક જ છે?

**દાદાશ્રી :** ના, એક તો હોતું હશે ? આ તો જડની અસર ચેતન ઉપર પડી છે અને ચેતનની અસર જડ ઉપર પડી છે. તે જડ ચેતનવાળું થઈ ગયું અને ચેતન જડવાળું થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** ચેતન જડવાળું થઈ શકે ?

**દાદાશ્રી :** જડવાળું એટલે એટલી અસર જ થયેલી છે ખાલી, ખરેખર તેમ થયું નથી. ખરેખર તો આ જડને થયું છે. ખરેખર અસર થઈ જડને, ચેતનને ખરેખર અસર થઈ નથી, પણ ચેતનની બિલીફમાં અસર રહી છે. ફક્ત બિલીફ જ બદલાયેલી, એ રોંગ બિલીફ બેઠી છે.

**પ્રશ્નકર્તા :** માનવ દેહને સર્વોતમ ગણવામાં આવ્યો છે, તો પછી આ આત્મા જો પશુ કે કીટાણુ કે જીવાણુઓનો દેહ ધારણ કરે તો એ દુ:ખદ ઘટના ન કહેવાય, આત્મા માટે ?

**દાદાશ્રી :** આ અગ્નિને બરફ ઠંડો કરે ખરો ? યા તો કોઈ માણસ બરફને અડે તો દઝાય ખરો ? આ દેવતા બરફને અડાડીએ તો ? તો બરફ ના દઝાય ? આત્માને કોઈ દહાડો કશું થતું જ નથી.

એ તો પરમાનંદી છે ને આ તો બીજો કાટ વળ્યો છે.

**પ્રશ્નકર્તા :** જીવ કયા કર્મથી નિગોદમાં હોય ?

**દાદાશ્રી :** નિગોદમાં તો ભયંકર કર્મો, હજુ એમાંથી કોઈ કર્મ છૂટ્યું નથી અને એમાંથી એકેય ઈન્દ્રિય ઉત્પન્ન નથી થઈ, પ્રકાશ અજવાળું નથી બહાર પડ્યું ત્યાં સુધી નિગોદમાં જ હોય. નિગોદ એટલે સંપૂર્ણ કર્મથી આરોપિત.

**પ્રશ્નકર્તા :** પણ નિગોદમાં હોવાનું કારણ શું આમ ?

**દાદાશ્રી :** એ તો કુદરતી નિયમના આધારે નિગોદમાં જ છે. એમાંથી આ વ્યવહારમાં આવે છે. આવરણ ઓછાં થતાં જાય છે અને પછી છૂટો થાય છે ત્યાં આગળ એ. અને આ જે એનું કારણ છે એ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. આ વ્યતિરેક ગુણ ઉત્પન્ન થયા છે અને તેનાથી આ નિગોદ પણ ઉત્પન્ન થયું. નિગોદમાંથી પછી ધીમે ધીમે ધીમે એકેન્દ્રિય થાય, બે ઈન્દ્રિય થાય, ત્રણ ઈન્દ્રિય થાય, જેવા જેવા સંજોગ બદલાય તેમ ડેવલપ થયા કરે.

**પ્રશ્નકર્તા :** જ્યારે વ્યવહારમાં આવ્યો જીવ, ત્યારે કાળ મળ્યો અને પુદ્‌ગલના પરમાણુ પણ મળ્યા, તે સિવાય તો ઉત્પન્ન થાય જ નહીં ને વ્યતિરેક ગુણ ?

**દાદાશ્રી :** ના, વ્યતિરેક તો થઈ ગયેલો છે.

**પ્રશ્નકર્તા :** કેવી રીતે થયો ? ત્યારે કાળ પ્રવાહમાં આવ્યો...

**દાદાશ્રી :** અવ્યવહારના જીવો છે, એ જ વ્યતિરેક ગુણવાળા.

**પ્રશ્નકર્તા :** અચ્છા દાદા, અવ્યવહાર જીવમાં પહેલેથી જ એ બધા ગુણો હશે ?

**દાદાશ્રી :** હા, બધે. જીવમાત્ર આ બાજુ વ્યતિરેક ગુણવાળા જ છે બધા અને આ સિદ્ધો, એ વ્યતિરેક ખલાસ થઈને સિદ્ધમાં ગયા.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, જે નવો (વ્યતિરેક) ગુણ ઉત્પન્ન

(ચાર્જ) ના થાય એ જ સિદ્ધ થઈ જાય ?

**દાદાશ્રી :** જૂનો (વ્યતિરેક) ગુણ હોય, તે ઉખડી (ખલાસ થઈ) (ડિસ્ચાર્જ થઈ) જાય એટલે સિદ્ધ થઈ જાય. વ્યતિરેક ગુણો ઉત્પન્ન થવાના બંધ થઈ જાય એટલે સિદ્ધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એકેન્દ્રિય જીવમાં એ કેવી રીતે રહેલા હોય ? ક્રોધ-માન-માયા-લોભ...

**દાદાશ્રી :** એ મૂળ ભાવે રહેલા છે. ક્રોધ-માન-માયા-લોભનાં મૂળ ભાવ શું છે ? રાગ-દ્વેષ. એ રાગ-દ્વેષમાંથી આ જુદા થયા, રાગમાંથી લોભ અને કપટ અને દ્વેષમાંથી માન અને ક્રોધ. એવી રીતે મૂળ એનું રાગ-દ્વેષ અને રાગ-દ્વેષનું મૂળ શું ? રુચિ-અરુચિ. એ ઝાડનેય રુચિ-અરુચિ ખરી બધાને. એકેન્દ્રિય જીવમાત્રને રુચિ-અરુચિ ખરી. ના ગમે, શું કરે, છૂટકો જ નહીંને ! ના ગમવાની તો લાગણી ખરીને ? દુઃખ થાય છે એ ભાન થયુંને ? દુઃખ થાય ત્યાં અરુચિ, પાછું સુખેયે થાય. સારો પવન હોય, વરસાદ પડ્યો હોય, ત્યારે ઝાડેય ખુશમાં આવી જાય. છોડવાયે ખુશમાં આવી જાય. બહુ તાપ પડતો હોય કે હિમ પડતું હોય ત્યારે છોડવા બધા દુઃખી દુઃખી થઈ જાય. એટલે બધું જ્યાં જુઓ ત્યાં આનું આ, ક્રોધ-માન-માયા-લોભ.

**પ્રશ્નકર્તા :** આ પ્રાણી સૃષ્ટિ, તે ચોર્યાસી લાખ યોનિ છે, આ જે મનુષ્યો બન્યા, તે બધી આ વ્યતિરેક ગુણોથી જ ઊભી થયેલી છે કે ?

**દાદાશ્રી :** હા, બધું વ્યતિરેક ગુણોથી જ બન્યું.

**પ્રશ્નકર્તા :** તો આ આકાર, જાત જાતના આકાર, આ બધું...

**દાદાશ્રી :** હા, આપણે અહીં ધોધ પડે છે ત્યારે પરપોટા થાય છે ને, તે એક જ જાતના હોય છે ?

**પ્રશ્નકર્તા :** ના, જુદા જુદા હોય. નાના-મોટા હોય.

**દાદાશ્રી :** કોઈ આવડો થાય, કોઈ આવડો થાય, આવડો થાય,

આવડો થાય, એવું આ બધું. એમાં કંઈ ભગવાન ત્યાં આવ્યા અને કરવા બેઠા છે ? એવું આ પરપોટા ઊભા થાય ને ફૂટી જાય, ઊભા થાય ને ફૂટી જાય.

**પ્રશ્નકર્તા :** પણ સાથે દરેક પ્રાણીઓના જુદા જુદા ગુણો, સ્વભાવ આવે છે ને ?

**દાદાશ્રી :** હા, એ તો દરેકને જુદી જુદી સ્પેસ હોય, તે જુદા જુદા, એમાંય સ્વભાવ જુદા જુદા હોય. જેવા એવિડન્સ મળે એવું થઈ આવે. બીજા સંજોગો જેવા મળે એવું થઈ જાય. એ સંજોગોની બહાર તમારું સ્વરૂપ છે.

## સંયોગોના દબાણે સર્જ્યો સંસાર !

**પ્રશ્નકર્તા :** આપણે એમ માનીએ કે કોઈ અલૌકિક શક્તિ છે, બીજી બાજુ આપણે છીએ. આપણે એના ભાગ છીએને...

**દાદાશ્રી :** ભાગ કોઈના નથી, તમે ભાગ નથી.

**પ્રશ્નકર્તા :** એક જ છીએ ?

**દાદાશ્રી :** નહીં, નહીં, એકેય નથી. તમે તમારે સ્વતંત્ર છો. તમારો કોઈ ઉપરી નથી. આપણે એના જો ભાગ હોયને તો તો મારી મારીને તેલ કાઢી નાખે આપણું. એવું નથી, આ તો બિલકુલ સ્વતંત્ર છે.

**પ્રશ્નકર્તા :** આ બધા સ્વતંત્ર છે તો આ જે દરેક એકમો બધા જુદા જુદા છે, તે એ સંજોગો કઈ રીતે ગોઠવાયેલા છે ?

**દાદાશ્રી :** બિલકુલ રેગ્યુલેટર (વ્યવસ્થિત, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ)થી ગોઠવાયેલું છે આ.

**પ્રશ્નકર્તા :** આપે તારણ તો કહી દીધું કે આવી રીતે આ ગોઠવાયેલા છે, પણ એનું કારણ શું ?

**દાદાશ્રી :** એનાં કારણમાં બીજું કંઈ નથી વસ્તુમાં. એ આ જીવો નિરંતર પ્રવાહ કરી અને સ્વભાવિક થવા ફરે છે, સ્વભાવિક ! વિશેષભાવી થયેલા છે, તે સ્વભાવિક થવા ફરે છે. આ વિશેષભાવ કેમ થયું ? ત્યારે કહે, ઉપાધિ સ્વભાવથી. કારણ કે આપણને આ બધા એવિડન્સ ભેગા થયા, એટલે આપણને એવિડન્સના આધારે દબાણ થાય છે, ને ઉપાધિભાવ થાય છે.

આમાંથી જે ચેતન છે, તે એકલું જ મોક્ષ તરફ વહી રહ્યું છે. બીજું કશું આમાં થઈ રહ્યું નથી, બીજું તો એમ ને એમ જ છે, નિરંતર. પણ બુદ્ધિ કેવું ખોળી કાઢે છે કે શરૂઆત વગર તો કેવી રીતે થાય? અલ્યા, શરૂઆત કરીશ તો એન્ડ આવશે. તું જ મૂરખ બનીશ. રાઉન્ડને શરૂઆત હોય ? કો'ક કહેશે કે ભઈ, આ સૂર્યનારાયણ ઊગે છે, તે સૂર્યનારાયણની શરૂઆત ક્યાં આગળથી ?

અને જો ભગવાને બનાવ્યું કહેને, તો તો પછી એનો સાંધો જ નહીં જડે. ત્યારે વિજ્ઞાનથી હું કહું છું તો જ એનો સાંધો જડે.

## તીરછી નજર, ને પડ્યું ચોંટી !

આત્મા, એનામાં સ્વભાવિક જ્ઞાન-દર્શન અને વિભાવિક જ્ઞાન-દર્શન હોય છે. એટલે આમ તીરછું જોયું તેથી કંઈ મૂઆ ચોંટી પડ્યું? ત્યારે કહે, 'હા, તેથી જ ચોંટી જ પડ્યું આ જગત આખુંય.' 'તીરછું કેમ જોયું?' કહે છે.

હા, તે આવું આ જગત ચોંટી પડ્યું છે. સંયોગોનો બધો જથ્થો છે તે પાર વગરનો અને જથ્થામાં તીરછું જોયું એટલે આવી બન્યું અને પછી ચાલ્યું એકમાંથી એક, એકમાંથી એક, પછી અનંત બધું વધતું જ ચાલ્યું. હવે એ ચેતન છે ને, તેને મહીં છૂટવું છે તોય નહીં છૂટાતું. ત્યારે મૂઆ, પુદ્ગલનું જોર વધારે કે ચેતનનું જોર વધારે ? તો અત્યારે તો પુદ્ગલમાં જ 'હું ફસાયો છું' કહે છે, નહીં ? જો બાજી બધી લોખંડની હોય ને, તો તો ક્યારનુંય વેલ્ડીંગ કરીને કાપી નાખે, પણ આ કંઈ મહીં લોખંડનું છે બધું ? કાંગરી પણ ના તૂટે. માયાજાળ !

એટલે આ તો જે મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર છે ને, એ 'હું કરું છું, હું કરું છું' કહે છે, એ તો બધાં હથિયાર છે. આ હથિયાર ચાલું કેમ થઈ ગયાં ? મિથ્યાત્વ દર્શનથી. સમ્યક્ દર્શન થાય તો આ હથિયાર પાછા સીધા થઈ જાય.

એવું છે, હંમેશાં આ દૃષ્ટિ તો કેવી છે ? આમ બેઠાં હોય તો આપણને એક જ લાઈટને બદલે બે લાઈટ દેખાય. આંખ જરા (દબાણ આવે તો) આમ થઈ જાય તો બે દેખાય કે ના દેખાય ? હવે ખરેખર તો એક જ છે, છતાં બે દેખાય છે. આપણે રકાબીમાં ચા પીતાં હોઈએ તોય ઘણી વખત રકાબીની અંદર એ સર્કલ હોય ને, તે બબ્બે દેખાય. એનું શું કારણ ? કે બે આંખો છે, એટલે બધું ડબલ દેખાય છે. આ આંખો ય જુએ છે અને પેલી મહીંલી આંખોય જુએ છે, પણ તે મિથ્યાદૃષ્ટિ છે. એટલે આ બધું ઊંધું દેખાડે છે. જો છતું દેખાડે તો બધી ઉપાધિ રહિત થાય, સર્વ ઉપાધિ રહિત થાય.

આત્માએ કર્મ ભોગવ્યું નથી. અહંકારે કર્મ ભોગવ્યું નથી. અહંકારે વિષય ભોગવ્યો જ નથી, છતાં અહંકાર ફક્ત માને જ છે કે મેં ભોગવ્યું. કૃષ્ણ ભગવાન કહે છે, વિષયો વિષયોમાં વર્તે છે, એ બધું સ્વભાવિક છે. એમાં અહંકાર કહે છે, 'હું કરું છું' એટલે ભોગવવું પડે છે પછી. ખોટો આરોપિતભાવ છે અહંકાર, તેથી કર્મ બંધાય છે. 'હું કરું છું' બોલ્યો તેથી કર્મ બંધાય. 'હું કરું છું' એવું ભાન જતું રહે, એટલે કર્મ છૂટયા. પછી સંવરપૂર્વક નિર્જરા થાય.

**પ્રશ્નકર્તા :** કર્તાપણાની માન્યતા કેવી રીતે ઊભી થઈ ?

**દાદાશ્રી :** રોંગ બિલીફ થઈ, અહંકાર ઊભો થયો કે 'હું કરું છું'. આમાં અહંકાર કોઈ વસ્તુ જ નથી, છતાંય શરીરમાં અહંકારનો ફોટો પડે એવો છે પાછો. પૌદ્ગલિક રૂપે શરીરમાં ફોટો પડે એવો છે. અહંકાર વસ્તુ સ્થિતિમાં કશું કરતો જ નથી, છતાં એ અહંકાર 'હું કરું છું' એમ માને છે, એટલું જ. ખાલી બિલીફ રોંગ છે. બિલીફ સુધારે કે બધો ફેરફાર થઈ ગયો. (વ્યવહાર) આત્મા બગડ્યો નથી, કશું

બગડ્યું નથી, બિલીફ સહેજ બગડી છે.

**પ્રશ્નકર્તા :** અહંકારનો લય થઈ જાય પછી જીવ કોના આધારે રહે ?

**દાદાશ્રી :** આ બિલીફ ખસેડેને, એટલે અહંકારનો લય થઈ જાય. તમારી આમ (સંસાર ભણી) દૃષ્ટિ છે ત્યાં સુધી અહંકાર છે અને દૃષ્ટિ ફરે એટલે અહંકારનો લય થઈ જાય બધું. તે પોતાના સ્વરૂપની દૃષ્ટિ થઈ જાય કે અહંકાર લય થઈ જાય. પછી મૂળ આત્માને કશા આધારની જરૂર નથી. નિરાલંબ છે !

## મુખડું ન દેખાડે અરીસો કદી ?

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનતા તો મારા આત્મા પર પછી ચડી, તો મૂળથી મારો આત્મા જ્ઞાની હતો ?

**દાદાશ્રી :** એ જ હું તમને કહું છું. એ આત્મા મૂળ તો સંપૂર્ણ પ્રકાશવાળો છે. કોઈ દા'ડો અરીસામાં આપણે ન દેખાઈએ એવું બને નહીંને ? પણ બહારની ખરાબ હવા થાય, વાતાવરણ ખરાબ થાય એટલે અરીસામાં આપણે ન દેખાઈએ, એવું થાયને ! બને કે ન બને ?

**પ્રશ્નકર્તા :** ધુમ્મસ હોય, એવું કંઈ હોય તો બને.

**દાદાશ્રી :** ત્યારે વાતાવરણની અસર થયેલી છે.

**પ્રશ્નકર્તા :** પણ આત્મા એ જ પોતે પરમાત્મા હોય, તો એને આ બધું થાય શું કામ ? એ મોહમાં પડે કેમ ?

**દાદાશ્રી :** કશું થયું જ નથી. મોહમાં પડ્યો નથી, ફસાયો છે. પોતે જાતે કોઈ પડે જ નહીં.

વ્યવહાર બધો સંજોગોનો ભરેલો છે. જ્યારે અહીંથી જ્યાં સંજોગો ના હોય ત્યાં સિદ્ધપદમાં જવાનું થાય, ત્યારે એને સાધનો મળી આવે. શાસ્ત્રો, જ્ઞાની પુરુષો, બધાં સાધન મળી આવે, ત્યારે પોતાનું સ્વરૂપ

સમજે, ત્યારથી એ છૂટવા માંડે. એક ભવ, બે ભવ, પંદર ભવમાં પણ ઉકેલ આવી જાય એ તો.

'કોટિ વર્ષનું સ્વપ્ન પણ, જાગ્રત થતાં શમાય,
તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતાં દૂર થાય.'
- શ્રીમદ્ રાજચંદ્ર

'કોટિ વર્ષનું સ્વપ્ન પણ', લોકોને સ્વપ્ન આવે છે, તે બધા સાત-સાત અવતાર થઈ ગયા હોય એવું સ્વપ્નમાં જુએ! સ્વપ્નું કરોડ વર્ષનું આવ્યું હોય પણ જાગૃત થતાં સમાઈ જાય. જાગે એટલે ઊડી જાય ને?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** પછી લેવાદેવાનું રહે કશું ? એવી રીતે આ 'કોટિ વર્ષનું સ્વપ્ન પણ જાગૃત થતાં સમાય, તેમ વિભાવ અનાદિનો', અનાદિના વિશેષભાવ છે એ 'જ્ઞાન થતાં દૂર થાય' એમ કૃપાળુદેવ કહે છે.

કોઈ કાળે સાંભળ્યું ના હોય એવું આ અક્રમ વિજ્ઞાન છે. એટલે વાત સમજે તો ઉકેલ આવે.

❖❖❖❖❖

## [૫]

# અન્વય ગુણો-વ્યતિરેક ગુણો !

### 'ગુણધર્મો'માં થયો વિશેષભાવ !

**પ્રશ્નકર્તા :** આ જે વિભાવાવસ્થા ઉત્પન્ન થઈ, પણ એ સ્વભાવમાંથી વિભાવ થવાનું પહેલું કારણ શું હશે ?

**દાદાશ્રી :** પહેલું કશું કારણ જ નથી. દુનિયામાં નિયમ છે એવો કે બે વસ્તુ ભેગી થાય, એ જુદી હોય ત્યારે ગુણધર્મ જુદા હોય. અને એ બે ભેગી થાય ત્યારે 'ગુણધર્મ'માં 'વિશેષભાવ' ઉત્પન્ન થાય. બે ભેગી થઈ છે માટે. કોઈ ભેગું ના થાયને તો વિશેષભાવ ના થાય.

**પ્રશ્નકર્તા :** બે વસ્તુના ગુણધર્મો જે છે તે અને સામીપ્યભાવે કરીને વિશેષભાવ ઉત્પન્ન થયો છે, તેના ગુણધર્મો જુદા છે ?

**દાદાશ્રી :** જુદા છે.

કોઈ પણ પ્રકાશ સૂર્યનો હોય કે લાઈટનો હોય પ્રકાશ પણ માણસ ઊભો રહ્યો તો પડછાયો એની જોડે ઊભો થઈ જાય. બે વસ્તુમાં ત્રીજી હાજરી ઊભી થઈ જાય.

ખાલી અરીસો જુએ તોય બધું આપણા જેવું જ દેખાય ને એવી રીતે આ ઉત્પન્ન થયું છે.

આ આત્માનો વિશેષભાવ છે, વિશેષ સ્વરૂપ છે, વિભાવ સ્વરૂપ જે એનામાં કાયમને માટે હોતો નથી. આ બીજાના સંજોગથી આ ઉત્પન્ન થયો છે અને પોતે તો પાછો સ્વભાવમાં જ છે. આ વિશેષભાવ એને વળગ્યો, ભૂત વળગ્યું હોય એમ. ભૂત વળગ્યું હોય તેથી કંઈ

માણસ મરી ગયો નથી. એ છે એટલા પૂરતી અસર રહે, બીજું કશું નહીં. તેમ આ સંસાર ભૂતની પેઠ વળગ્યો છે, બાકી કશું નથી.

ચોખા સ્વભાવિક વસ્તુ કહેવાય અને ખીચડી વિશેષભાવ કહેવાય. ડાંગર એ સ્વભાવિક કહેવાય, જેવું કુદરતી રીતે જન્મ થયો, એણે ખીચડી બનાવી તે પાછો વિશેષભાવ થયો. ખીચડી એ વિશેષભાવવાળી છે અને આત્મા સહજ ભાવવાળો છે.

## એ કહેવાય અન્વય ગુણો !

બાકી, આ પઝલ મેં જાતે જોયું છે, કે શી રીતે આ પઝલ થયું છે. ક્રોધ-માન-માયા-લોભ એ વ્યતિરેક ગુણો છે, અન્વય ગુણ નહીં.

**પ્રશ્નકર્તા :** અન્વય ગુણ એટલે ?

**દાદાશ્રી :** અન્વય ગુણ એટલે સ્વભાવિક ગુણ. મોક્ષમાંય રહે, અહીંયાંય રહે. જ્યાં હોય ત્યાં કાયમના સાથે રહેનારા. અને વ્યતિરેક એટલે અમુક સંજોગ ભેગા છે ત્યાં સુધી રહેશે. એટલે ટેમ્પરરી છે, કાળવર્તી છે. બાકી જુદા થયા એટલે વિખરાઈ ગયું.

**પ્રશ્નકર્તા :** આત્માના અન્વય ગુણો કયા કયા ? એને અન્વય ગુણ કેમ કહ્યા ?

**દાદાશ્રી :** એના પોતાના ગુણો એ અન્વય ગુણો.

**પ્રશ્નકર્તા :** એને શબ્દ અન્વય કેમ વાપર્યો ?

**દાદાશ્રી :** એના પોતાના છે. તે અન્વય અંદર વણાયેલા, આત્માના ગુણ. વ્યતિરેક એટલે ક્રોધ-માન-માયા-લોભ એ જુદા, 'આપણે' કંઈ લેવાદેવા નહીં. અન્વય ગુણો એ આત્માના પોતાના ગુણો. એ તો અનંત ગુણનું ધામ છે. અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતશક્તિ, અનંતસુખ, બધા કેટલા ગુણો છે આત્માના !

**પ્રશ્નકર્તા :** પણ એ દાદા, જરા વધારે સ્પષ્ટ સમજાવવાની જરૂર છે. આ અન્વય સંબંધ એ શું થાય છે ?

**દાદાશ્રી :** એ પોતાની માલિકીનું. જ્ઞાન-દર્શન એ બધું પોતાની માલિકીનું, એકલું જ પોતાનું. બીજું બધું આ પૂરણ-ગલન થાય એ અન્વય સંબંધ નથી. એ તો જતાં રહે થોડીવાર પછી. આખું જગત આમાં ફસાયું છે.

હવે વ્યતિરેક ઉપર શાસ્ત્રમાં કહ્યું છે, તે લોકોને દેખાતું હશે?

**પ્રશ્નકર્તા :** આત્માના ગુણ આટલા અને વ્યતિરેક ગુણ આટલા તે ગોખી ગોખીને મુખપાઠે કરેલા, પણ કશું સમજ જ ના પડે ને!

**દાદાશ્રી :** ચાલે નહીં ને ! ગોખીને મોઢે કરેલું શું દહાડો વળે? અન્વય ગુણ, અન્વય ગુણ, પણ મૂઆ ! અન્વય ગુણ એટલે શું ? એનો વિરોધી કયો ગુણ કહેવાય ? તો કહે, વ્યતિરેક. તો વ્યતિરેક એટલે શું ? ખાલી શબ્દોને જ ગા ગા કર્યાથી દહાડો વળે ? બોલતાંની સાથે જ સમજવું જોઈએ કે કયું ? બોલતાંની સાથે વ્યુ પોઈન્ટ તો પહોંચે, દૃષ્ટિ પહોંચે.

**પ્રશ્નકર્તા :** ભાવ અને ગુણમાં ફરક શું ? આત્માના આ ભાવ અને આત્માના આ ગુણ, એ બન્નેનું ફરક શું ?

**દાદાશ્રી :** ભાવ બે પ્રકારના હોય; એક સ્વભાવ હોય ને બીજો, વિભાવ. સ્વભાવના ગુણો કહેવાય બધા, આત્માના ગુણ કહેવાય ને બીજો, વિશેષભાવ હોય તે વ્યતિરેક ગુણ એટલે આત્માના નહીં.

**પ્રશ્નકર્તા :** આત્માના બીજા પદાર્થ જોડે મિક્ષ્ચરથી ઊભા થયેલા?

**દાદાશ્રી :** હા, કાલે સૂર્ય, ચંદ્ર, પૃથ્વી બધાં ભેગાં થયાં તો બીજા કેટલી જાતના ભાવો ઊભા થયા હશે ? તે ત્રણ ભેગાં થવાથી, કેટલી જાતના ગ્રહણ જેવા ફેરફાર થઈ ગયા છે ! તે વિશેષભાવ કહેવાય. તો સૂર્યનો ગુણધર્મ હોય તો એવું ને એવું જ ગ્રહણ રોજ થાય. તે ચંદ્રનો ગુણધર્મ હોય તો એવું રોજ ગ્રહણ થાય. પણ આ ભેગાં થયા ત્યાં નવી જ જાતનું, બસ. એવી રીતે આ જડ-ચેતન બે ભેગાં થતાં જ નવી જાતનું ઉત્પન્ન થાય છે.

## સદ્ગુણોની નથી કીંમત ત્યાં !

આપણે આપણા ટટ્ટુને રેસમાં ઉતારવું નથી. આપણે તો આપણા ટટ્ટુ પાસે મોક્ષે જવાનું કામ લેવાનું છે. તો તેને આ જગતના રેસકોર્સમાં ઉતારશો નહીં.

મોક્ષમાર્ગમાં લોક સદ્ગુણો ખોળે છે, પણ એ ગુણો વ્યતિરેક છે. એ આત્માના ગુણો નથી, એ પૌદ્ગલિક ગુણો છે. લોકો સદ્ગુણોને આત્માના ગુણો માને છે. ક્રોધ-માન-માયા-લોભને પણ આત્માના ગુણો માને છે.

એ તો દૃઢપ્રહારી હતોને !* દૃઢપ્રહારી કહેતા હતા ને ? પેલો ગાયને મારી નાખે, તે હવે એ તો ભયંકર નિર્દયી હતો. બ્રાહ્મણને મારી નાખે છે. પછી ગર્ભવતી બ્રાહ્મણીને મારી નાખે છે. તેની સાથે જ વ્યતિરેક ગુણ ઉત્પન્ન થાય છે. દયા એટલી બધી જબરજસ્ત દયા, બચ્ચું તરફડતા જોયું, તે જોતાં જ દયા આવી. એ વ્યતિરેક ગુણ કહેવાય. બે ભેગું થવાથી, તે વ્યતિરેક ગુણ કોઈ શીખવાડવા જ ગયું નથી. નહીં તો ભયંકર નિર્દયી માણસ હતો. કોઈ જગ્યાએ દયા જ ના આવે.

**પ્રશ્નકર્તા :** તો પછી વ્યતિરેક ગુણ ઊભો થવાથી આટલા બધા લોકો દુઃખી થઈ ગયા ?

**દાદાશ્રી :** થયા જ છે ને ! સ્વભાવમાં કંઈ દુઃખ છે જ નહીં, વિભાવમાં જ નર્યાં દુઃખો છે.

જેમ સ્ટીમ કોલ જો બૂમો પાડે, 'જો મને ટાઢ વાય છે, જો ટાઢ વાય છે!' ત્યારે આપણે શું કહીએ ? 'મૂઆ, તારે લીધે તો બધાની ટાઢ ઊડે છે ઊલટી ! તને શી રીતે ટાઢ વાતી હશે ?' આ સૂર્યનારાયણ બૂમ પાડે, 'મને ટાઢ વાય છે, ટાઢ વાય છે !' ત્યારે એ તો એક સૂર્યનારાયણ છે પણ આ આત્મા પોતે તો હજારો સૂર્યનારાયણ છે, ત્યાં એ પોતે કહે છે, 'મને ટાઢ વાય છે ! ઓઢાડો, ઓઢાડો.'

*શાસ્ત્રમાં દાખલો છે.

નથી કહેતા શિયાળાની ટાઢમાં ? પાછું કહેશે કે એ હિમ પડ્યું ! અલ્યા મૂઆ, હિમ તારી ઉપર શી રીતે પડે છે ? હિમ તો ગરમ ચીજ ઉપર પડે કે ટાઢી ચીજ ઉપર પડે ? તું નથી ગરમ, તું નથી ટાઢો, તારી ઉપર હિમ શી રીતે પડે ? પણ જો માની બેઠા છે, જો માની બેઠા છે ! એટલી બધી રોંગ બિલીફ ભરી છે કે આનો પાર જ ના આવે !

આ વિભાવિક એ તો વ્યવહાર જ છે. ઉદય ક્ષણે ક્ષણે બદલાયા કરે. હવે એમાં વિરોધાભાસ હોય પાછો. સ્વભાવમાં વિરોધાભાસ નથી, અવિરોધાભાસ. એને કોઈ દુઃખ અડે નહીં. એટમબોમ્બ પડે ને અડે નહીં, એવો એ સ્વભાવિક નિશ્ચય. અગર તો એટમબોમ્બને એ નુકસાન કરે નહીં કોઈ.

## અંતે જીતવાનું નહીં, છૂટું પાડવાનું !

**પ્રશ્નકર્તા :** દાદા, અહીંયાં (આ પુસ્તકમાં) શબ્દ 'જીત સંગદોષા' આ કીધું, જીતવાનું કીધું ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** તમે જે કહો છો, એ છૂટું પાડવાનું ?

**દાદાશ્રી :** હા, જીતવાનું તો નીચેની અપેક્ષામાં, નીચેના સ્ટેજમાં હોય ત્યાં સુધી જીતવાનું. નીચેના સ્ટાન્ડર્ડોમાં પણ છેવટે તો છૂટું જ થવું પડશે. આ સંગદોષ થયો એ કોના આધીન ? સંગદોષ છૂટે તે કોના આધીન ? ઘણા કાળ પછી સંગદોષ છૂટે. સંગદોષ થયા પછી તો ચોર્યાસી લાખ યોનિઓમાં અવતાર તો થાય પણ કેટલીય વખત મહીં યોનિઓમાં ફર્યા કરે, તો તે શેના આધીન ? ત્યારે કહે, તે નિયતિના આધીન.

'વ્યતિરેકી ગુણ ટાઢા, નિજ સત્સંગ મેં.'

જે વ્યતિરેક ગુણ છે, ક્રોધ-માન-માયા-લોભ, તે નિજ સત્સંગ

એટલે આત્માના સત્સંગમાં બધા ટાઢા ટપ થઈ જાય.

અહીં એ વ્યતિરેક ગુણો ક્યારે છૂટે, કે પોતાની દૃષ્ટિ પોતાના સ્વભાવ ભણી થઈ ત્યારથી છૂટે. અત્યારે દૃષ્ટિ જે છે, એ વિશેષ પરિણામમાં છે, એટલે ક્રોધ-માન-માયા-લોભ ઊભાં થાય છે. જ્ઞાની એ દૃષ્ટિ ફેરવી આપે ને સ્વભાવિક દૃષ્ટિ થઈ કે ત્યારથી છૂટ્યો !

હવે વ્યતિરેક દોષ ઊભો થયો એટલે આ ધોકડું (દેહ) રચાઈ જાય. એમને પોતાને મહીં રહેવું પડે, છૂટકો જ નહીં ને ! અને વ્યતિરેક દોષ કેમ બંધ થાય ? તે આપણે જ્ઞાન આપીએ ત્યારે બે છૂટા પડે, તો વ્યતિરેક દોષ ઊડી જાય. પછી ધોકડું ઊભું ના થાય.

**પ્રશ્નકર્તા :** આ જે જડ અને ચેતનથી વ્યતિરેક ગુણો ઉત્પન્ન થાય, તે વ્યવસ્થિત શક્તિને લઈને જ ને ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત શક્તિ, એ તો પછી ઉત્પન્ન થયેલી વસ્તુ છે. આપણે તો એની ડિઝાઈનને કહીએ કે આ વ્યવસ્થિત છે, બાકી આ તો બેની હાજરી થઈ એટલે એની મેળે ઉત્પન્ન થાય જ, નિયમથી જ થાય.

**પ્રશ્નકર્તા :** જડ અને ચેતનના સંયોગથી જે વ્યતિરેક ગુણો ઉત્પન્ન થાય છે, એ વ્યતિરેક ગુણો ઉત્પન્ન ના થાય, બન્ને છૂટા રહે, એ માટે આપણે શું કંટ્રોલ કરવો ? કઈ રીતે કરવો ?

**દાદાશ્રી :** એ કશું કરવાનું રહ્યું નથી. છૂટા થયા, બે ખસી ગયા, જેનો સંજોગ છૂટો થઈ ગયો એટલે છૂટું થઈ ગયું. એ છૂટું થઈ શકે નહીં જાતે, એટલે મુક્ત પુરુષ છોડી આપે. જે એનાથી મુક્ત થયેલા છે એ છોડી આપે, આ નિયમ એનો.

## અમલ એ જ મોહનીય !

જેમ અત્યારે એક માણસ હોય નગીનદાસ કરીને, તે આખા ગામના શેઠ હોય અને આખું ગામ વખાણ વખાણ કરે કે નગીનદાસ

શેઠની વાત જુદી છે. બધાને હેલ્પ કરે, બધી જાતનું કરે પણ રાત્રે સાડા આઠ થાય એટલે આટલું જરા પીતા હોય, પણ એનાથી વાંધો ના આવે, નુકસાન ના થાય, પીવે ખરા. પણ એક દહાડો એમનો ફ્રેન્ડ આવી ગયો. તે કહે, બીજી પ્યાલી લેવી પડશે, તે બીજી લીધી તે ચડ્યું પછી. તે ચડે કે ના ચડે ? તે નગીનદાસ રહે કે પછી કંઈ ફેરફાર થઈ જાય?

**પ્રશ્નકર્તા :** એ ઉપાધિ.

**દાદાશ્રી :** પછી એ શું કહે, 'હું તો વડોપ્રધાન છું.' ત્યારે આપણે ના સમજીએ કે આમને કશી અસર થઈ. આમને કશુંક થયું છે. શેની અસર છે ? પ્યાલીની. એવું આ પુદ્‌ગલના દબાણની અસર થયેલી છે બધી. તેમાંથી વ્યતિરેક ગુણો ઉત્પન્ન થયા. જે આત્માનાય નહીં અને જડનાય નહીં. ક્રોધ-માન-માયા-લોભ અને એને ટૂંકાક્ષરી કરવા જઈએ તો હું અને મારાપણું ઊભું થયું. આ બધું ગાડું ચાલે છે તેનોય જ્ઞાતા-દ્રષ્ટા છે આત્મા. અત્યારેય છે પણ આપણી માન્યતા બદલાય નહીંને ! માન્યતા જ્યારે બદલાય, આ જે ઉપાધિ છે તે ઉપાધિ છૂટે, જેમ દારૂ ઉતરી જાય ને ત્યાર પછી નગીનદાસ હતા તેના તે જ થઈ જાય. ઉતરે એટલે થઈ જાય કે ના થઈ જાય ? ત્યાં સુધી વડોપ્રધાન ને બધું બોલ બોલ કરે. આ ઉપાધિ છે, પરઉપાધિ આ. જોયેલી કે આવી ઉપાધિ ?

**પ્રશ્નકર્તા :** જોયેલી, અનુભવેલી.

**દાદાશ્રી :** એમ ?

અમલ ઉતરવાના સંજોગ મળશે ત્યારે અમલ ઉતરે. આય અમલ જ છે ને ! પેલો દારૂનો અમલ ચઢ્યો છે અને આ ખાય છે, પીએ છે, એનો દારૂ રોજ થયા કરે છેને, અમલમાં જ ફર્યા કરે. એનો એ જ અમલ છે આ, પણ ભ્રાંતિ છે આ, પેલીય ભ્રાંતિ કહેવાય. શેઠ અવળું બોલે ને?

**પ્રશ્નકર્તા :** અવળું જ બોલે.

**દાદાશ્રી :** અને પછી ઉતરી ગયા પછી ?

**પ્રશ્નકર્તા :** સવળું બોલે.

**દાદાશ્રી :** આપણે કહીએ, આવું બોલ્યા'તા સાહેબ ? 'સાલું આ પીધો તેથી, નહીં તો મારે એવું હોતું હશે ! મારાથી ના બોલાય' કહેશે. એ જ દશા છે આત્માની. આત્માનું કશું બગડ્યું નથી. આત્મા તો એમ જ છે. શેઠનુંય કશું બગડ્યું નહોતું. શેઠેય તે તેમ જ હતા. આ જ્ઞાન બગડ્યું એમનું. આમાં જ્ઞાન બગડે છે ને પેલામાં દર્શન બગડે છે. તે ઊંધું જ દેખાડે છે. જેવું દેખાય એવું બોલેને પછી.

**પ્રશ્નકર્તા :** એટલે પુરુષ અને પ્રકૃતિનો સંયોગ થયો ને ?

**દાદાશ્રી :** છે પુરુષ પોતે, આત્મારૂપ છે, ભગવાન જ છે પોતે, પણ આ દબાણથી પ્રકૃતિ ઊભી થઈ. જેમ પેલા શેઠ 'હું વડોપ્રધાન છું' એવું બોલે છે, બધા આજુબાજુ ચોંકી જાય કે આવું શેઠ બોલે છે! એવી રીતે (વ્યવહાર) આત્મા બહુ દબાણથી વિશેષભાવને પામે છે. વિશેષભાવ એટલે 'આ બધું કોણે કર્યું ? હું જ કરનાર.' એ બધું આ ભાન ઉત્પન્ન થાય છે અને તેથી જ પ્રકૃતિ એની મેળે જ ઊભી થાય છે. કોઈને કરવાની જરૂર નથી. પ્રકૃતિ એની મેળે કેવી રીતે ઊભી થાય છે, એ મેં જોયેલી છે. હું જોઈને કહું છું આ પ્રકૃતિ. એટલે જ આ વિજ્ઞાન ખુલ્લું થાય ને, નહીં તો ખુલ્લું થાય જ નહીં ને ? કશું કોઈ ચીજનો કોઈ કર્તા નથી.

**પ્રશ્નકર્તા :** આ જે ભ્રાંતિ ઊભી થઈ ગઈ છે, એ માયા જે ઊભી થઈ છે, એ જ આ વિશેષભાવ છે ?

**દાદાશ્રી :** માયા એટલે એક અજ્ઞાનતા, 'પોતે કોણ છું' તેની અજ્ઞાનતા. તે વિશેષભાવથી ઉત્પન્ન થયું 'હું' અને 'હું કરું છું.'

**પ્રશ્નકર્તા :** અહંકાર અને મોહનીય કર્મ આ બન્નેનું જરા વિશ્લેષણ કરીને સમજાવો.

**દાદાશ્રી :** મોહનીય કર્મ અને અહંકાર બે જુદા છે. એ જે દારૂ

પીધો એટલે મોહનીય ઉત્પન્ન થઈ. એટલે જે અહંકાર હતો તે મોહનીયને લઈને 'હું રાજા છું' ને એવું તેવું બોલે. પહેલાં 'હું નગીનદાસ શેઠ છું' હતા ને હવે આ ઊંધુંછતું બોલે છે, એણે દારૂ પીધો છે એટલે. એવો આ પુદ્‌ગલનો દારૂ છે.

**પ્રશ્નકર્તા :** દારૂનો અમલ ચઢ્યો એવા સંજોગો ઊભા થયા, તો જન્મ-મરણ માટે એ સંજોગો કેવા ? એનો જરા વિશેષ ફોડ પાડી આપો.

**દાદાશ્રી :** આત્માને ફરવું જ પડતું નથી. આત્મા તો તેના સ્વભાવમાં જ છે. આ તો ઘનચક્કર (અહંકાર) ફરે છે. કોણ ફરે છે? 'સાહેબ, મને પાપ લાગ્યું. મને પુણ્ય બંધાયું.' એ ફર્યા કરે છે. 'મેં કર્યું, મેં ભોગવ્યું.' એ કોણ છે ઓળખો છો તમે ?

ખાલી ઈગોઈઝમ જ છે. ઈગોઈઝમ જેનો નાશ થઈ ગયો કે આત્મા પ્રાપ્ત થઈ ગયો. આ ઈગોઈઝમ ઊભું થયેલું લફરું છે.

## નથી આત્માની વંશાવળી કોઈ !

**પ્રશ્નકર્તા :** તમે કહો છો કે તમે ચંદુભાઈ, આમના હસબન્ડ થયા, આમના ફાધર થયા, માસા થયા, આ બધી એક શુદ્ધાત્માની જ વંશાવળી છે ને? બહુ આત્માઓ ભેગા થઈ ગૂંચવાડામાં નાખી દીધા. આમ તો એક જ શુદ્ધાત્મા, પછી આ અંતર આત્મા ને બહિર્ આત્મા ને પ્રતિષ્ઠિત આત્મા ને ફલાણા એમ કન્ફયુઝન વધતું જાય છે.

**દાદાશ્રી :** આ તો ઓળખાણ પાડી કે ભઈ, આ આત્મા કોણ? ત્યારે કહે, બહિર્મુખી જે હોય તે મૂઢાત્મા. જ્યાં સુધી એને આ સંસારના સુખો જોઈએ છે, ત્યાં સુધી મૂઢાત્મા, જીવાત્મા.

**પ્રશ્નકર્તા :** પણ મૂળ આત્માની જ વંશાવળી છે આ બધી ?

**દાદાશ્રી :** વંશાવળી છે જ નહીં. ત્યાં તો કોઈ કોઈના લડકા નથી.

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્માને તો કશું અડે જ નહીં ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** આ બધું ભંગજાળ જેવું મને લાગે છે. આ મૂઢાત્મા ને ફલાણો આત્મા, ઢીંકણો આત્મા, એક જ વસ્તુ મૂળ, કે શુદ્ધાત્મા.

**દાદાશ્રી :** હા, પણ જ્યારથી એ જાણે કે શુદ્ધાત્માને (મૂળ આત્માને) અડે નહીં, ત્યારથી 'એ' ('હું') 'શુદ્ધાત્મા' થવા માંડે. પણ શુદ્ધાત્માને અડે છે, એવું જાણે છે ત્યાં સુધી જીવાત્મા રહે. હવે શુદ્ધાત્મા થયા પછી શુદ્ધાત્મા તો નિરંતર શુદ્ધ જ રહે છે, કાયમને માટે. એ પદ આપણે આજુબાજુના એના આધારે જોઈ શકીએ કે ઓહોહો ! આ કોઈને દુઃખ થતું નથી, કોઈને એ થતું નથી. માટે આપણે શુદ્ધ થયા છીએ. જેટલી અશુદ્ધિ એટલી સામાને અડચણ અને પોતાને અડચણ. પોતાની અડચણ મટી જાય ક્યારે ? 'આ' જ્ઞાન મળે ત્યારે. અને પોતાનાથી સામાની અડચણ મટી જાય ત્યારે આપણે પૂર્ણ થયા.

## અજ્ઞાન તો ઊભું થયું !

વસ્તુઓનો સ્વભાવ એવો છે, કે પોત પોતાનાં પરિણામ જુદાં અને બે વસ્તુ નજીક લાવો ત્યારે તીસરું જ પરિણામ ઊભું થાય.

**પ્રશ્નકર્તા :** દાદા, એનો અર્થ એમ થયો ને કે જ્ઞાન હતું, અજ્ઞાન હતું, એ બન્ને બાજુબાજુમાં આવ્યા એટલે...

**દાદાશ્રી :** (મૂળ આત્માને) અજ્ઞાન તો હતું જ નહીં. અજ્ઞાન જેવી વસ્તુ જ નહોતી. અજ્ઞાન તો ઊભું થયું છે આ. જેમ પેલા શેઠને દારૂ પીવેને, દારૂ પીતાં પહેલાં કશું હતું ?

**પ્રશ્નકર્તા :** ન્હોતું.

**દાદાશ્રી :** એવું, એની અસર થઈ છે. 'એને' સંયોગોની અસર થઈ છે.

**પ્રશ્નકર્તા :** કારણ વગર તો કંઈ થાય નહીં ને ?

**દાદાશ્રી :** ના, એ કારણમાં સંયોગ ભેગા થયા એટલે થયું. હવે સંયોગોથી મુક્ત થાય એટલે છૂટા.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાનની સામે સંયોગ આવ્યો ?

**દાદાશ્રી :** હા, આત્મા અને બીજા સંયોગો. (સ્વભાવિક) જ્ઞાન એ (મૂળ) આત્મા છે અને બીજા સંયોગો ભેગા થયા, એટલે ભ્રાંતિ ઉત્પન્ન થઈ.

**પ્રશ્નકર્તા :** એટલે સંયોગોનો સ્પર્શ એને થયો ?

**દાદાશ્રી :** સંયોગોનું દબાણ થયું. (એટલે વિશેષભાવ, 'હું', વ્યવહાર આત્મા ઊભો થયો)

**પ્રશ્નકર્તા :** કારણ કે આત્માને તો કંઈ અસર થાય નહીં, છતાં કેમ અસર થઈ ?

**દાદાશ્રી :** થઈને અસર. (વ્યવહાર આત્માને) અસર થયા વગર રહે જ નહીં ને ! છતાં (મૂળ) આત્મા હતો તેવો ને તેવો જ છે. એ બિલીફમાં જ ફેર છે ખાલી.

**પ્રશ્નકર્તા :** કોની બિલીફમાં ફેર પડ્યો છે ? જ્ઞાનની બિલીફમાં ?

**દાદાશ્રી :** હા, (દબાણથી વિભાવ થવાથી જ્ઞાન વિભાવિક થયું એ) જ્ઞાનની બિલીફમાં જ ફેર પડ્યો. જેમ પહેલાં શેઠ હોય છે ને, તે એમ કહે છે, કે હું નગીનદાસ શેઠ, પછી પાછો સયાજીરાવ મહારાજ બોલે, એ દારૂ પીધા પછી. એ તો આપણે અહીં દાખલો દેખાય છે. પેલું શું થાય છે, સમજાય નહીં. એ સંયોગો જ્યારે છૂટે ત્યારે મુક્ત થાય.

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાન એવી વસ્તુ છે કે એને શેનો યે સ્પર્શ થાય નહીં, એને કંઈ અસર થાય નહીં.

**દાદાશ્રી :** (સ્વભાવિકજ્ઞાન અને મૂળ આત્માને) એને અસર થઈ નથી. આ તો તમારી માન્યતામાં તમે (વ્યવહાર આત્મા એટલે 'હું')

પોતે જુદા પડી ગયા છો.

**પ્રશ્નકર્તા :** પણ કોની માન્યતા તો પછી ?

**દાદાશ્રી :** 'તમારી' માન્યતા, રોંગ બિલીફ જ છે આ ખાલી. બીજું કશું નથી. આત્માને કશું થયું નથી. આ બિલીફ જ રોંગ થયેલી છે. તે બિલીફ રોંગ નીકળી જાય, એટલે થઈ રહ્યું.

**પ્રશ્નકર્તા :** તો એવી રોંગ બિલીફ કરનાર કોણ ?

**દાદાશ્રી :** કોઈ કરનાર હોય નહીં, આ દબાણ. બે વસ્તુ પોતપોતાના સ્વભાવ જ બતાવે. બે વસ્તુ જોડે મૂકવાથી તીસરું જ ઉત્પન્ન થાય, પરિણામ. એ સાયન્ટિસ્ટો સમજે આ વાતને.

## રોંગ બિલીફ ઊભી થઈ, વિશેષ પરિણામથી !

**પ્રશ્નકર્તા :** જો આત્માના સ્વતંત્ર જ ગુણ છે, તો પછી આ સંયોજન બળતરાનું થઈ રહ્યું છે કોને ? અને જો આત્મામાં આવી રીતે જે જોવાપણું ને એ જ છે, તો પછી એણે જોવાપણાનો ગુણ ગુમાવ્યો કેવી રીતે ?

**દાદાશ્રી :** તમને થયું જ નથી, પણ તમે માની લીધું ને એટલું બધું માની લીધું, એટલી સાયકોલોજીકલ ઈફેક્ટ થઈ ગયેલી છે કે તે રૂપ થઈ ગયા છો.

**પ્રશ્નકર્તા :** આ માન્યું છે કોણે ? આત્મતત્ત્વ છે એણે માન્યું છે ?

**દાદાશ્રી :** ના, આત્મતત્ત્વ નહીં.

**પ્રશ્નકર્તા :** તો પછી આપ જે 'મને' કહી રહ્યા છો એ કોણ ?

**દાદાશ્રી :** આ વિશેષ ગુણ ઉત્પન્ન થયો છે ને, તે માની રહ્યું છે. અને 'તમે' વિશેષ ગુણમાં છો, 'તમે' તમારા સ્વભાવમાંથી છૂટી ગયા છો.

**પ્રશ્નકર્તા :** એટલે આત્માના સ્વભાવનું છૂટવાપણું ખરું ? એમાંથી એને છૂટવાપણું ખરું ?

**દાદાશ્રી :** છૂટ્યું જ છે ને આ બધું. છતાં આત્માને દોષ નથી. આત્મા તો તેવો જ છે.

**પ્રશ્નકર્તા :** આ રોંગ બિલીફ કોને થઈ છે ?

**દાદાશ્રી :** જે ભોગવે છે તેને. જે રોંગ બિલીફ ભોગવે છે, તેને થઈ છે.

**પ્રશ્નકર્તા :** અત્યારે તો અમે ભોગવીએ છીએ.

**દાદાશ્રી :** 'એને' ઈન્ટરેસ્ટ છે તેથી આ બધું ભોગવે છે. રોંગ બિલીફમાં 'આ મારી વાઈફ થાય, હું આનો સસરો છું ને મામો છું, કાકો છું' ને એવો જે ઈન્ટરેસ્ટ પડે છે ને, એ બિલીફને લઈને જ આ જગત ઊભું થયું છે અને રાઈટ બિલીફથી જગત આથમી જાય. રોંગ બિલીફથી જ પૈણે છે, રાંડે છે, માંડે છે, છોકરાનો બાપ થાય છે, દાદો થાય છે, બધું રોંગ બિલીફથી.

**પ્રશ્નકર્તા :** આ રોંગ બિલીફ એ જ વિશેષ પરિણામ છે કે વિશેષ પરિણામથી રોંગ બિલીફ ઊભી થઈ છે ?

**દાદાશ્રી :** વિશેષ પરિણામથી જ રોંગ બિલીફ ઊભી થઈ છે.

**પ્રશ્નકર્તા :** કે પછી આ વિશેષ પરિણામ એ જ આ રોંગ બિલીફ છે ?

**દાદાશ્રી :** ના, એ રોંગ બિલીફ નથી.

**પ્રશ્નકર્તા :** એટલે વિશેષ પરિણામથી ઊભી થયેલી છે ?

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એમ કે પહેલું વિશેષ પરિણામ ઊભું થાય છે એ વખતે રોંગ બિલીફ નથી હોતી, પણ પછી રોંગ

બિલીફ થાય છે ?

**દાદાશ્રી :** વિશેષ પરિણામ ઉત્પન્ન થાય તે કંઈ રોંગ બિલીફને કંઈ કારણ નથી, પણ 'એને' દબાણ લાગે છે બહુ. એટલે ('હું'ને) બિલીફ રોંગ થાય છે કે 'સાલું, આ કોણ કરે આ બધું.' 'હું જ કરું છું' કહેશે. એવી ભ્રાંતિ ઉત્પન્ન થાય છે. એટલે બિલીફ બગડે છે. બિલીફ બગડવાથી સંસાર ઊભો રહ્યો છે ને બિલીફ સુધરે ત્યારે સંસાર બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે વિશેષ પરિણામ જે થાય છે એ બે વસ્તુઓ નજીક આવવાથી એ પણ સ્વભાવિક જ થઈ જાય છે ને એવું થયુંને?

**દાદાશ્રી :** સ્વભાવિક થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે એમાં રોંગ બિલીફનો સવાલ જ નથી આવતો.

**દાદાશ્રી :** અંધારામાં પાણીના ગ્લાસને બદલે દારૂનો ગ્લાસ પીવાઈ ગયો, પછી વિશેષ પરિણામ ઊભું થઈ જાય, ના થાય ?

**પ્રશ્નકર્તા :** થાય, એની અસર આવેને ! એની અસર છોડે નહીં.

**દાદાશ્રી :** એવું આ બધું વિશેષ પરિણામ ઊભું થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** તો આમાં આ જે તાત્ત્વિક વિજ્ઞાનમાં એવું શું બને છે? જે આ દાખલો આપ્યો કે પાણીને બદલે દારૂનો ગ્લાસ પીવાઈ ગયો, એવું આ છ તત્ત્વોની વાતમાં શું બને છે ?

**દાદાશ્રી :** બીજા પાંચ તત્ત્વોના પરિવર્તનથી એનું દબાણ આવે છે. એ દબાણને લઈને એમ થાય છે કે 'આ હું કરું છું કે કોણ કરે છે ?' એ સ્વભાવિક ગુણ નથી એ.

**પ્રશ્નકર્તા :** પણ આત્મા શરૂઆતમાં જે શુદ્ધ સ્વરૂપમાં હતો, તો આવી અસરો નીચે કેમ આવે ?

**દાદાશ્રી :** અત્યારેય શુદ્ધ છે. તે દહાડેય શુદ્ધ હતો, આજેય શુદ્ધ છે અને જ્યારે જુઓ ત્યારે શુદ્ધ જ હશે.

**પ્રશ્નકર્તા :** પણ અજ્ઞાનથી મુક્ત હતો, શરૂઆતની સ્થિતિમાં...

**દાદાશ્રી :** એ અત્યારેય અજ્ઞાનથી મુક્ત છે. ક્યારેય પણ એ અજ્ઞાનવાળો થયો જ નથી.

**પ્રશ્નકર્તા :** એટલે આ વિભાવ છે તે વૈજ્ઞાનિક છે. હવે ક્લિયર થઈ ગયું બધું.

**દાદાશ્રી :** એ ક્લિયર વગર તો મન સમાધાન પામે નહીં ને! સેટ થવું જોઈએ ને !

❖❖❖❖❖

## [૬]

# વિશેષભાવ - વિશેષજ્ઞાન - અજ્ઞાન !

### અજ્ઞાન એય છે જ્ઞાન જ !

વિભાવ એટલે મૂળ જ્ઞાન, પોતાનું જ્ઞાન તો છે જ, પણ આ વિશેષજ્ઞાન ઉત્પન્ન થયું છે.

**પ્રશ્નકર્તા :** તો એનો વાંધો કેમ લેવો, વિશેષજ્ઞાનનો ?

**દાદાશ્રી :** વાંધો શેનો ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાન છે અને એમાં વૃદ્ધિ થઈ છે, વિશેષજ્ઞાન.

**દાદાશ્રી :** ના, ના, વૃદ્ધિ નહીં, વિશેષજ્ઞાન એટલે જે નથી જાણવાનું, તેવું જ્ઞાન ઊભું થયું. જેની જરૂર નથી તે જ્ઞાન ઊભું થયું.

અશુદ્ધ શાથી થયેલું ? ત્યારે કહે, વિશેષજ્ઞાનમાં સપડાયો એટલે અશુદ્ધ થતું ગયું અને સ્વભાવિકજ્ઞાનમાં આવ્યો ત્યાંથી શુદ્ધ થતું ચાલ્યું. વિશેષજ્ઞાનને વિભાવજ્ઞાન કહે છે.

**પ્રશ્નકર્તા :** વિશેષભાવે બની શકે ?

**દાદાશ્રી :** હા, વિશેષજ્ઞાન એટલે અજ્ઞાનને પણ જ્ઞાન કહેવામાં આવે. એટલે સંસારી ભાવ ઉત્પન્ન થઈ જાય. પૈણે કરે, સસરા થાય, સાસુ થાય, વડ સાસુ થાય, ફોઈ સાસુ થાય. અને એ તો આપણે જ ભેદ પાડવા માટે અજ્ઞાન કહીએ છીએ, બાકી વિશેષજ્ઞાન છે આ.

આપણે સમજીએ કે ભઈ, આ અજ્ઞાન ને આ જ્ઞાન. બાકી, અજ્ઞાન હંમેશાં અંધારું હોય, પણ આ અજ્ઞાન તો અજવાળું છે,

ક્ષયોપશમ અજવાળું છે. પૂર્ણ અજવાળું નહીં ને ક્ષયોપશમ ! એટલે આ વિશેષભાવ છે. અહીંથી હવે ક્યારે છૂટે? ત્યારે કહે, પોતાના નિજ સ્વરૂપનું ભાન થાય તો પાછા મૂળ ગુણમાં આવી જાય, તો બધું પાછું ઊડી જાય.

જો પરિણમન ન થતું હોય સ્વભાવમાં, તો તે વસ્તુ જ નથી. પરભાવમાં કાયમને માટે રહેતો નથી. પરભાવ આત્મા એકલાને માટે થાય છે અને તે અજ્ઞાન પરિણામ છે. એને વિશેષ પરિણામ કહીએ છીએ અમે. એક માણસને જતાં જતાં આંખ્યો તો બહુ સરસ છે, આંધળો મૂઓ તો નથી અને એકદમ ધુમ્મસ પડેને તો પાંચ ફૂટ આગે ભઈ જતા હોય તો ના દેખાય. બને કે ના બને? એવાં પરિણામ છે બધાં. સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે આ. અમે જગત જેમ છે તેમ જોઈને કહ્યું છે.

આ બધા સંયોગોનું દબાણ છે. તેમાં આત્માને જરાક દબાણ થાયને ત્યારે એની અસર થાય, ઈફેક્ટ થાય. અનૂઈફેક્ટિવ હોવા છતાં ઈફેક્ટ થાય. ત્યારે આત્મા તો સ્વભાવિકજ્ઞાનની બહાર કોઈ દહાડો ગયો જ નથી, ક્રિયામાં તો ગયો જ નથી કોઈ દહાડોય. પણ પોતાનો સ્વભાવ જ્ઞાન-દર્શન છે, તે દર્શન વિભાવિક થયું.

આપણે ઘણા ફેરા નથી થતું, કે ચક્કર ચઢે ને પછી બેભાન થઈ જઈએ? આંખો ઉઘાડી હોયને આપણને પૂછે, કે 'તમારું નામ શું ? તમારું નામ શું ?' તો કશી ખબર ના પડે. ત્યારે લોક કહે છેને, 'ભાન-બાન નથી.' તો આ એની અસરો આટલી બધી કરે છે, તો આ તો કેવડી મોટી અસર થયેલી છે ! આત્મા ઉપર કેવું દબાણ આવ્યું છે, ભયંકર બધાં આવરણ લાવી નાખે એવું સંજોગોનું દબાણ. અને તે બધા સંયોગો પાછા કેવા છે ? જેવું ભગવાનનું (વિભાવિક) જ્ઞાન થાય તેવું ત્યાં આકાર થઈ જાય.

માત્ર દૃષ્ટિ જ ફરવાથી આટલું મોટું જગત ઊભું થઈ ગયું તો બીજી કેટલી બધી શક્તિઓ છે !

આ સંસારનું જ્ઞાન છે પણ વિશેષજ્ઞાન છે. એ વિશેષજ્ઞાન એ જ બુદ્ધિ.

આ કંઈ અજ્ઞાન નથી આરાધતો. આ એક પ્રકારનું વિશેષજ્ઞાન છે. આ સંસારમાં આ જ્ઞાન છે, તે સાવ અજ્ઞાન છે. આપણે લોકોને પૂછીએ, 'તમે બધા અજ્ઞાન કરો છો ?' તે કઈ દૃષ્ટિએ અજ્ઞાન છે, કે ભઈ, અધ્યાત્મની દૃષ્ટિએ અજ્ઞાન છે, બાકી નહીં તો જ્ઞાન છે કે અજ્ઞાન ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાન છે.

**દાદાશ્રી :** હવે અધ્યાત્મવાળા આને 'અજ્ઞાન' કહે. હું ના કહું કે મૂઆ, શું કરવા અમથો કર્મો બાંધે છે ? આ અજ્ઞાન જ કહેવાય. આ જ્ઞાન ને આ અજ્ઞાન. હવે મૂઆ, આને આખી દુનિયા ઉઘાડું જ્ઞાન કહે ને, તું એને અજ્ઞાન કહું છું ? આ વિશેષજ્ઞાન છે. આત્માનું જ જ્ઞાન છે પણ વિશેષજ્ઞાન છે. એટલે સંજોગોને આધીન નવો વિશેષ ગુણ ઉત્પન્ન થાય છે. તે આગળ બધુ આવે, આ સંસાર દેખાવા માંડ્યો આપણને. આ સંસારનું જ્ઞાન એ જ્ઞાન છે, અજ્ઞાન નથી. પણ મોક્ષે જવું હોય તો આ અજ્ઞાન છે. અને આ જ્ઞાન સમજવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એટલે અપેક્ષાએ આવ્યું ?

**દાદાશ્રી :** હા, અપેક્ષા એ જ તો ને આ તો ઊભું થયેલું છે વિશેષજ્ઞાન.

## વાસ્તવિકતામાં નથી એ ભ્રાંતિ !

હવે જીવનું સ્વરૂપ અજ્ઞાનતાથી ઊભું થયું છે. જેમ રાત્રે આપણે સૂઈ ગયા હોઈએ અને એકલા હોય અને અંદર બીજી રૂમમાં પ્યાલો ખખડે અને એકદમ મનમાં એમ ભ્રાંતિ થાય કે આ ભૂત જેવું આપણે સાંભળેલું તે આવ્યું કે શું ? તે ભડક પેસી જાય. ન પેસી જાય ? તે જ્યારથી પેઠી ત્યારથી આખી રાત ભડક રહે. એવી જ રીતે આ જીવનું ઉદ્‌ગમસ્થાન થયેલું છે. તે ભ્રાંતિથી આંટી પડી ગઈ છે, કે 'આ

હું જ છું. હું જ કરું છું.' ત્યારથી ભ્રાંતિ ચાલુ થઈ છે, તે તેનું અંતિમ સ્થાન કયું ? પોતાને મૂળ જે ભ્રાંતિ પડી ગઈ ને આંટી પડી ગઈ, તે ભાનમાં આવે ત્યારે છેલ્લે છૂટી જાય !

કેવળજ્ઞાન શું છે ? મહીં બેઠા છે એ શુદ્ધાત્મા આ પ્રકૃતિ જોયા જ કરે છે. પોતાનું જ્ઞાતા-દ્રષ્ટાપણું એક સમય પણ ચૂક્યા નથી. જ્યારથી સંસાર આરંભ કાળ છે, ત્યારથી જોયા-જાણ્યા કરે છે. પણ આ એક ભ્રાંતિ ઉત્પન્ન થઈ છે કે આ હું કે તે હું ? ત્યાંથી જગત ખડું થયું. આપણે કોઈની ભ્રાંતિ સમજાવીને દૂર કરીએ, પણ પાછી ભ્રાંતિ ઊભી રહે જ કારણ કે પાછળનું ચાર્જ કરેલું છે, તે એને પાછું કુંડાળામાં ઘાલી દે. તેથી ભગવાને કહ્યું છે કે સમકિત થઈ ગયું તો કામ થઈ ગયું, નહીં તો એ જ કુંડાળામાં...

**પ્રશ્નકર્તા :** આત્માજ્ઞાનનો અફાટ પીંડ છે, છતાં ભ્રાંતિમાં કેમ પડ્યો હશે ?

**દાદાશ્રી :** અફાટ પીંડ એટલે શું ? એનો અર્થ શું ? અનંતજ્ઞાન. છતાં ભ્રાંતિમાં કેમ પડ્યો હશે ? ત્યારે કહે છે કે આ જગતને કહેવા માટે ભ્રાંતિ કહેવી પડે, ખરેખર આ ભ્રાંતિ નથી. આ આત્માનું વિભાવિકજ્ઞાન છે. આ પણ એક જ્ઞાન છે, આ ભ્રાંતિ નથી. પણ ભ્રાંતિ એટલે શું, તે તમને ફોડ પાડવા માટે સમજાવું. આ વિભાવમાં પડેલો આત્મા છે. એને જગતના લોકોને રિલેટિવ ભાષામાં, ભ્રાંતભાષામાં ભ્રાંતિ કહેવાય છે. ખરેખર ભ્રાંતિ એટલે મહીં જે દુઃખ ઉત્પન્ન થાય છેને, ત્યારે મનમાં થાય છે કે 'આટલું બધું જાણવા છતાં મહીં આ શું છે તે ? માટે કંઈક જુદું છે. આ મારું સ્વરૂપ ન્હોય', એનું નામ ભ્રાંતિ. આંટી પડી છે કંઈક. 'આ મારું સ્વરૂપ ન્હોય, આ હું ન્હોય.' એટલે ભ્રાંતિ પડી ગઈ છે.

આત્મા બગડ્યો નથી. જો ભ્રાંતિ પડી હોત તો ફરી સમો યે ના થાત. પણ જગતમાં એમ કહેવું પડે કે ભ્રાંતિ છે. જગતની ભાષા છે, લોકભાષા.

આ ગાડી આવે, તે સ્ટેશન પર ઊભા હોય તો ગાડી નજીકથી જાય તો ચકરી ચઢી જાય (ચક્કર ચઢે, તમ્મર આવી જાય). તે પછી થોડીવારે ચકરી ઉતરી જાય. પણ તને અનુભવ થશે પછી ચકરી નહીં ચઢે. એમ આ જો ચકરી ચઢી ગઈ છે, તે કશુંય બન્યું જ નથી. પેલી તો ભ્રાંતિની ચકરી ચઢી છે ને આ સાચી ચકરી ચઢી ગઈ છે. એટલે જ્ઞાની પુરુષની જરૂર. પેલી ચકરીમાં તો ડુંગળી સુંઘાડે તે ઉતરે, તેમ જ્ઞાની કંઈક સુંઘાડે (આત્મજ્ઞાન આપે) એટલે ચકરી ઉતરી જાય. આ તો આત્મા ને સંજોગો બે જ છે. તે સંજોગો આત્માને ગાડીની પાસે ઊભો કરે છે, તે ચકરી ચઢે છે. તેમ સંજોગો ગાડી જેવા છે. તે આ તો લોકો ગાય કે એ અમારા કર્મોએ અમને બાંધ્યા છે. ના, અલ્યા, કશુંય બન્યું નથી. માત્ર જરા ચકરી ચઢી છે (અજ્ઞાનતા ઊભી થઈ છે), તે ઉતરે એટલે કશું બન્યું જ નથી. આ તો ચકડોળમાં બેઠા બોલે, બધું ફરે છે. ના અલ્યા, બહાર કશું ફરતું જ નથી, તું જ ફરું છું. આવું છે ! જ્ઞાની પુરુષ બધું જોઈને બેઠા છે.

## ફેર, વિશેષભાવ ને વિશેષજ્ઞાનમાં !

સ્થિર ભાવોને જ્ઞાનગુણ, દર્શનગુણ કહ્યું. અસ્થિર ભાવોને પર્યાય કહ્યા. કેરી આવે તો કેરીને જોયા-જાણ્યા કરે, પોતાના પર્યાયથી. બીજું જ્ઞેય આવે તો બીજું જોયા કરે.

**પ્રશ્નકર્તા :** વિશેષભાવ પર્યાય રૂપે જ થયા ને ? એ સ્થિર ભાવો નથી એટલે પર્યાય રૂપે થયા ને ?

**દાદાશ્રી :** ના, વિશેષભાવ એ પર્યાય નથી. વિશેષભાવ એ બીજાની અસરથી ઉત્પન્ન થતા ભાવ છે. બીજી વસ્તુની અસરથી, બીજી વસ્તુના સામીપ્યભાવને લઈને ઉત્પન્ન થતા ભાવ એ વિશેષભાવ કહેવાય. એ સામીપ્ય ના હોય તો કશુંય નથી.

વિશેષભાવને હજુ આપણા મહાત્માઓ સમજતા નથી. ઘણા ફેરે બોલેલો ખરો પણ સમજતા નથી, વિશેષભાવ શું હશે તે ?

**પ્રશ્નકર્તા :** વિશેષભાવ અને વિશેષજ્ઞાન, એમાં શું ફેરફાર છે?

**દાદાશ્રી :** બેઉ શબ્દમાં જ ફેર છે, નથી લાગતા ?

વિશેષભાવ તો અહંકાર છે ખાલી, 'હું'. વિશેષજ્ઞાનની વાત ને એને, બેને સાઢુંયે નહીં ને સહીયારુંયે નહીં, પિતરાઈયે નહીં ને કુટુંબીયે નહીં, કશુંય નહીં.

**પ્રશ્નકર્તા :** આ વિશેષજ્ઞાન ઉત્પન્ન થાય, તો પેલું વ્યતિરેક ઉત્પન્ન થાય એવું ખરું ?

**દાદાશ્રી :** વ્યતિરેક હોય તો જ વિશેષજ્ઞાન ઉત્પન્ન થાય. પણ વિશેષજ્ઞાન હોય તેથી વ્યતિરેક ના ઉત્પન્ન થાય. વ્યતિરેક બાપ (મૂળ મુખ્ય) છે. વિશેષભાવ તો ઉત્પન્ન થનારો વ્યતિરેક ગુણ છે અને આ તો વિશેષજ્ઞાન, તે જે જ્ઞાનની જરૂર ના હોય તેને વચ્ચે લાવો એનો અર્થ શો ? અમે વિશેષજ્ઞાનમાં ઉતરીયે નહીં કે આ લીમડો છે કે આંબો છે કે આ જામફળ છે ને એટલે પાર ક્યારે આવે ? અને બધાં ઝાડો છે, એમ કહ્યું એટલે એ જ્ઞાન, સામાન્ય જ્ઞાન સારું છે ને !

સામાન્ય જ્ઞાનને દર્શન કહ્યું છે. એટલે દર્શનની જ કિંમત છે મોક્ષમાં. સામાન્ય ભાવે રહેવું જોઈએ. આ વિશેષજ્ઞાન જોવા જાય પુદ્ગલમાં, આ શું છે, આ શું છે ?

**પ્રશ્નકર્તા :** જ્યારે પોતે, જોનારની દૃષ્ટિમાં ભેદ હોય ત્યારે પક્ષપાત દેખાયને ?

**દાદાશ્રી :** જ્યારે પોતાને વિશેષજ્ઞાન જોવાની ઈચ્છા હોયને ત્યારે જ એને ભેદ દેખાય. વિશેષજ્ઞાન તો ક્યાં સુધી જાય કે આ તો કાળો છે, આ તો ગોરો છે, આ તો ઊંચો છે, આ તો નીચો છે, આ તો જાડો છે અને આ તો પાતળો છે. વિશેષજ્ઞાનનો તો પાર જ ના આવે ને ! એટલે દર્શનથી જોવું બધું, સામાન્ય ભાવે. એટલે અમને દર્શન સિવાય બીજો ઉપયોગ ના હોય, નિરંતર ઉપયોગ હોય. અમે

એક ઘડીવાર, એક મિનિટેય ઉપયોગની બહાર ના હોઈએ. આત્માનો ઉપયોગ હોય જ. વિધિઓ કરતાં હોઈએ તે ઘડીએ અમારે આત્માનો ઉપયોગ હોય.

'જ્ઞાન' એક જ છે, એના ભાગ બધા જુદા જુદા છે. આપણે આ 'રૂમ'ને જોઈએ તો 'રૂમ', ને 'આકાશ'ને જોઈએ તો 'આકાશ', પણ 'જ્ઞાન' તેનું તે જ! જ્યાં સુધી આ વિશેષજ્ઞાન જુએ, સાંસારિક જ્ઞાન જુએ, ત્યાં સુધી આત્મા દેખાય જ નહીં. અને આત્મા જાણ્યા પછી બેઉ દેખાય. આત્માને જાણે નહીં તો કશું દેખાય નહીં, આંધળાભૂત બધાં!

**પ્રશ્નકર્તા :** આત્મા તો જ્ઞાનવાળો જ છે ને ?

**દાદાશ્રી :** એ પોતે જ જ્ઞાન છે. પોતે જ્ઞાનવાળો નહીં, જ્ઞાન જ પોતે છે ! જ્ઞાનવાળો એને કહીએ તો 'જ્ઞાન' અને 'વાળો' એ બે જુદું થયું કહેવાય. એટલે આત્મા પોતે જ જ્ઞાન છે, એ પ્રકાશ જ છે પોતે ! તે પ્રકાશના આધારે આ બધું જ દેખાય છે. એ પ્રકાશના આધારે આ બધું 'એને' સમજણેય પડે છે અને 'એને' જણાય છેય ખરું. જાણવામાંય આવે છે ને સમજણમાંય આવે છે !

## વિભાવ પછી પ્રકૃતિ ને પુરુષ !

જડ અને ચેતન, બે સાથે થવાથી આ વિશેષ ગુણધર્મો બેઉના ઉત્પન્ન થયા છે. તેમાંથી આ બધું ઊભું થઈ ગયું કારખાનું.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ અને પુરુષ એને જ કહેવાય ને ?

**દાદાશ્રી :** ના, પ્રકૃતિ અને પુરુષ પછી થયાં એમાંથી. પ્રકૃતિ એ જડ છે પણ એ આનું પરિણામ આવ્યું પછી. વિશેષ પરિણામનું જે રિઝલ્ટ આવ્યું ને, તે પ્રકૃતિ થઈ ગઈ. વિશેષ પરિણામમાં પ્રથમ 'હું' થયું ને તેમાંથી પ્રકૃતિ થઈ.

જડ અને ચેતન, બન્નેને ફસામણ થઈ છે એટલે પ્રકૃતિ રૂપે થયું.

**પ્રશ્નકર્તા :** આ પાંચે તત્ત્વો પ્રકૃતિને આધીન છે ને ?

**દાદાશ્રી :** એ બધું એ જ પ્રકૃતિ. પાંચ તત્ત્વની જે બની, એ પ્રકૃતિ છે. એમાં આત્માનો છે તે વિશેષભાવ ઉત્પન્ન થયો છે. તે વિશેષભાવ એનો અહીં પડ્યો એટલે પ્રકૃતિ થઈ ગઈ. અને ફળ આપ્યા જ કરે નિરંતર. હવે પ્રકૃતિ ને પુરુષ બે જુદા પાડ્યા ત્યાર પછી ખરો પુરુષાર્થ શરૂ થાય છે. નહીં તો પ્રકૃતિમાં હોય ત્યાં સુધી ભ્રાંત પુરુષાર્થ તો ચાલુ જ હોય છે. ભ્રાંત પુરુષાર્થ ! આ જ્ઞાન આપ્યા પછી ખરા પુરુષનો પુરુષાર્થ એમનો ચાલુ થયો.

## પ્રકૃતિ થઈ પ્રસવધર્મી, પરમાણુને કારણે !

આ જગત નિરંતર પરિવર્તનશીલ છે. આ છ તત્ત્વો સામસામે સમાગમમાં આવવાથી આ બધું બને છે. આ જગત વગર કર્તાએ ઊભું થયું છે. સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સથી ઊભું થયું છે. ચેતનનું જ્ઞાન-દર્શન સ્વભાવિક હતું, તે તેના સમસરણ માર્ગમાં વિભાવિક થાય છે અને એટલો ભાગ જ જગત સર્જનાત્મક રૂપે દેખાય છે. તે સિવાયમાં શુદ્ધ ચેતન અને શુદ્ધ પુદ્ગલ પરમાણુઓ, એ બન્ને જેમ છે તેમ જ છે. પરમાણુ એ પ્રસવધર્મી છે તેથી ચેતન તત્ત્વ વિભાવિક થતાં જ પ્રકૃતિનું સર્જન થાય છે. એટલે કે બહાર જે જગત દેખાય છે તેમાં પ્રકૃતિ ભાગ જ સર્જન ભાગ વિસર્જનાત્મકપણે દેખાય છે અને શુદ્ધ ચેતન અને શુદ્ધ પુદ્ગલ પરમાણુઓ (જડ) જેમ છે તેમ જ હોય છે. આ જગતમાં 'હું સર્જન કરું છું' તેય ભ્રાંતિનું ભાન છે. સર્જન અને વિસર્જન એ નેચરલ છે, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે.

આ પ્રસવધર્મી પ્રકૃતિની શક્તિ ભગવાન કરતાં ક્યાંય વધારે છે પણ ચૈતન્ય શક્તિ નથી. આ પ્રકૃતિમાં એવો ગુણ છે કે ચેતનને સ્પર્શ કરવાથી જ ચાર્જ થઈ જાય છે, બાકી, આત્માના ગુણધર્મ છે તે કોઈ દહાડો બદલાતા નથી. જ્ઞાન વિભાવિક થઈ જવાથી, પ્રકૃતિ પ્રસવધર્મી હોવાથી, તે ચાર્જ થઈ જાય છે.

## વિભાવનું વધુ વિશ્લેષણ !

**પ્રશ્નકર્તા :** આપ કહો છો કે વિશેષભાવને ઘણા ફેરે બોલેલો

ખરો, પણ હજુ આપણા મહાત્માઓ સમજતા નથી કે વિશેષભાવ શું હશે તે ? તો વિશેષ પરિણામના વધારે દાખલા આપીને સમજાવોને, એટલે બધાને ગેડ બેસી જશે.

**દાદાશ્રી :** હા. આપણે દરિયા કિનારા આગળ, દરિયાથી અરધા એક માઈલ છેટે, આપણે એક મકાન બાંધ્યું હોય, હવા ખાવા માટે અને ત્યાં આગળ એ મકાનમાં છે તે બે એક લોરીઓ નવેનવું લોખંડ ત્યાં નાખી આવીએ. પછી પેલા ચોકીદારને કહીએ કે, 'ભઈ, આ લોખંડ જરા સાચવજે બરોબર.' પછી આપણે બે વરસ માટે ફોરેન ગયા. પણ બે વરસ પછી ત્યાં પાછા આવીએ ત્યારે લોખંડમાં કશો ફેરફાર લાગે ખરો ? લોખંડને કશી અસર થયેલી હોય ?

**પ્રશ્નકર્તા :** કટાઈ ગયેલું હોય.

**દાદાશ્રી :** કેમ ઉપર વરસાદ ના પડે એવી જગ્યા હોય, ઢાંકેલી જગ્યા હોય તોય ?

**પ્રશ્નકર્તા :** કાટ ખાઈ જાય.

**દાદાશ્રી :** હેં ! કેમ કરીને તમને આવું ભવિષ્ય જ્ઞાન થઈ ગયું, કાટ લાગ્યાનું ? લોખંડ આવતાં પહેલાં પોતાને ભવિષ્ય જ્ઞાન હોય, કારણ કે અનુભવ થયેલો છેને !

આ તે કાટ ચડી ગયો હવે, તે આ કાટ કોણે ચઢાવ્યો એ તમે મને કહો. સાબિત કરી આપો. આ કાટ કોનો અને કોની ઈચ્છાથી થયો ? આટલો આટલો કાટ ચઢી ગયો હોય ! આપણે કહીએ, 'મારું આ લોખંડ આવું નહોતું. મારું લોખંડ કોણે બગાડ્યું ? અને ગોડાઉનમાં કોણ પેસી ગયું'તું ?' આવી બૂમો પાડે તો શું કહે લોકો ?

**પ્રશ્નકર્તા :** દરિયાની ખારી હવાથી.

**દાદાશ્રી :** હા, તે પણ એ કોણે કર્યું એ કહો ને ! દરિયાના પવને કર્યું કે દરિયાએ કર્યું કે લોખંડે કર્યું ?

**પ્રશ્નકર્તા :** જે એને મૂકી આવ્યો તેણે.

**દાદાશ્રી :** એણે કર્યું આ ?

**પ્રશ્નકર્તા :** લોખંડ ના મૂક્યું હોય તો ના થાત.

**દાદાશ્રી :** જગતના લોકો એને પકડે છે. 'તે મૂઆ આ અહીં નાખ્યું શું કરવા ? તેથી કટાઈ ગયું.' એવું નથી. આ જગતના લોકોને ભ્રાંતિવાળાને એક્ઝેક્ટ ખોળી કાઢવું હોય, કે કોણ ગુનેગાર છે, તો?

**પ્રશ્નકર્તા :** જે માણસ મૂકી આવ્યો તે ગુનેગાર નથી ?

**દાદાશ્રી :** એ તો આપણા જ લોકો. આંખે દેખેલું હોય એ આંખે દેખ્યો પુરાવો છે, દાર્શનિક પુરાવો છે એ. દાર્શનિક પુરાવો ના ચાલે. સાયન્ટિફિક એવિડન્સ ખરેખરો, એક્ઝેક્ટ જોઈએ. દાર્શનિક પુરાવો સંસારના લોકોને જોઈએ કે કોર્ટમાં જોઈએ, અહીં તો એક્ઝેક્ટનેસ જોઈએ. તમે તો નોકરને કાઢી મેલો ઝટ. એ કંઈ ચાલે નહીં. સાયન્ટિફિક, વૈજ્ઞાનિક રીતે તપાસ કરવી જોઈએ બરોબર કે ભઈ, કોણે કર્યું આ ? કોણે કાટ ચડાવ્યો ? હુ ઈઝ રિસ્પોન્સિબલ? બોલો ! હું તો એવું જાણતો પણ નથી, કે દરિયા કિનારે નાખીએ તો કાટ ચઢે જ.

એટલે પછી આપણે પેલા ચોકીદારને ટૈડકાવીએ કે, 'અલ્યા, આ શું કર્યું લોખંડનું બધું ? આ લોખંડ કેવું ચોખ્ખું હતું, આ હાથ કશા બગડે નહીં ને આ શું થયું ? ઉપર શું ચોટાડ્યું છે તે ?' ત્યારે ચોકીદાર કહેશે, 'હું શું કરું સાહેબ, મેં કશું નથી કર્યું. તમે મને શું કરવા વઢો છો પણ? એ તો અહીં નાખ્યું એટલે એને કાટ ચઢે જ.' 'અરે, પણ કાટ કોણે ચઢાવ્યો?' પછી તપાસ કરીએ કે આ કોનો ગુનો છે ? ત્યારે લોકો આપણને આજુબાજુવાળા કહેશે કે આ દરિયા કાંઠે નાખ્યું તેથી.

એટલે આપણે ખારી હવાને કહીએ કે 'અમારા લોખંડને તેં શું કામ બગાડ્યું ? અમે તારું શું નુકસાન કર્યું છે ?' ત્યારે ખારી હવા

કહે, 'હું ક્યાં બગાડું છું ? મને શું કરવા વગર કામના આક્ષેપો આપ્યા જ કરો છો ? મારામાં બગાડવાના ગુણ જ નથી. હું તો મારા સ્વભાવમાં રહું છું, મારે શું લેવાદેવા ? જો મારામાં બગાડવાના ગુણ હોત, તો હું કાયમ વહ્યા કરું છું પણ બધા લાકડાં-બાકડાંને કશું થતું નથી. એ તો લોખંડ એવું હશે તેથી થાય, તેમાં અમારો શો દોષ ?' એણેય દરિયાની પેઠ જવાબ આપ્યો કે 'તમારું આ લોખંડ એકલું જ આવું બૂમો પાડે છે, બીજું કોઈ બૂમ પાડતું નથી. એ તમારું લોખંડ જ એવું હોય, તો હું શું કરું ? આ બીજા કોઈને અસર થતી નથી. તમારા લોખંડના આધારે અસર થાય છે. એ તે અમારો દોષ નથી. તમારા લોખંડનો દોષ હશે. તમે ખોટા અમારી પર શું કરવા ચોંટી પડો છો !' તો પછી એ ગુનેગાર ઠરતી નથી, ખારી હવા. ત્યારે આપણે પછી કહીએ કે બહારનો કોઈ ગુનેગાર લાગતો નથી.

એટલે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ. આ કાટ કંઈ લોખંડે કર્યો નથી. બાકી, લોખંડને કટાવાનો સ્વભાવ નથી. જો કટાવાનો સ્વભાવ હોય તો આરસીસીની અંદર લોખંડ પડેલું હશે, તે સો વરસે કાઢો તો એવા ને એવા સળિયા હોય. એનો સ્વભાવ નથી એવો. આ બીજાં તત્ત્વો એને ભેગાં મળી આવે તો ? આરસીસીમાં છે ને, એને તોડોને ? અમે તોડેલા. પચાસ વરસ પહેલાં નાખેલા સળિયા તોડેલા. એક્ઝેક્ટ આમ આજ વેચાતા લેવા જાઓ એવા, હં... તમને સમજાયું આ ઉપરથી, હું શું કહેવા માગું છું તે ? કોઈ ગુનેગાર લાગે છે ?

**પ્રશ્નકર્તા :** કોઈ ગુનેગાર આમ દેખાતો નથી.

**દાદાશ્રી :** છતાંય લોખંડને કાટ દેખાય છે. એ રીતે જગત ઊભું થયું છે.

## કાટ એ જ અહંકાર !

આ આત્મા એ તો પરમાત્મા છે. જેમ લોખંડમાં કાટ થયો, કોઈએ કર્યો નથી, એવી રીતે આમાં 'હું કર્તા છું' એવી ભ્રાંતિ

ઉત્પન્ન થઈ છે. આ આત્મા તો તેની તે જ દશામાં છે. આત્મા તમારામાં જે છે ને, એ તો મુક્ત દશામાં જ છે. એને કશું અજ્ઞાનતા થઈ નથી. આ વિશેષ ગુણ ઉત્પન્ન થયો છે. છતાં આત્મામાં કંઈ ફેરફાર થયો નથી.

**પ્રશ્નકર્તા :** આ જે તમે દાખલો આપ્યો છે એ આત્માની જોડે કેવી રીતે બંધ બેસે છે ?

**દાદાશ્રી :** આ આત્માની જોડે છે આ જડ તત્ત્વ એ બે ભેગા થયાં ને, તે આ અહંકાર ઊભો થઈ ગયો છે.

**પ્રશ્નકર્તા :** એને જ કાટ કહેવાય ?

**દાદાશ્રી :** હા, પેલું જેમ કાટ ઊભો થયો છે, એવો આ અહંકાર ઊભો થયો છે. એ અમે અહંકાર કાઢી આપીએ એટલે પાછો રાગે થઈ જાય. અમે દવા ચોપડીને (આત્મજ્ઞાન આપીને) અહંકાર કાઢી આપીએ તે થઈ ગયું, કમ્પ્લિટ થઈ ગયું પછી ચિંતા-વરીઝ કશું ના થાય.

**પ્રશ્નકર્તા :** આ દૃષ્ટાંતમાં લોખંડને આત્માનું પ્રતિક ગણો છો ને ?

**દાદાશ્રી :** હા, એટલે આ જે ઉપર બાઝયું છે, એ વિશેષભાવ ઉત્પન્ન થયો છે.

**પ્રશ્નકર્તા :** જે વિશેષભાવ આખો સંસાર છે, તો અનુસંધાન તો એટલું હોવું જોઈએ કે આ હું પોતે તે નથી. વિશેષભાવ મારું સ્વરૂપ નથી, મારું શુદ્ધ સ્વરૂપ પેલું છે.

**દાદાશ્રી :** એને કશું અડ્યું જ નથી. આપણે આ આત્મજ્ઞાન આપીએ છીએ એટલે ચોખ્ખો થઈ જાય છે. પછી કાટ એય મારું સ્વરૂપ નથી ને આ સંજોગોય મારું સ્વરૂપ નહીં. અહંકાર ભાંજગડ કરતો બંધ થઈ ગયો ને ! અહંકારથી જગત ઊભું થયું છે અને આત્મજ્ઞાન પછી અહંકાર બંધ થઈ જાય, એ અહંકાર જતો રહે છે.

આ તો તમારો આ ભરેલો (ડિસ્ચાર્જ) અહંકાર બોલે છે, એને તમે સાચો અહંકાર માનો છો.

વિશેષભાવમાં અહંકાર ઊભો થયો, પછી એમાંથી પ્રકૃતિ ઊભી થાય છે. લોખંડ લોખંડના ભાવમાં છે, પ્રકૃતિ પ્રકૃતિના ભાવમાં છે. આ બે છૂટાં પાડો તો લોખંડ લોખંડની જગ્યાએ છે, પ્રકૃતિ પ્રકૃતિમાં છે. જ્યાં સુધી એકાકાર છે ત્યાં સુધી કાટ વધ્યા જ કરવાનો, દિવસે દિવસે.

આ મૂળ પુરુષને કશું જ થતું નથી. 'પોતે' (હું) પોતાનો સ્વભાવ ભૂલ્યો, પોતાનું ભાન ભૂલ્યો છે. એ જ્યાં સુધી પોતાની જાગૃતિમાં ના આવે ત્યાં સુધી 'એ' પ્રકૃતિભાવમાં રહ્યા કરે. પ્રકૃતિ એટલે પોતાના સ્વભાવની અજાગૃતિ અને ભ્રાંતિની જાગૃતિ, એ પ્રકૃતિ કહેવાય.

## ભોગવવાની માત્ર માન્યતા !

**પ્રશ્નકર્તા :** દાદા, લોખંડ એ તો સ્થૂળ વસ્તુ છે, એનામાં કોઈ શક્તિ નથી, જ્યારે આત્મા તો સર્વ શક્તિશાળી છે, એને કેવી રીતે કાટ લાગી શકે ?

**દાદાશ્રી :** એ સર્વ શક્તિમાન સ્વભાવમાં નથી આવ્યો. બીજા સંયોગોનાં દબાણમાં છે ને ! તેથી કરીને પોતાનો ગુણધર્મ ખોયો નથી. વિશેષ ગુણધર્મ ઉત્પન્ન થયો છે અને તેમાંથી ઈગોઈઝમ નામનું ઊભું થયું. દુઃખ ભોગવે છે કોણ ? ઈગોઈઝમ ભોગવે છે. સુખ કોણ ભોગવે છે ? ઈગોઈઝમ ભોગવે છે. આમાં આત્મા કશું હાથ જ નથી ઘાલતો. બધું આ ઈગોઈઝમ ભોગવે છે. ઈગોઈઝમ બુદ્ધિની સલાહથી ચાલે છે.

હવે ખરી રીતે અહંકાર સુખેય ભોગવતો નથી ને દુઃખેય ભોગવતો નથી, એ તો અહંકાર જ કર્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** જેમ લોખંડમાં કાટ ચઢી ગયો તે રીતે...

**દાદાશ્રી :** કાટ ચઢ્યો તે તો આત્માનો. આત્માને જોડે લાગેવળગે.

આત્મા લોખંડ હોયને તો આ અહંકાર એ કાટ. પણ હવે અહંકાર જે કહે છે કે 'મેં ભોગવ્યું', તે બળ્યું, એણે ભોગવ્યું જ નથી. આ તો ઈન્દ્રિયોએ ભોગવ્યું છે. અને પોતે અહંકાર કરે છે 'મેં ભોગવ્યું છે.' તેથી કૃષ્ણ ભગવાને કહ્યું છે કે ઈન્દ્રિયો, ઈન્દ્રિયોમાં વર્તે છે, શા માટે તું અહંકાર કરે છે ? સ્વભાવથી વર્તે છે પાછી. આ નહીં સમજવાનો માર ખા ખા કરે છે વગર કામનો. નથી કૃષ્ણ ભગવાનને સમજતા, નથી મહાવીર ભગવાનને સમજતા. એ વાત ખરી કહે છેને ! એટલે વાત સમજવાની જરૂર છે.

કાટ ઉત્પન્ન થયા પછી લોખંડ લોખંડનું કરે છે ને કાટ કાટનું. લોખંડ કાટમાં હાથ ઘાલતું નથી, એ કાટ લોખંડમાં હાથ ઘાલતો નથી. એવું આમાં, આમાં શું કાટ ચઢે છે ? ત્યારે કહે, 'અહંકાર (મૂળ અહં) અને મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર, અંતઃકરણરૂપી કાટ ચઢી જાય છે. તે એ એનું કાર્ય કર્યા કરે છે. આત્મા આત્માનું કાર્ય કર્યા કરે છે. જ્યાં સુધી આ (અંતઃકરણનું) કાર્ય હોય ત્યાં સુધી આત્મા આયડલ (ઉદાસીનપણે) પ્રકાશ જ આપ્યા કરે. અંતઃકરણના કામ બધાં પૂરાં થાય ત્યારે આત્માનું કામ શરૂ થાય. અગર તો અંતઃકરણ ચાલુ હોય અને જ્ઞાની મળ્યા હોય અને તે કહે, 'અલ્યા, તું આ ન્હોય, તું આને જો.' તો જોવાનું ચાલુ થઈ જાય. એ જુદો પડી ગયો. આ તમે 'ચંદુલાલ શું કરી રહ્યા છે', એને જોયા કરો તો એ જ્ઞાન, કેવળજ્ઞાનમાં પહોંચે.

❖❖❖❖❖

# [૭]

# છ તત્ત્વોના સમસરણથી વિભાવ !

## સમસરણ માર્ગમાં...

આ જગતમાં સિક્સ ઈટર્નલ એલીમેન્ટ્સ છે. એ છ તત્ત્વો પાછા સમસરણવાળા છે. સમસરણ એટલે નિરંતર પરિવર્તન કરનારા છે. પરિવર્તન થાય એટલે એ તત્ત્વો છે તે એકમેકની નજીક આવવાથી બધી અવસ્થાઓ ઊભી થાય છે અને જોડે આવવાથી (ભેગા થવાથી) વિશેષભાવ ઉત્પન્ન થાય છે. આમથી આમ બદલાયા જ કરે. એના આધારે બધા વિશેષભાવો બદલાયા કરે અને એના હિસાબે બધું નવી જ જાતનું દેખાયા કરે. આ જગતનાં 'મૂળ તત્ત્વો' છે તે 'સ્વભાવિક' છે. તે 'રિલેટિવ'માં આવે છે ત્યારે 'વિભાવિક' થાય છે. એક તત્ત્વ બીજા તત્ત્વમાં ભળતું નથી, બધાં જુદાં જ રહે છે.

## વિધર્મી બન્યા બે જ !

**પ્રશ્નકર્તા :** જડ અને ચેતનનો જે સંયોગ થયો અને જે વિશેષભાવ ઉત્પન્ન થયો, તો એ સંયોગ થતાં પહેલાં જડ અને ચેતન બે જુદાં હતાં ?

**દાદાશ્રી :** પહેલેથી જ આ ભેગાં હતાં. પહેલાં જુદાં હતાં, એવું નહીં. પહેલેથી આમ જ છે. જડ-ચેતનનો સંયોગ જ છે. આ બધા છ એ તત્ત્વો સાથે જ છે. આમાંથી આ જુદા પાડો, તો સહુ સહુના ગુણધર્મમાં આવશે, નહીં તો ગુણધર્મમાં નહીં આવે. એ છયે ભેગાં છે. અને છયેમાં વિધર્મ પેઠો છે (વિશેષ ધર્મ બતાડે છે), પણ આમાં ચાર

વિધર્મી નથી એ. આમાં રહેવા છતાં સ્વધર્મમાં રહી શકે છે અને એક પુદ્ગલ અને આત્મા બે વિધર્મી થાય છે, બીજાં ચાર તો વિધર્મી (વિકૃત) થતાં જ નથી.

**પ્રશ્નકર્તા :** તો આત્મા વિધર્મી શી રીતે ?

**દાદાશ્રી :** આત્મા વિધર્મી એટલે એને ભ્રાંતિ ઉત્પન્ન થઈ કે 'આ હું કરું છું.' અને પુદ્ગલ પરમાણુ વિધર્મી (પ્રયોગસા પરમાણુઓ) એટલે પુદ્ગલ પરમાણુમાં લોહી ના નીકળે, પરુ ના થાય. પણ પુદ્ગલ પરમાણુના રંગ બદલાય. લાલ-પીળો-લીલો બધા એના ગુણધર્મ છે. પણ એમાં ગુણધર્મની બહાર જે છે, એ (પુદ્ગલ પરમાણુના) વિભાવિક ગુણો (મિશ્રસા પરમાણુઓ) છે. જેમ કે પરુ થાય ને પાકે ને આમતેમ ને બધું આ ઉત્પન્ન થાય છે. (વિધર્મી ને વિભાવિક પુદ્ગલ જુદું જ છે.)

## છ દ્રવ્યો, નથી કમ્પાઉન્ડ સ્વરૂપે !

**પ્રશ્નકર્તા :** એક તત્ત્વ બીજાં તત્ત્વોને કશું કરી શકતું નથી, તો જે એ બે તત્ત્વો કમ્પાઉન્ડ સ્વરૂપે થાય તો બેઉના ઓરિજીનલ ગુણધર્મો રહે છે ?

**દાદાશ્રી :** ઓરિજીનલ ગુણધર્મો રહે ત્યારે જ બીજાં કોઈને કશું કરી શકતાં નથી ને ! અને તે કમ્પાઉન્ડ સ્વરૂપે થતું નથી, મિક્ષ્ચરરૂપે થાય છે. પોતપોતાના ગુણધર્મ બદલાતા નથી કોઈના. ભેગા થાય, અથડાયા કરે, મિક્ષ્ચર થઈ જાય પણ કમ્પાઉન્ડ થતાં નથી. કમ્પાઉન્ડ થાય તો તમારું મેં ઉછીનું લીધું અને મારું તમે ઉછીનું લીધું એવું થઈ જાય. કોઈ કોઈનું લેવાય નહીં ને દેવાય નહીં. કશું જ ભાંજગડ નહીં. ફક્ત ભેગા થાય ને છૂટા પડે. જો કોઈ કમ્પાઉન્ડ થતું હોય તો ગુણધર્મ બદલાઈ જાય. બીજા કશામાં તો કમ્પાઉન્ડ થવાનું હોય જ નહીંને, વિભાવિક પુદ્ગલ એકલામાં (પોતાનાં અંદર અંદર) કમ્પાઉન્ડ થાય છે. તમને કંઈક પણ અસર કરતું હોય તો ભગવાન જડે જ નહીં ને પછી. (પુદ્ગલ એ તત્ત્વ નથી)

**પ્રશ્નકર્તા :** અનાદિ અનંત એટલે એની આદિય નથી અને અંતેય નથી, ઈટર્નલ ?

**દાદાશ્રી :** હા, ઈટર્નલ. એ બધું સ્વભાવે કરીને, સ્વભાવિક વસ્તુઓ બધી ઈટર્નલ હોય અને વિભાવે કરીને વિભાવિક વસ્તુઓ બધી ટેમ્પરરી હોય.

જગતનું કારણ, છ દ્રવ્ય છે તો જગત ઊભું થયું છે, નહીંતર ના થાત. અને છ દ્રવ્યમાંય જો પુદ્‌ગલ ના હોત તો ઊભું જ ના થાત. જગતમાં પાંચ ઈન્દ્રિયથી અનુભવાય છે તે બધું પુદ્‌ગલ પ્રભાવ છે, નહીં તો ચેતનને કશું બગાડ થવાનો નહોતો.

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલે બધું કર્યું આ ?

**દાદાશ્રી :** આ પુદ્‌ગલના રૂપી ભાવને લઈને વિશેષભાવ ઉત્પન્ન થઈ ગયો.

## પુદ્‌ગલ પોતે જ વિશેષ પરિણામ !

**પ્રશ્નકર્તા :** હવે જો આત્મા નિર્લેપ હોય, આત્મા અસંગ હોય તો એને જડ વસ્તુનો ગુણ લાગે ખરો ?

**દાદાશ્રી :** હા, છે જ ને અસંગ. તમારો આત્મા છે તે નિર્લેપ જ છે. બધાનો આત્મા, જીવમાત્રનો આત્મા નિર્લેપ જ છે. અને આ થયું છે તે વૈજ્ઞાનિક અસર છે આ.

**પ્રશ્નકર્તા :** આ પુદ્‌ગલમાંથી આત્મા છૂટો પડી જાય તો આ ક્રોધ-માન-માયા-લોભ છે તો બીજા પાંચ તત્ત્વોમાંથી કયા તત્ત્વમાં ભળી જાય છે ?

**દાદાશ્રી :** કોઈ તત્ત્વમાં ભળતાં નથી. એને જ ભગવાને પુદ્‌ગલ કહ્યું છે.

**પ્રશ્નકર્તા :** એને જ વિશેષ પરિણામ કહેવામાં આવે ?

**દાદાશ્રી :** હા, વિશેષ પરિણામ. પણ એ પુદ્ગલનાં ગણાય છે, આત્માનાં નથી ગણાતાં. આ પુદ્ગલ એ તો તત્ત્વ જ નથી, પરમાણુ એ તત્ત્વ છે.

**પ્રશ્નકર્તા :** તો પુદ્ગલ વિશેષ પરિણામ થયું ?

**દાદાશ્રી :** પુદ્ગલ તો વિશેષ પરિણામ થયેલું છે. પરમાણુમાંથી પુદ્ગલ પૂરાયું, પૂરણ થયું. એ ગલન થશે પાછું. ગલન થયું, પૂરણ થશે. પૂરણ થયું, ગલન થશે. એ આત્માનાં વિશેષ પરિણામને લઈને આ વિશેષ પરિણામ ભાસે છે. આપણે અરીસામાં જેટલું એ કરીએ, એટલું પેલું સામું પરિણામ કરે ને ! એવું આ વિશેષ પરિણામ બધાં ઊભાં થાય છે.

## જ્ઞાની નજરે જોઈને કહે...

**પ્રશ્નકર્તા :** ભાવ તો આત્માને હોય નહીંને ?

**દાદાશ્રી :** હોય નહીં છતાંય પણ એને ગણાય છે ને ! ઉપાધિ ભાવને લઈને ગણાય છે તો ખરું ને ! એ ઊભું થાય છે. ક્રોધ-માન-માયા-લોભ હોતાં નથી પણ ઊભાં થાય છે. ઉપાધિ ભાવ એ વ્યતિરેક ગુણ છે.

**પ્રશ્નકર્તા :** એટલે કે આત્માને વળગેલાં છે એ. એને સંબોધીને અથવા એના કનેક્શનમાં આ વાત થાય છે ને ?

**દાદાશ્રી :** વિશેષ ગુણ છે એ.

બે ભેગાં થયાં તીસરો ગુણ ઉત્પન્ન થયો. આ મેં નજરે જોયું કે આ વિશેષભાવથી ઉત્પન્ન થયું છે અને આજના સાયન્ટિસ્ટોને એ સમજાય કે તમારી કરેક્ટ વાત છે.

**પ્રશ્નકર્તા :** તે આજના સાયન્ટિસ્ટો એટલા હોશિયાર થઈ ગયા ?

**દાદાશ્રી :** હોશિયાર એટલે એ છે તે આ પદ્ધતિમાં કહે છે, પૌદ્ગલિકમાં, ભૌતિકમાં કહે છે. આ (અધ્યાત્મિક) પદ્ધતિ જાણતા

નથી. ભૌતિકમાં જસત, જસતના ગુણધર્મમાં હોય. લોખંડ, લોખંડના ગુણધર્મમાં હોય. પણ બે સાથે મૂકવાથી ત્રીજો એક નવો ગુણધર્મ ઉત્પન્ન થઈ જાય.

પહેલો વરસાદ પડે છેને જમીન ઉપર, ત્યારે જમીનની ફોરમ આવે છે. કારણ કે બે વસ્તુ ભેગી થઈ એટલે તૃતીયમ્ ઊભું થયું, વિશેષ પરિણામ. એવું આ વિશેષ પરિણામ છે.

## પછી કર્મ બંધારણમાં છ તત્ત્વો !

**પ્રશ્નકર્તા :** જડ અને ચેતનના સાંનિધ્યથી આ વિશેષભાવ ઊભો થાય છે. એમ આપણે કહીએ છીએ ને ! તો ખરી રીતે એમ ના કહેવાય કે છએ તત્ત્વોના સાંનિધ્યથી વિશેષભાવ ઊભો થાય છે?

**દાદાશ્રી :** ના, એવું નહીં. બેથી જ આ ભ્રાંતિ ઉત્પન્ન થાય છે, પણ બીજા ચાર તત્ત્વો હેલ્પ કરે છે તેને.

**પ્રશ્નકર્તા :** હા, પણ જ્યારે વિશેષભાવ ઊભો થાય ત્યારે બીજા તત્ત્વોની જરૂરત હોય ?

**દાદાશ્રી :** વિભાવ આ બેથી શરૂઆત થાય છે અને છથી છે તે એ કર્મ થતાં થતાં છયે તત્ત્વો ભેગાં થઈ જાય છે. એવું છેને, પછી એ કર્મ થયું એટલે એની જરૂરિયાતનું એ બધું ભેગું થઈ જાય છે, પછી.

**પ્રશ્નકર્તા :** પણ એમાં વિશેષભાવ ઉત્પન્ન થવામાં તો બે જ?

**દાદાશ્રી :** બેની જ જરૂરિયાત. બે જ હોય તો બહુ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એમાં છની જરૂરિયાત નહીં ?

**દાદાશ્રી :** બીજા બધાની જરૂરિયાત નહીં, બીજા બધા ભેગા થઈ જાય. આ રૂપી અને અરૂપી, આ ચેતન અરૂપી અને આ જડ રૂપી, તે આ બેનાં સંજોગથી આ ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** હા, તે ઉત્પન્ન થાય ને તરત જ.

**દાદાશ્રી :** અને પછી પેલાં બીજાં તત્ત્વો એ ભેગાં થાય. પણ વિભાવ થવામાં મદદ ના કરે એ લોકો. એ તો છે પણ ઉદાસીન ભાવે છે. આ બે તત્ત્વો તો, બન્ને વિકૃત થાય છે. બન્નેની પ્રકૃતિ ઊભી થાય છે. આ પુદ્‌ગલ છે તે જેને આપણે પાવરવાળું કહીએ છીએ, મિશ્રચેતન કહીએ છીએ એ બધું વિકૃત પુદ્‌ગલ છે અને આ વ્યવહાર આત્મા એ વિકૃત આત્મા છે. આ બધું ભેગું થઈને થયું છે આ. ખરેખર આત્મા તો એવો છે નહીં, ખરેખર પુદ્‌ગલ પણ તેવું નથી. આ વિકૃતિ ઊભી થઈ છે.

જગતમાં કોઈ કરનારની જરૂર નથી. આ જગતમાં જે વસ્તુઓ છે તે નિરંતર પરિવર્તનશીલ છે. તેના આધારે બધા ભાવો બદલાયા જ કરે ને નવી જ જાતનું દેખાયા કરે બધું. છ મૂળ વસ્તુઓમાં જડ અને ચેતન બે સામીપ્યમાં આવે ત્યારે વિશેષ પરિણામ ઉત્પન્ન થાય છે. બીજાં ચાર તત્ત્વો ગમે ત્યાં ગમે તેવી રીતે સામીપ્યમાં આવે તોય કશી જ અસર થતી નથી.

એ ચારેય ઉદાસ (ઉદાસીન) ભાવે છે. જેને જે કરવું હોય, ચોરી કરવી હોય તેનેય ઉદાસ ભાવે હેલ્પ કરે છે અને જેને દાન આપવું હોય તેનેય હેલ્પ કરે. એટલે એને પોતાને કરવું નથી. હેલ્પીંગ છે એ ચારેય, પણ આ બે જ મુખ્ય છે, જડ અને ચેતન.

## નથી કોઈ કોઈનું વિરુદ્ધ !

**પ્રશ્નકર્તા :** બંને તત્ત્વ વિરુદ્ધધર્મી છે, તેમ છતાં ભેગાં કઈ રીતે થઈ શકે ?

**દાદાશ્રી :** વિરુદ્ધધર્મ નથી, પોત પોતાના ધર્મ જુદા છે. વિરુદ્ધધર્મ કોઈ નથી. સામાસામી કોઈ વિરોધ નથી. જોડે રહી શકે, બધું કરી શકે પણ પોતાના ધર્મો જુદા છે. દરેકના સ્વતંત્ર ધર્મો છે. કોઈ કોઈને કશું હરકત ન કરી શકે એવા છે ધર્મો. કોઈ કોઈને હેલ્પ ન કરી શકે,

કોઈ કોઈને ડખલ ન કરી શકે એવા ધર્મોવાળાં છે.

**પ્રશ્નકર્તા :** અહીં બીજો પ્રશ્ન છે કે આ બન્ને તત્ત્વો એક બીજાને હેલ્પ કરી શકે ?

**દાદાશ્રી :** કશું જ ના કરી શકે. કોઈ કોઈની કશી સગાઈ જ નથી, પછી શી રીતે કરી શકે ?

**પ્રશ્નકર્તા :** મિશ્રણ તરીકે સાથે રહે છે ને કે એ કેવી રીતે રહે?

**દાદાશ્રી :** ના, એ હેલ્પ કોઈ કરતું નથી. કોઈ કોઈનું કશું કરતું નથી, નિમિત્ત છે. એના નિમિત્તે આ ઉપાધિ થઈ. ઉપાધિ કરતું નથી કોઈ. નહીં તો ઉપકાર ચઢે અને જો ઉપકાર ચઢે તો પછી ક્યારે વાળવા આવો ઉપકારને ? સંયોગ સંબંધ છે. અને સંયોગો પાછા વિયોગી સ્વભાવના છે.

## અક્રમ જ્ઞાન એ છે ચેતનનું !

**પ્રશ્નકર્તા :** વ્યતિરેક ગુણો જે કર્મના ઉદયમાં આવ્યા, એ બન્ને જ્યારે છૂટા પડે, ત્યારે પુદ્ગલના પરમાણુઓ પુદ્ગલમાં ભળી જાય ? પુદ્ગલ પરમાણુઓનું શું થાય ? જ્યારે પુદ્ગલથી છૂટા હોય ત્યારે ?

**દાદાશ્રી :** પછી પુદ્ગલ પુદ્ગલમાં રહે. પુદ્ગલ એ 'વ્યવસ્થિત' કહી દઈએ પછી અને ચેતન ચેતનમાં, બન્ને નિજ નિજ સ્વભાવમાં.

**પ્રશ્નકર્તા :** તો આ દાદાનું જ્ઞાન છે તે કયો ગુણ કહેવાય ? વ્યતિરેક ગુણ કહેવાય ?

**દાદાશ્રી :** જે બે ચીજ ભેગી થવાથી વ્યતિરેક ગુણ થયા હતા, તે 'આ' જ્ઞાન મળે છે એટલે બેઉ છૂટા પાડી આપે એટલે ઊડી જાય. અહંકાર ને મમતા બેઉ જતાં રહે.

**પ્રશ્નકર્તા :** પણ આ જ્ઞાન વ્યતિરેક ગુણમાં આવે કે ચેતનમાં આવે ? શેમાં આવે?

**દાદાશ્રી :** જ્ઞાન કોઈનામાંય ના આવે. જ્ઞાન તો હતું તેનું તે જ કરી નાખે.

**પ્રશ્નકર્તા :** આપ આપો છો તે જ્ઞાન જડનું છે કે ચેતનનું છે? ક્યાંથી આવ્યું જ્ઞાન ?

**દાદાશ્રી :** કમ્પ્લિટ ચેતનનું.

**પ્રશ્નકર્તા :** પણ વ્યતિરેક તરીકે ને ? ચેતનનું જ્ઞાન પણ વ્યતિરેક ગુણ સાથે છે આ ?

**દાદાશ્રી :** ન હોય. આ વ્યતિરેક ન હોય. આ તો આત્માનો ગુણ !!! દાદાનું આપેલું જ્ઞાન એ તો આત્માના ગુણ કહેવાય. પેસતાંની સાથે તરત ઊડી જાય બધું આ.

## વિભાવ અનાદિના છે !

**પ્રશ્નકર્તા :** એ વિશેષભાવમાં તત્ત્વ આવે ખરાં ?

**દાદાશ્રી :** હા, તત્ત્વ છે ને તત્ત્વ પણ નિરાળાં છે. એનાથી જુદાં રહે છે.

**પ્રશ્નકર્તા :** એટલે એ જ્યારે આત્મા ને જડનો વિશેષભાવ થાય છે, તો આ બાકીનાં તત્ત્વો બધાં ભેગાં રહે છે ?

**દાદાશ્રી :** મૂળ વિશેષભાવ થઈ ગયેલો છે તે જ, ત્યાંથી જ ચાલ્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** ત્યારથી બીજાં તત્ત્વો પણ એ સાથે જ છે ?

**દાદાશ્રી :** બધાં સાથે ને સાથે જ છે. એમાં ફેરફાર થયો જ નથી. પછી ઘટમાળ ચાલ્યા જ કરે છે.

**પ્રશ્નકર્તા :** અને પુદ્‌ગલમાં વિશેષભાવ શરૂ થયો એ કોઈ સમય તો હશે ને ? એનો સમય હોય તો તે મેળવી શકાય નહીં, લાખો, કરોડો, અબજો... વર્ષો ?

**દાદાશ્રી :** વિશેષભાવ સમજાવવા માટે કહીએ છીએ. બાકી, દશા અનાદિ છે.

## નથી દોષ કોઈનો આમાં !

**પ્રશ્નકર્તા :** દાદાજી, આ છ તત્ત્વો છે અને 'વ્યવસ્થિત' નામની જે શક્તિ છે, એ છ તત્ત્વોની બહાર છે કે અંદર છે ?

**દાદાશ્રી :** એ છ તત્ત્વોની અંદર જ, છ તત્ત્વોની બહાર તો કોઈ વસ્તુ જ નથી.

**પ્રશ્નકર્તા :** 'વ્યવસ્થિત' નામની જે શક્તિ છે એ કયા તત્ત્વોમાં જાય ?

**દાદાશ્રી :** એ તત્ત્વ નથી. તત્ત્વોની અંદર છે. એ કોઈ તત્ત્વ નથી. અને તત્ત્વ જો કહેવું હોય કોઈને, તો પુદ્ગલ કહેવું પડશે એને. પુદ્ગલ એ તત્ત્વમાં નથી. પરમાણુ એ તત્ત્વમાં છે, આત્મા એ તત્ત્વ છે. પુદ્ગલ એ તત્ત્વોમાં નથી. પુદ્ગલ એ એનું વિભાવિક પરિણામ, વિશેષ પરિણામ છે. પુદ્ગલ માત્ર વિશેષ પરિણામ છે. એ વ્યવસ્થિતેય વિશેષ પરિણામ છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ વ્યવસ્થિત એ આ છ તત્ત્વોની રમત છે?

**દાદાશ્રી :** જેમ 2H ને O ભેગા થાય એમાં કોઈ કોઈની રમત છે નહીં. ભેગા થાય એટલે એનો સ્વભાવ જ આવો થઈ જાય. એવું આ તત્ત્વ આમ એકમેકના સંસર્ગમાં આવે એટલે આવું જ રૂપ થઈ જાય. કોઈને કરવાની જરૂર પડે એવું નથી.

**પ્રશ્નકર્તા :** થયા કરે જ, ઈટ હેપન્સ ?

**દાદાશ્રી :** વિજ્ઞાનથી જગત ઊભું થયેલું છે, આખુંય.

સંસાર જે દોષથી ભરેલો છે તે વસ્તુઓના સંસર્ગદોષથી છે! એ સંસર્ગદોષથી 'જ્ઞાની પુરુષ' જુદું પાડી આપે. પછી બન્ને પોતપોતાના

ગુણને ભજે. જેમ આ ચકલી અરીસામાં ચાંચો માર માર કરે, તે કાળ પાકે એટલે બંધ થઈ જાય. તેમ અરીસાનો સંસર્ગદોષ લાગવાથી મહીં તમારા જેવા જ બીજા 'પ્રોફેસર' દેખાય છે ને !

આ સંસારભાવ એ આત્માનો ગુણધર્મ નથી, પુદ્‌ગલનોય આ ગુણધર્મ નથી. પુદ્‌ગલનેય આ સંસારભાવનું એને ગમતું નથી. એને આ કામ જ નહીં લાગેને ! આત્માને કામ ના લાગે. પણ બન્નેના ભેગા થવાથી આ વિશેષભાવ ઉત્પન્ન થઈ ગયો. એમાં આત્માનોય દોષ નથી, તેમ પુદ્‌ગલનોય દોષ નથી. કોઈનો દોષ નથી.

## નિયતિનું સ્થાન !

**પ્રશ્નકર્તા :** પોતે આત્મા હોવા છતાં પેલા જે પાંચ તત્ત્વો છે એ આના ઉપર પ્રભાવ પાડી જાય છે, એટલે વ્યતિરેક ગુણો ઉત્પન્ન થાય છે ?

**દાદાશ્રી :** ના, કોઈ જાતનો પ્રભાવ કોઈ કોઈની ઉપર પાડી શકે એમ છે નહીં. જો ઉપર પ્રભાવ પાડી જાયને તો બળવાન કહેવાય, પણ બધા સરખા છે. કોઈ કોઈને કશું હરકત કરી શકે એમ છે નહીં. કોઈ કોઈનું નામ દઈ શકે એમ નથી.

**પ્રશ્નકર્તા :** એ સામીપ્યભાવ પણ નિયતિને આધીન ?

**દાદાશ્રી :** સામીપ્યભાવ ? તે આને જ નિયતિ કહે છે,* આ બધા ભાગને નિયતિ કહેવામાં આવે છે. આ શું કે શેના આધીન ? ત્યારે કહે, 'નિયતિ'. 'નિયતિ છે તે પાક્ષિક ધર્મની છે ?' ત્યારે કહે, 'ના. નિષ્પક્ષપાતી છે.' વીતરાગનો ગુનો ના હોય. પાક્ષિક ધર્મી હોય ત્યારે લાગે કે ભઈ, આ આનો પક્ષ કરે છે, પણ એ વીતરાગ છે. કેવું આ પઝલ છે, નહીં ?

અને આ જગત નિરંતર પરિવર્તનશીલ છે. એક પરમાણુ માત્ર પણ, ટાઈમ-બાઈમ (કાળ-સમય) બધું નિરંતર પરિવર્તન જ થયા કરે. એટલે નિયતિ ઉપર તો મેં બહુ તપાસ કરેલી કે ખરેખર એક્ઝેક્ટ

*નિયતિ માટે વધુ સત્સંગ આપ્તવાણી-૧૧(પૂ.) પા.૨૭૦ થી ૩૩૦

નિયતિ ઉપર જ જાય છે આ ? મહીં એ તો માર ખવડાવે, ઊલટું. કારણ કે નિયતિ કહે છે કે, 'આ બધું મારું સ્વરૂપ છે' એ માર ખવડાવે ઊલટું પાછું ! પણ કોઈ કોઈનું ઉપરી નથી, એવું જગત છે.

**પ્રશ્નકર્તા :** વ્યતિરેક ગુણો જે ઉત્પન્ન થયા એ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિન્ડન્સમાં કે એક જુદો જ ભાગ છે?

**દાદાશ્રી :** એ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સના આધારે જ આ બધું ઊભું થયું છે. અને પછી વરાળ ઊભી થઈ એટલે વાદળાં ઊભાં થયાં, વાદળાં ઊભાં થયાં એટલે વરસાદ ઊભો થયો, વરસાદ ઊભો થયો એ પાછું વરાળ ઊભી થઈ, આ તોફાન બધું ચાલ્યા જ કરે છે.

## વિભાવ, વિશેષ વિગતે !

હવે એક દાખલો તમને આપું, વ્યતિરેક ગુણ તે કોને કહેવાય. આ વ્યતિરેક ગુણ કેવી રીતે ઉત્પન્ન થાય છે તે કહું. હવે આ પાણી છે તે વરસાદ થાય છે, ઉપર $H_2O$ થાય છે એ ક્યાંથી લાવ્યા ? તો કહે છે કે આ દરિયો છે તે દરિયામાંથી વરાળ થાય છે ને ઉપર જાય છે. તે કોણે કરી એ વરાળ ? આટલો મોટો દરિયો હોય, બધાં લોક જાણે છે કે દરિયો જ વરાળ ઉત્પન્ન કરે છે, નહીં ? સૂક્ષ્મ રીતે જોઈએ આપણે કોઈ દૂરબીન ને એવા બધા સાધનોથી તો દરિયામાંથી ધીમે ધીમે વરાળ નીકળ્યા જ કરતી હોય આખો દહાડોય. કારણ કે દરિયા ઉપર સૂર્ય આવે કે દરિયામાં વરાળ ઉત્પન્ન થવાનું શરૂ થઈ જાય. સૂર્ય જતો રહે તો કશું ના રહે.

જેમ દરિયો અને સૂર્ય બે ભેગા થાય એટલે મહીં વરાળ ઉત્પન્ન થાય, થાય કે ના થાય ? સૂર્ય ભેગો થાય તો વરાળ ઉત્પન્ન થાય ને? એટલે સાયન્ટિસ્ટો કહે કે પાર વગરની વરાળ થઈ રહી છે આ દરિયાની. એટલે આપણે દરિયાને કહીએ કે તું કેમ વરાળ ઉત્પન્ન કરું છું ? તો દરિયો શું કહે?

**પ્રશ્નકર્તા :** પોતાની મેળે થઈ એ.

**દાદાશ્રી :** પોતાની મેળે શી રીતે થાય ? હવે એનો ગુનેગાર કોણ ? આમાં દરિયો ગુનેગાર છે કે સૂર્ય ગુનેગાર છે ? કોના ગુનાથી આ વરાળ ઉત્પન્ન થઈ ? દરિયાના પાણીથી વરાળ થાય તે ? એટલે આ દરિયાને એક દહાડો આપણે ટૈડકાવીએ કે 'તું વરાળ કેમ ઊભી કરું છું અહીંયાં આગળ ? ડખલ કરું છું નકામી. હવે વરાળ ઉત્પન્ન ના કરીશ, અહીં આગળ. તારે વરાળ બિલકુલ કરવાની નહીં. તારી વાત તું જાણે જો વરાળ કરી છે તો.' આ દરિયામાંથી વરાળ નીકળે, જેથી કરીને આ બધા વાદળાં બંધાય છે. એટલે આપણે દરિયાને બ્લેઈમ કરીએ કે 'તું વરાળ કાઢવાની બંધ કરી દે.' ત્યારે દરિયો આપણને શું કહે ? 'એય મારી જોડે રોફ ના મારીશ. હું કરતો નથી ને નકામા મારા ઉપર આક્ષેપ મૂકું છું. હું તો નિમિત્ત છું. હું કંઈ ઉત્પન્ન કરતો નથી.' તોય આપણે કહીએ, 'અરે, નરી વરાળ ઉત્પન્ન થાય છે ને ?'

**પ્રશ્નકર્તા :** તપાસ કરવી જોઈએ, કોનાથી થયું ?

**દાદાશ્રી :** એટલે આપણે ગૂંચાઈએ કે આ દરિયો કાઢતો નથી, બીજું કોઈ કારણ હોવું જોઈએ. ત્યારે મૂઆ, આ કોણ કરે છે ? હુ ઈઝ રિસ્પોન્સિબલ (કોણ જવાબદાર છે) ?

એટલે આપણને ખબર પડે કે ઓહો ! દરિયાનો ગુણ નથી આ. સૂર્યની જ ભાંજગડ છે આ બધી. એવું સમજી જઈએને આપણે ? એટલે આપણે ગુનેગાર કોને ગણીએ ? સૂર્યને ગણીએ. તે આ દરિયો નથી કરતો માટે સૂર્ય કંઈ ગુનેગાર છે, સૂર્ય હતો તો એ વરાળ કરે છે. દરિયાનો ગુણ નથી આ. એટલે આપણને વહેમ પડે કે આ સૂર્યનું જ કામ છે. પણ સૂર્યનારાયણ અને દરિયો બેઉ ભેગા થાય એટલે વરાળ ઉત્પન્ન થાય, તો એ કોની શક્તિથી થાય છે ?

**પ્રશ્નકર્તા :** સૂર્યની ગરમી અને પાણીમાંથી ઉત્પન્ન થાય છે વરાળ એ. એટલે બન્નેની શક્તિથી વરાળ થઈ કહેવાય.

**દાદાશ્રી :** પણ કોણ કરે છે એમાં ?

**પ્રશ્નકર્તા :** આમ કહો તો કુદરત ને આમ સૂર્યની ગરમીથી કહેવાય.

**દાદાશ્રી :** સૂર્ય કરે છે, નહીં ? સૂર્ય કર્તા કહેવાય ? એટલે આપણને સમજાય કે આમાં જવાબદાર સૂર્યનારાયણ જ છે. આ સૂર્યનારાયણ આ જ આવું કરે છે. એ જ રિસ્પોન્સિબલ હોવા જોઈએ. એટલે આપણે સૂર્યનારાયણને બ્લેઈમ કરીએ. સૂર્યનારાયણને પૂછીએ, 'કેમ તું હવે આ અમારા દરિયામાંથી વરાળ ઉત્પન્ન કરું છું અહીં આગળથી ?' તો એય નીડર રીતે બોલે, 'હું તો કરતો નથી, મારી પર આક્ષેપ ના આપવો.' 'કેમ તે, આ દરિયા ઉપરથી તું જ વરાળ કાઢું છું.' તો સૂર્ય કહેશે કે, 'મારોય ગુણ નથી. નિમિત્ત તરીકે ભલે હું દેખાઉં પણ ગુણ મારો ના હોય.' 'તો કોનો ગુણ છે ? ત્યારે તારા સિવાય બીજું કોણ કરે આવું ? માટે તેં કેમ વરાળ કરી ?' ત્યારે કહે, 'જો મારી જોડે આવું બોલશો નહીં. હું કરતો નથી.' ત્યારે કહે, 'બીજું કોણ કરે છે? આ દરિયામાં તું નથી હોતો તો વરાળ થતી નથી. તું હોઉં છું કે તરત જ વરાળ થાય છે.' ત્યારે કહે, 'જો હું વરાળ કરતો હોઉં, તો પ્લોટો (જમીન) ઉપર થાય. પ્લોટો ઉપર કશું થતું નથી. એટલે હું આનો કર્તા નથી. ભઈ, હું કરતો હોઉં તો આ પથ્થર ઉપર ફરું છું ત્યાં તો થતી નથી. હું કરતો હોઉં તો આ રોડ ઉપર વરાળ થાય ને બધે ડુંગર ઉપર વરાળ થવી જોઈએ ને ? એટલે આ વરાળ કંઈ હું કરતો નથી.'

સૂર્ય તો એની દિશામાં ઊગે છે ને આથમે છે, એને કોઈ લેવા-દેવા નથી આમાં. માટે એ વરાળ કાઢવાનો ગુણ સૂર્યનોય નથી અને એ દરિયામાંય નથી. વરાળ એ વ્યતિરેક ગુણ ઉત્પન્ન થયો છે. એ સૂર્યેય નહીં કરતો અને દરિયોય નહીં કરતો. પણ આ બે ભેગા થવાથી દરેકનો પોતાનો ગુણધર્મ એ પોતાની મહીં સાબૂત રહે છે ને નવો વ્યતિરેક ગુણ ઉત્પન્ન થઈ જાય છે. એવી રીતે આ ઉત્પન્ન થયું છે બધું. સૂર્ય નિમિત્ત છે, દરિયો નિમિત્ત છે. આત્માને કશું કરવું પડતું નથી.

વૈજ્ઞાનિક છે ને ! વરાળ એમ તો કહેવાય નહીં કે સૂર્યનો ગુણ છે, પણ સમુદ્રનો ગુણ છે એવુંય ના કહેવાય ને ?

તે આ દાખલાઓ એક્ઝેક્ટ મળતા નથી પણ આ તો એક તમને આઈડીયા પહોંચવા માટે કહું છું. એક્ઝેક્ટ નથી મળતા આ. અવિરોધાભાસ નથી મળતા આ. પણ બીજો કોઈ દાખલો આપી શકાય એમ નથી. એવું એમાં વિશેષ ગુણ ઉત્પન્ન થાય છે.

સૂર્ય અને દરિયો બે ભેગા થયા એટલે વિશેષભાવ ઉત્પન્ન થયો વરાળનો. એ બે છૂટા પડશે એટલે વિશેષભાવ બંધ થઈ જશે. સાદી વાત છે ને!

દરઅસલ તીર્થંકરોના હૃદયમાં, જે ચોવીસ તીર્થંકરોમાં ભેગી હતી તે વાત છે આ. તે એમાં ચોપડામાં હોય કે નાયે હોય, એટલે ચોપડીમાં લખતાં નાયે ફાવે આ વાત. લખવા માટે રીત જોઈએ. અને આ હું તો દાખલા આપીને સમજાવું છું.

**પ્રશ્નકર્તા :** એ આપના દૃષ્ટાંત તો બહુ ગજબનાં છે. આ દરિયો વરાળ કાઢે છે તે, એ દૃષ્ટાંત આ સિદ્ધાંત સમજવા માટે બહુ ગજબનું છે.

**દાદાશ્રી :** ત્યાં અટકે છે લોકો. લોકોના સિદ્ધાંત ત્યાં અટકે છે, કે આ કહે છે કે ભગવાનની ઈચ્છા થઈ કે હું પ્રગટ કરું. વળી કેટલાકે કહ્યું, 'ના, ના, ઈચ્છા નથી થઈ.' ભગવાન 'એકોહમ બહુસ્યામ' થયા છે એમ લોકો માને છે પણ વૈજ્ઞાનિક રીતે તો આ બધું વિશેષ પરિણામ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, એવું નહીં હોય કે આ લોકો બધા ભૂલભૂલામણીમાં પડી જાય એટલા માટે, આ રસ્તો, દરવાજો જ બંધ કરી દીધો કે આથી આગળ ના જશો તમે. ભગવાને બનાવ્યું છે, એટલે હવે બંધ કરી દ્યો આગળ જવાનું.

**દાદાશ્રી :** જતા હતા જ કોણ તે ? શક્તિ જ નથી. એટલે ત્યાં

બંધ થઈ ગયું, ઓટોમેટિક અને પછી ઉપર એમનાથી જવાયું નહીં. તે સાધુ-સંતો થોડેક ગયા ને પછી કહેશે, 'યે હો ગયા, ભગવાનને બના દિયા, યે સબ ભગવાન ચલાતા હૈ.' એટલે વ્યવહાર ચાલુ થઈ ગયો સાધુ મહારાજનો. જાણે ભગવાનના ઘરની વાત બધી સાધુ મહારાજ જાણે કે ઘર ચાલે છે કે નહીં ચાલતું, ભગવાનનું ખર્ચ ચાલે છે કે નથી ચાલતું ? ખર્ચ પૂરો થાય છે કે નહીં? તે વાત બધી ગૂંચવાડાવાળી જ રહી પછી.

અહીં અક્રમ વિજ્ઞાનમાં આખો સિદ્ધાંત બહાર પડી ગયો છે, આખો સિદ્ધાંત. હોલ (આખો) સિદ્ધાંત વૈજ્ઞાનિક ભાષામાં બહાર પડ્યો, અવિરોધાભાસ. આ તો આખું આ વિભાવ, વિભાવ બધાએ કહ્યું. પણ હું તો બહુ વિચાર કરતો હતો. અલ્યા, વિભાવ કેવી રીતે થાય છે તે? આમ પાછા આત્માનો વિભાવ કહેશે. અને આમ પાછા કહેશે, શાસ્ત્ર કહે છે કે આત્માના વ્યતિરેક ગુણો છે આ. એ બહુ લકબાજી ઊડેલી.

**પ્રશ્નકર્તા :** હવે ફોડ પડતા જાય છે, દાદાજી.

**દાદાશ્રી :** ફોડ પડે છે ને ? સમાધાન થવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** સમાધાન થઈ જાય છે, દાદાજી.

**દાદાશ્રી :** હાથીની મહીં બેસીને ભગવાને કર્યું. આને શી રીતે, કોણે બનાવ્યું છે, એ અનૂઉપચારિક છે.

**પ્રશ્નકર્તા :** એટલે બધું અનૂઉપચારિક જ થાયને !

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** સર્વસ્વ અનૂઉપચારિક છે ?

**દાદાશ્રી :** અનૂઉપચારિક છે.

**પ્રશ્નકર્તા :** અને બધું અનૂઉપચારિક સમજનારો જ સહજ થાયને?

**દાદાશ્રી :** તો છૂટકો છે ? આમાંથી નીકળવું હોય તો એ રસ્તો છે. પણ આખું જગત જ એવું સમજે, નાનો છોકરોય ઉપચાર સમજી જાય કે આજે ક્રિકેટ હું રમ્યો, હું જીત્યો.

## નથી કર્તા કોઈ જગતમાં !

એવું આત્મા અને આ પુદ્ગલ ભેગા થવાથી જે થયું એને શાસ્ત્રકારોએ ઉપાધિ સ્વરૂપ ઊભું થયું, એમ કહ્યું છે. આપણે એને વિશેષભાવ કહ્યો. આપણે જેમ છે તેમ વાસ્તવિકતારૂપે કહીએ. સમજાય એટલા માટે કહ્યું કે વિશેષજ્ઞાન છે આ. પોતાનું જ્ઞાન તો છે જ, એના ઉપરનું આ વિશેષજ્ઞાન. તેથી આ સંસાર ઊભો થઈ ગયો, તે ચાલ્યો સંસાર. પણ હવે એમાં કંટાળો આવતો હોય તો વિશેષજ્ઞાન છૂટી જાય એવું કરો. એટલે તમારું જ્ઞાન તો છે જ. તમારા જ્ઞાનમાં સિલ્લક ઓછી થઈ નથી, પાવલી જેટલીય.

દરિયા અને સૂર્ય જેવી સ્થિતિથી આ જગત ઊભું થયું છે. કોઈએ કર્યું નથી. નૈમિત્તિક ભાવ છે. એ દરિયોય નિમિત્ત છે અને સૂર્યેય નિમિત્ત છે. બધાના સંયોગ સ્વભાવથી ઊભું થયું છે આ. એ દરિયો અને સૂર્ય બે ભેગાં થાય છે એટલે આવું થાય છે પણ નૈમિત્તિક કર્તા, પણ ખરેખર કર્તા આ જગતમાં કોઈ નથી. એ સમજો તો આ જગતનાં બધાં દુઃખો જશે. નહીં તો દુઃખ કેમ જાય ? ગાંડી વાત સમજીએ, પછી સુખ થતું હશે ? આપણે માસીને 'મા, મા' કરીએ તો, મા તો ત્યાં રહી ગઈ. તો એમાં શું સ્વાદ આવે ? મજા આવે એમાં ? એવું આ કર્યા કરે છે. માને મા તરીકે ઓળખીએ, માસીને માસી તેમાં મજા આવે કંઈ ! ત્યારે કહે, એ ન્હોય મારી. ઓળખવું ના જોઈએ બધું ? એટલે સાચી વાત સાયન્ટિફિક રીતે બધું રીઝલ્ટ (પરિણામ) જોઈને બોલું છું. આ આમાં શાસ્ત્રની વાત એકલી નહીં, બધું આખું રીઝલ્ટ જોઈને બોલું છું અને ત્રિકાળ ચોખ્ખી વાત છે આ. એટલે ભવિષ્યમાં કોઈ ચેકો ના મારે, એવી વાત છે. આમાં છપાયેલી છે આ બધી વાતો. બધાં પુસ્તકો છપાઈ ગયાં એટલા માટે અને જગતનું કલ્યાણ થવું જોઈએ.

અમે શું કરીએ ? આત્મા ને પુદ્ગલ બેને છૂટાં પાડીએ એટલે એ ગુણ બંધ થઈ જાય. વિજ્ઞાન છે આ તો, વિજ્ઞાન છે. મહાવીર ભગવાનનું વિજ્ઞાન, ચોવીસ તીર્થંકરોનું વિજ્ઞાન છે આ.

## ભગવાનની હાજરીથી ઉત્પન્ન જગત !

આમાં કાંઈ આત્મા વગર આ શરીર ચાલે ખરું, આ બધું મશીન ?

**પ્રશ્નકર્તા :** ના ચાલે. આત્મા છે ત્યારે જ ચાલે છે ને, અંદર! નહીંતર રામ બોલો ભાઈ, રામ !

**દાદાશ્રી :** હવે આવી રીતે ચાલવાનો ગુણ નથી આત્મામાં. તે આત્માની હાજરી છે તો આ બધું ચાલે, હુકમથી નહીં. જેમ ભગવાન મહાવીરની હાજરીમાં વાઘ અને બકરી બે સાથે પાણી પીતાં હતાં પણ બીજા કોઈની હાજરીમાં વાઘ ને બકરી સાથે પાણી પીવે ખરાં ?

**પ્રશ્નકર્તા :** ના, ના પીએ.

**દાદાશ્રી :** ત્યાં ભગવાનની હાજરીમાં ભૂલી જાય એનો સ્વભાવ. બકરી એનો સ્વભાવ ભૂલી જાય ભડકવાનો અને પેલો વાઘ એનો હિંસક ભાવ ભૂલી જાય.

એટલે આ જગત ભગવાનની હાજરીથી ઊભું થઈ ગયેલું છે. ભગવાને કંઈ કર્યું નથી. એમના નિમિત્તથી, હાજરી એટલે શું, કે અત્યારે હું અહીં બેઠો છું ને અને એક માણસ અંદર આવ્યો ને આવીને અહીં પેસી ગયો અને બીજો માણસ એની પાછળ એને મારવા ફરી વળ્યો હોય. મારવાવાળો માર માર કરતો એ માણસ અહીંયાં આવ્યો હોય તો અહીં મને દેખીને એકવાર તો એ પોતાનો સ્વભાવ ભૂલી જાય, મારવાની વાત ભૂલી જાય, શાંત થઈ જાય. હવે એમાં મેં કશું એને કહ્યું નથી. એ કંઈ જાણતો નથી. એની મેળે જ ઓટોમેટિક બધું થઈ જાય. એ ત્યાં બહાર હોત તો પેલાને મારે જ.

પેલો મારવાવાળો તે અહીં કશું નામ ના દે એનું. તે મેં ના

પાડી નથી છતાં મારી હાજરીથી એને આ બધું મનના પ્રવર્તનમાં બધો ફેરફાર થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** ભાવ ફરી જાય.

**દાદાશ્રી :** એમાં મેં કશું કર્યું ? કશું બોલ્યા ના હોય તોય કામ થઈ જાય. બસ, આ તો ભગવાનની હાજરીથી વિજ્ઞાન થયેલું છે ને! જ્ઞાનથી આ ઊભું થયું છે જગત ને ચાલ્યા કરે છે અને એ જાતે જોઈને બોલું છું આ. આમાં સહેજેય ગપ્પું નથી.

તીર્થંકરો એકલા જ જાણતા હતા આ કળા. ભગવાને આ જગત બનાવવામાં કશું જ કર્યું નથી, એ તો ખાલી નિમિત્ત છે. ભગવાનની હાજરીને લઈને આ 'સાયન્સ' બધું ચાલી રહ્યું છે !

'સાયન્ટિફિક' સિદ્ધાંત શું છે ? ભગવાનની હાજરીથી 'રોંગ બિલીફ' ઉત્પન્ન થાય છે. ભગવાનની હાજરીથી સંસાર બંધ થાય છે. ભગવાનની હાજરીથી પરમાત્મપદ ઉત્પન્ન થાય છે.

❖❖❖❖❖

# [૮]

# ક્રોધ-માનનો 'હું', માયા-લોભનું 'મારું' !

## 'હું' વધ્યું આગળ...

વિશેષભાવમાં શું થયું, કે 'હું કંઈક છું' અને આ બધું 'હું જાણું છું' અને 'હું કરું છું'. એ વિશેષભાવ ઉત્પન્ન થયો. તેથી આ સંસાર ઊભો થયો. પછી જોઈ જોઈને કરવા માંડે. લોક શાદી કરે, એટલે શાદી કરે. જગત વ્યવહારથી ચાલ્યું, બધું તોફાન. લક્કડના લાડુ છોડે છે ? કહે ખરા, લક્કડના લાડુ.....

**પ્રશ્નકર્તા :** એટલે એ વિશેષ પરિણામ ઊભું થયું, એનાથી જે અહંકાર ઊભો થયો એ આખા ભવ પૂરતો એક જ હોય છે ને ?

**દાદાશ્રી :** એ ખલાસ થાય ને પાછું ઊભું થાય, ખલાસ થાય ને ઊભું થાય. એટલે બીજ પડે ને વૃક્ષ થાય, બીજ પડે ને વૃક્ષ થાય, એ ચાલ્યા જ કરવાનું.

**પ્રશ્નકર્તા :** એટલે બીજે અવતારે એનું વૃક્ષ થાયને ?

**દાદાશ્રી :** એ બધા કોઝિઝ (બીજ)નું પાછું વૃક્ષ થાય ને ! આ પછી વૃક્ષમાંથી કોઝિઝ થાય. એક સીધી વાત જ, કોઝિઝ એન્ડ ઈફેક્ટ બસ ચાલ્યા જ કરે.

**પ્રશ્નકર્તા :** આખો અવતાર એકનો એક જ અહંકાર કામ કરતો હોય છે ?

**દાદાશ્રી :** ત્યારે બીજા પાંચ-સાત હોય ? દેહની સાથે અહંકાર વિલય થઈ ગયો, બસ એટલું જ. બીજું કોઝિઝ થઈને ગયો છે આગળ,

એના આધારે આવતા ભવે બીજો અહંકાર ઉત્પન્ન થાય.

હવે હું તમને આત્માની વાત કરું. હવે ભગવાને ક્રિયેટ કર્યું નથી, તેય કહું છું તમને. અને અહંકાર છે એ વાતેય સાચી, દીવા જેવી વાત છે. તો વચ્ચે કોણ છે એ અહંકાર ? અને તમે કહો કે અહંકાર ક્યારે શરૂ થયો ? તો શરૂ થયો તો તો જગતની બિગિનિંગ કહેવાય. તે બિગિનિંગેય નથી આ. અહંકાર ઊભો થાય છે, અહંકાર નાશ થાય છે. અહંકાર ઊભો થાય છે, અહંકાર નાશ થાય છે. પણ નાશ થતી વખતે પેલો બીજ નાખીને નાશ થાય છે. એટલે કંઈ આ શરૂ થયું નથી. પણ અહંકાર શી રીતે ઊભો થાય? થઈ ગયો મૂળ, પહેલાં શી રીતે અહંકાર ઊભો થયો હશે ? એટલે પહેલાંથી, મૂળ આ નથી હોતું, પણ આમ આપણે સાધારણ કહીએ કે, ભઈ અહંકાર શાથી ઊભો થયો ? કેવી રીતે ઊભો થયો?

**પ્રશ્નકર્તા :** સહુથી પહેલી ઈફેક્ટ કેવી રીતે ચાલુ થઈ ?

**દાદાશ્રી :** કોઝિઝ વગર ઈફેક્ટ થાય નહીં કોઈ દહાડો. કોઝિઝ 'એણે' એ કર્યું કે 'આ હું છું અને આ મારું છે', એટલે ઈફેક્ટ શરૂ થઈ ગઈ પછી.

**પ્રશ્નકર્તા :** પણ પહેલીવાર કૉઝ કેમનું ચાલુ થયું ?

**દાદાશ્રી :** એ જ, (વ્યવહાર) આત્માને બીજું તત્ત્વ ભેગું થયું એટલે આ (આત્મા) તત્ત્વને, એને પોતાને એવું આવ્યું કે, 'ખરેખર હું છું આ.' તેની સાથે 'હું'-'મારું' ઊભું થઈ ગયું ને ક્રોધ-માન-માયા-લોભ ઊભાં થઈ ગયાં.

મૂળ 'આ' 'લાઈટ' છે' પણ જગતના લોકોએ કહ્યું, 'તમે ચંદુભાઈ છો' ને તમેય માની લીધું કે 'હું ચંદુભાઈ છું' ! એટલે 'ઈગોઈઝમ' ઊભો થયો. એ 'ઈગોઈઝમ' મૂળ લાઈટનો 'રિપ્રેઝન્ટેટિવ' થયો ! અને એ 'રિપ્રેઝન્ટેટિવ'ના 'લાઈટ'થી જોયું, તે બુદ્ધિ થઈ !

## કષાયો કર્મ કૉઝ ને અંતઃકરણ ઈફેક્ટ !

**પ્રશ્નકર્તા :** આત્મા અને પુદ્ગલનાં સાંનિધ્યના કારણે ચાર કષાય ઊભાં થયાં, ક્રોધ-માન-માયા-લોભ એ બરાબર ?

**દાદાશ્રી :** બરાબર.

**પ્રશ્નકર્તા :** તો મન-બુદ્ધિ-ચિત્ત અને અહંકાર પણ એ જ રીતે ઉદ્ભવ થયાં ને ?

**દાદાશ્રી :** એ એવું છે ને, ક્રોધ-માન-માયા-લોભ એ તો પ્રોડક્શન છે અને આ મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર એ તો ઈફેક્ટ છે.

**પ્રશ્નકર્તા :** એ ઈફેક્ટ છે, પણ પ્રોડક્શન એટલે ઈફેક્ટ નહીં? તો એ શું ?

**દાદાશ્રી :** પ્રોડક્શન એટલે કોઝિઝ. પ્રોડક્શન એટલે અમુક વસ્તુઓનાં ભેળાં થઈ જવાથી ઊભું થયું. ઉપાધિ સ્વરૂપ ! વિશેષ સ્વરૂપ થવું !

**પ્રશ્નકર્તા :** આત્મા અને પુદ્ગલનું સાંનિધ્ય થયું એટલે ક્રોધ-માન-માયા-લોભ ઊભાં થયાં. એવી જ રીતે મન-બુદ્ધિ-ચિત્ત અને અહંકાર પણ ઊભાં થયાં. એટલે કે કોઝિઝ અને ઈફેક્ટ બન્ને એક સાથે જ ઊભાં થયાં?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** તો કેવી રીતે થયાં ?

**દાદાશ્રી :** એ મૂળ પહેલું છે તે પ્રોડક્શન ક્રોધ-માન-માયા-લોભ ઊભાં થયાં. હવે એ ઊભાં થયાં, તેનાથી કર્મ ચાર્જ થવા માંડ્યાં. એ ના હોત તો ચાર્જ ના થાય. એ છે તો ચાર્જ થવા માંડ્યા. એ જ ભાવકર્મ. કારણ કે ક્રોધ કર્યો. એ ઊભો થયેલો છે પણ જો વપરાયો તો, વપરાયા વગર પડી રહે તો કશો વાંધો નથી. પણ વપરાયા વગર રહે જ નહીં ને ! વપરાયા વગર રહે ક્યારે ? જો એ જ્ઞાન હોય

પોતાનું. ત્યારે બધું પરમાણુ ડિસ્ચાર્જ થઈ જાય. કારણ કે એનો મહીં જીવ ભાવ જતો રહ્યો હોય !

**પ્રશ્નકર્તા :** હા, વપરાય એટલે પછી શું થાય ?

**દાદાશ્રી :** વપરાય એટલે કર્મ બંધાય. કર્મ બંધાય એટલે એનું ડિસ્ચાર્જ થતી વખતે આ ઈફેક્ટ આવે, એ જ છે તે મહીં આ અંતઃકરણ, મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધુંય.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન પછીનું જે મન રહ્યું તે ઈફેક્ટિવ ?

**દાદાશ્રી :** પછી ઈફેક્ટિવ, બસ. અજ્ઞાનીને પણ ઈફેક્ટિવ ખરું, પણ ઈફેક્ટિવનુંય એ મહીં કોઝિઝ ઉત્પન્ન થાય એવું અને આને (જ્ઞાન લીધા પછી) કોઝિઝ ઉત્પન્ન ના થાય, કોઝિઝ બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** ચિત્તનું પણ એવી રીતે ?

**દાદાશ્રી :** મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર બધુંય. આખુંય અંતઃકરણ, એ બધું ઈફેક્ટ જ છે. અને અંતઃકરણ એકલું નહીં, આ બાહ્યકરણેય ઈફેક્ટ છે. બન્નેય કરણ માત્ર ઈફેક્ટ છે.

આ અંતઃકરણમાં જે થાય એ પછી બહાર ક્રોધ નીકળે. પહેલો અંતઃકરણમાં થાય. અંતઃકરણમાં પહેલો વઢી પડે બાપ જોડે અને પછી બહાર વઢે.

**પ્રશ્નકર્તા :** પણ અંતઃકરણ એ તો ઈફેક્ટ છે, પછી આ થાય કેવી રીતે ?

**દાદાશ્રી :** હા, પણ આય ઈફેક્ટ ને તેય ઈફેક્ટ. પણ આ સૂક્ષ્મ ઈફેક્ટ છે ને પેલી સ્થૂળ (ઈફેક્ટ) થાય છે ક્રોધમાં, બહાર નીકળે એટલે.

**પ્રશ્નકર્તા :** અંતઃકરણ ન હોય તો પછી ક્રોધ-માન-માયા-લોભ ઊભાં થાય ખરાં ?

**દાદાશ્રી :** ના, પછી કશુંય નહીં.

**પ્રશ્નકર્તા :** તો પછી પહેલું શું ? પહેલાં આપે એમ કહ્યું કે

ક્રોધ-માન-માયા-લોભ એ પહેલું અને પછી આ બધું આવે ઈફેક્ટ.

**દાદાશ્રી :** મા-બાપ છે તે ક્રોધ-માન-માયા-લોભ અને આ બધાં છોકરાં એનાં, મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર વંશાવળી એની પછી થાય.

## ગાઢ વિભાવ, અવ્યવહાર રાશિમાં !

**પ્રશ્નકર્તા :** આ જે ઈવૉલ્યુશન થીયરી કહીએ છીએ, જીવ આગળ આગળ વધતો જાય, ઉત્ક્રાંતિ થઈ માણસમાં આવ્યો, દેવમાં જશે, આમ થશે એ આ બધું વિભાવથી જ છે ને ?

**દાદાશ્રી :** વિભાવને લઈને જ છે આ. આ બધું જે છે તે વિભાવ જ છે.

**પ્રશ્નકર્તા :** એટલે ફર્સ્ટ રોંગ બિલીફ એકેન્દ્રિયમાં ઊભી થઈ ગઈ ?

**દાદાશ્રી :** ના, એવું એકેન્દ્રિયમાં નહીં, એથી આગળ અવ્યવહાર રાશિમાં એ બધા જીવો છે. જામી ગયા છે, હજુ નામ પણ પડ્યું નથી, વ્યવહારમાં આવ્યો નથી.

**પ્રશ્નકર્તા :** પણ ત્યારેય વિભાવ ખરો એને ?

**દાદાશ્રી :** બહુ ગાઢ, ભારે વિભાવ છે. અવ્યવહાર રાશિમાં બધાં જે કર્મો છેને, તે વ્યવહારમાં પછી ભોગવે.

**પ્રશ્નકર્તા :** દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવથી કર્મો ઉદ્ભવ થયાં કરતાં હોય તો અહંકાર ક્યારે ઊભો થાય છે પછી ?

**દાદાશ્રી :** મૂળ અહમ્ તો શરૂઆતથી જ થયેલો છેને ! શરૂઆતથી, અનાદિકાળથી છે. (મૂળ પહેલો) વિશેષભાવ ઉત્પન્ન થાય ત્યારથી છે. મૂળ વિશેષભાવથી અહમ્ ઉત્પન્ન થાય છે અને એ અહમ્માંથી બીજો વિશેષભાવ ઊભો થાય છે, તે અહંકાર. પાછું એ અહંકાર નાશ થાય છે. પછી (બીજો) વિશેષભાવ ઉત્પન્ન થાય છે ને અહંકાર ઊભો થાય છે. અહંકારની પાછળ વિશેષભાવ ને વિશેષભાવની

પાછળ અહંકાર. (અહમ્ કેવળજ્ઞાન થતાં સુધી કાયમ રહે છે, અહંકાર જન્મે છે, મરે છે.)

**પ્રશ્નકર્તા :** એટલે અવ્યવહારમાંથી વ્યવહારમાં આવે છે ત્યારથી ?

**દાદાશ્રી :** બધે. અવ્યવહારમાં કે વ્યવહારમાં બધે જ, જ્યાં જુઓ ત્યાં આ. અવ્યવહારમાં કંઈ ભોક્તા નહોતો એવું નહીં. ભોક્તા હતા, ભયંકર વેદના, વેદનાયે સહન ના થાય.

**પ્રશ્નકર્તા :** એટલે એ અહંકાર જ ભોક્તા હતો, એ વેદનાનો ?

**દાદાશ્રી :** બીજું કોણ ત્યારે ? કર્તા નહીં એ. બુદ્ધિ વગર કર્તા ના હોય.

**પ્રશ્નકર્તા :** એ અહંકાર ભોગવે ખરો ?

**દાદાશ્રી :** હા, ભોગવે.

**પ્રશ્નકર્તા :** એટલે પહેલેથી જ વિશેષ પરિણામથી અહંકાર ઊભો થયેલો છે ?

**દાદાશ્રી :** એકલું વિશેષ પરિણામ નહીં. પાછું વિશેષ પરિણામ ઊડી જાય તો અહંકાર ઊડી જાય, પાછું બીજું વિશેષ પરિણામ ત્યાં ઊભું થાય. જોડે ને જોડે છે એટલે. બે દ્રવ્ય જોડે હોવાથી વિશેષ પરિણામ ઊભું થતું જાય ને આ છૂટાં પડે ત્યારે વિશેષ પરિણામ ઊડી જાય. (તે વખતે મૂળ વિશેષભાવ અને તેને લીધે અહમ્ તે કાયમ રહેલા જ છે.)

## વ્યવસ્થિત ને પુનર્જન્મ !

**પ્રશ્નકર્તા :** તો પુનર્જન્મ અને સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ, એ બન્નેને કઈ રીતનો સંબંધ, એ જરા સમજાવો.

**દાદાશ્રી :** એ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ એ જ પુનર્જન્મનું મૂળ કારણ છે. એ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ પુનર્જન્મ સાબિત કરી આપે છે.

**પ્રશ્નકર્તા :** તો પછી આ આત્માનો પુનર્જન્મ થાય છે ?

**દાદાશ્રી :** આત્માનો પુનર્જન્મ થતો નથી. અહંકારનો જ પુનર્જન્મ થયા કરે છે. આત્મા તો તેનો તે જ રહે છે. ઉપર આવરણ ચડ્યા કરે છે અને આવરણ ઉતર્યા કરે છે. આવરણ ચડ્યા કરે છે અને આવરણ ઉતર્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** પોતાના ગુણધર્મો પ્રમાણે ચાલે આખી દુનિયા ?

**દાદાશ્રી :** બસ, આ સ્વભાવથી જ જગત ચાલી રહ્યું છે. આ બધુંય સ્વભાવ કરી રહ્યો છે.

**પ્રશ્નકર્તા :** આપણો પણ સ્વભાવ ખરાબ નથી ? આપણો સ્વભાવ ખરાબ છે એટલે આ બધું ખરાબ કરીએ છીએને !

**દાદાશ્રી :** તમે તો આત્મા છો, પરમાત્મા છો. અને સ્વભાવ તમારો ખરાબ હોતો હશે ?

**પ્રશ્નકર્તા :** ના, પણ પુદ્ગલ જે સાથે...

**દાદાશ્રી :** નહીં, એ પુદ્ગલ તો ઊભું થયેલું છે, આ સંજોગોના અનુસાર. પુદ્ગલ એટલે 'હું'-'મારું' બે ઊભું થયું. 'તમે' જ્યાં સુધી 'હું' ચંદુમાં વર્તશો, ત્યાં સુધી પોતાનાં સ્વરૂપનું ભાન નહીં થાય અને ત્યાં સુધી 'હું' જુદું રહ્યા કરશે. વ્યતિરેક ગુણ છે એ, એ અન્વય ગુણ નથી.

## વિભાવ એ અહંકાર !

**પ્રશ્નકર્તા :** છ દ્રવ્યોના સંયોગથી નિષ્પન્ન થતો વિભાવ, તે વિભાવ પ્રતિષ્ઠિત આત્માને થાય છે ને ?

**દાદાશ્રી :** હા, એ પ્રતિષ્ઠિત આત્મા એટલે જ અહંકાર. જે પ્રતિષ્ઠા કરે છે તે અહંકાર પોતે જ વિશેષભાવ છે. વિશેષભાવ એ જ પોતે અહંકાર છે.

**પ્રશ્નકર્તા :** અહંકાર રહિતતા એ આત્માનો સ્વભાવ છે ?

**દાદાશ્રી :** હા, એ આત્માનો સ્વભાવ છે અને આત્માનો વિભાવ એ અહંકાર.

**પ્રશ્નકર્તા :** આત્મા સિવાય બીજું જે કંઈ દેખાય છે તે બધું વિભાવ ?

**દાદાશ્રી :** એ બધું વિભાવનું ફળ. અને તે બધું વિનાશી પાછું. રહે નહીં ભેળું કરેલું. ગમે એટલું ભેગું કરો તો, દેહને પોતાનો કરવા જાયને તો આ થાય નહીં કોઈ દહાડોય.

**પ્રશ્નકર્તા :** દરેકમાં ચેતન સરખું છે અને જડ સરખું છે, તો વ્યતિરેક ગુણનું ઓછું-વધતું પ્રમાણ કેમ થાય છે દરેકમાં ?

**દાદાશ્રી :** ચેતન સરખું છે બધામાં. જડ સરખું ના હોય. જો જડ સરખું હોતને તો કોઈ ઓળખાત જ નહીં. બધા એક જ પ્રકારના મોઢાં અને એક જ પ્રકારનું બધું.

**પ્રશ્નકર્તા :** પણ એ બધાના જે મૂળ અણુ પરમાણુ છે એ તો સરખા જ ને ?

**દાદાશ્રી :** હા, પણ એ અણુ-પરમાણુનું જોવાનું નથી. અત્યારે જે આપણને દેહ ને બધું ઊભું થયું છે, એ સરખું હોય નહીં.

**પ્રશ્નકર્તા :** જેને જ્ઞાન ના હોય એવામાં કોઈને વધારે ઈગો હોય, કોઈને ઓછો હોય એવું કેમ ?

**દાદાશ્રી :** એ બધું તો હોય. એ વધતું-ઓછું હોય. એ તો બધું એના હાથમાં સત્તા જ નથી. એ 'પોતે' માને છે કે 'આ હું છું', એ ખરેખર નથી. 'હું છું' એ ભ્રામક માન્યતા છે. અને એ વધતો-ઓછો હોય પણ નીકળે નહીં. બેના છૂટા પડ્યા સિવાય જાય નહીં.

**પ્રશ્નકર્તા :** પણ એમાં સંજોગો ભેગા થાયને ત્યારે ઊડી જાયને પાછું ?

**દાદાશ્રી :** હા, સંજોગ ભેગા થાય તો, નહીં તો થાય જ

નહીંને! અહીંયે વ્યવસ્થિત ખરું. પણ આપણે અહીં તે શું કહેવા માંગીએ છીએ કે કેવી રીતે ઊભું થયું ? તો આ બેના ભેગા થવાથી ઊભું થયું છે. પછી તો વ્યવસ્થિતનો બધો હિસાબ ભેગો થઈ જાય છે. દરેકને બધી જરૂરિયાત વસ્તુ ભેગી થઈ જાય. પણ મૂળ પોતાનો વિભાવ ગુણ નથી. વિશેષભાવ એટલે, આત્માની આ (સ્વભાવિક) શક્તિ તો છે જ પણ પછી વિશેષ શક્તિઓ પણ છે. એટલે પોતે આ (વિભાવ) કરતો નથી. બીજાનાં દબાણથી વિભાવ ઊભો થાય અને એની (વિભાવની) શક્તિઓ ઊભી થાય છે.

## આમાં છેટો રહ્યો તે 'જ્ઞાની' !

**પ્રશ્નકર્તા :** આ અંતઃકરણ આખું ઊભું થયું છે એ અને વિશેષ પરિણામ, એ બેનો શું સંબંધ છે ?

**દાદાશ્રી :** વિશેષ પરિણામથી ક્રોધ-માન-માયા-લોભ એ બધું ઊભું થાય અને એનાથી પછી અંતઃકરણ ઊભું થયુંને !

**પ્રશ્નકર્તા :** હવે અજ્ઞાનીને પણ આત્મા ને જડ વસ્તુ જોડે છે અને જ્ઞાની પુરુષની પાસે પણ જડ વસ્તુ ને આત્મા છે. તો અહીં જ્ઞાનીમાં વિશેષ પરિણામ નથી હોતું ?

**દાદાશ્રી :** એમને જોડે નથી, એનું નામ જ્ઞાનીને ! એમને જુદું પડ્યું.

**પ્રશ્નકર્તા :** એ ના સમજાયું.

**દાદાશ્રી :** (જડ ને આત્મા) એ જોડે હોત તો વિશેષ પરિણામ રહેને, એ પછી વિશેષ પરિણામ જ આવ્યું. પણ જોડે છે 'પોતે' એને છૂટાં કરી નાખેને !

**પ્રશ્નકર્તા :** એટલે વિશેષ પરિણામ અહીં છૂટું પાડવું પડે છે, એમ ?

**દાદાશ્રી :** તે બે જોડે છે, ટચોટચ (લગોલગ) અડીને છે, એટલે

આ વિશેષ પરિણામ બધું થાય. પણ પછી 'એ' (જ્ઞાની દશામાં પોતે) અડતો બંધ થઈ જાય, છૂટું થઈ જાય એટલે કશું નહીં.

**પ્રશ્નકર્તા :** બરોબર છે. એટલે જ્યાં સુધી પુદ્ગલ પરિણામને પોતાનાં માને છે એ વિશેષ પરિણામનું મૂળ કારણ છે ?

**દાદાશ્રી :** હા, જોડે થવાથી એ પોતાનાં મનાય, એટલે ક્રોધ-માન-માયા-લોભ ઊભાં થાય છે. એનાથી આ બધું દેખાય છે. સંસાર ઊભો થયો પછી. પોતાનું માન ને બધું એનાથી ઊભું થાય. અંતઃકરણ બધું એનાથી ઊભું થઈ ગયું. અને મન તો અહંકારે ઊભું કર્યું છે. એ અહંકારની વંશાવળી છે, એના વારસદારો.

**પ્રશ્નકર્તા :** એટલે અહંકારનું ક્રિયેશન મન ?

**દાદાશ્રી :** મન એ ક્રિયેશન બીજા કોઈનું નથી, અહંકારનું છે.

**પ્રશ્નકર્તા :** અત્યારનો વિચાર આવવો એ અત્યારના અહંકારનું ક્રિયેશન છે ?

**દાદાશ્રી :** આગળનું છે એ. અત્યારે આવે છે એ બધું પરિણામ છે. એમાં બીજ પાછું પડે એટલે આવતા ભવે કામ લાગે. જૂનું પરિણામ ભોગવે ને નવું બીજ છે તે નાખે. અત્યારે કેરી ખાય, રસ-બસ ખઈ ગયોને પાછો ગોટલો નાખે તે ગોટલો ઊગે.

**પ્રશ્નકર્તા :** આ બીજ નાખવું એ વિશેષ પરિણામ ગણાય છે ?

**દાદાશ્રી :** વિશેષ પરિણામ તો બે જોડે હોય ત્યારે થાય, એની મેળે ઊભું થાય. એ દૃષ્ટિ છે એક જાતની. અને ક્રોધ-માન-માયા-લોભ થાય. અને બીજ તો, એ પછી ભ્રાંતિથી પાછો નાખે છે. આ ગોટલાને શું કરવું તે ખબર નથી એટલે પાછો નાખે તે પાછો ઊગે છે. અને જો ગોટલાને શેકી નાખે તો ના ઊગે. એવું જ્ઞાન જાણે તો. એવું આમાં કર્તારહિત થાય તો એ ના ઊગે. અક્રિય થાય એટલે ઊગે નહીં.

**પ્રશ્નકર્તા :** જડ અને ચેતન ભેગાં થવાથી ક્રોધ-માન-માયા-લોભ

એ વ્યતિરેક ગુણો ઉત્પન્ન થાય છે. પણ અજ્ઞાનતા હોય તો, એ પાછું જોડે કહ્યું. જ્ઞાનીને ક્રોધ-માન-માયા-લોભ ઉત્પન્ન થતાં નથી.

**દાદાશ્રી :** જોડે હોય તો જ્ઞાનીનેય થાય. પણ જોડે આવ્યું તો પછી જ્ઞાની રહ્યો જ ક્યાં ?

**પ્રશ્નકર્તા :** એ ના સમજાયું.

**દાદાશ્રી :** બે વસ્તુ જોડે રહી એટલે પછી પેલાં પરિણામ તો ઊભાં થાય જ ને ! પછી ખસેડી નાખ્યું એટલે ના થાય. આ બે વસ્તુ જુદી થઈ ગઈ, આઘી થઈ, છેટી પડી એટલે જ્ઞાની અને નજીક એ અજ્ઞાની.

**પ્રશ્નકર્તા :** પણ આમાં આપ વાતો કરો છો, આ બધો વ્યવહાર કરો છો, લોકો જુએ છે તો આ વ્યવહાર તો જડનો થાય છેને ?

**દાદાશ્રી :** એ તો થયા કરે, પછી ?

**પ્રશ્નકર્તા :** તો આમાં વિશેષ પરિણામ નથી થતાં એ કઈ રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** પહેલાં તન્મયાકાર પરિણામ થતાં હતાં મનમાં, 'એ' જુદો પડ્યો. મન જુદું ને 'હું' જુદો એટલે ત્યાં આગળ છૂટું પડ્યાનું પરિણામ દેખાયું આપણને.

**પ્રશ્નકર્તા :** છૂટું પડ્યું એટલે શું કહ્યું ?

**દાદાશ્રી :** એ છૂટું પડ્યું એનું પરિણામ દેખાયું આપણને. મન અને પોતે બે જુદાં પડ્યાં. જ્ઞાનીને મન કામનું નહીં. જ્ઞાનીને મન જ્ઞેય સ્વરૂપ છે. એમને મન વર્કીંગ ઑર્ડરમાં નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે મન તો એનું ફંકશન કર્યા જ કરતું હોય?

**દાદાશ્રી :** એ એનું પાછલું પરિણામ છે. નવું ના થાય. મનને જોયા જ કરે કે મનમાં શું વિચાર આવે છે ! બધાં પાછલાં પરિણામ

શું થાય છે, એ બધું જોયા કરે. પહેલાં જોતો ન હતો, વિચરતો હતો. અને વિચરતો હતો એ જ વિચાર.

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાની અત્યારે વ્યવહારમાં છે તો બીજાં તત્ત્વો પણ સંબંધમાં છે જ ને અત્યારે ?

**દાદાશ્રી :** હોય જ ને !

**પ્રશ્નકર્તા :** તો એ તત્ત્વો ભેગાં થયાં કહેવાયને ?

**દાદાશ્રી :** એ તો કાળને અનુરૂપ થયું. એને ભેગાં થયાં ના કહેવાય. એ તો પરિણામિક છે. ભેગાં થવું એટલે કૉઝમાં હોય. પરિણામ તો ઈફેક્ટ છે.

## કારણ, કર્તા થવાનું !

**પ્રશ્નકર્તા :** જો ઈગો કોઈએ ઉત્પન્ન કર્યો નથી એટલે કોઈ જવાબદાર પણ નથીને એ વાત પણ સાચી ને ?

**દાદાશ્રી :** કોઈની જવાબદારી જ ક્યાં છે તે ! આ તો કુદરતી રીતે ભેગાં થયાં, એટલે ઉત્પન્ન થયું છે અને ઉત્પન્ન થઈને પાછું તે અડ્યું નથી. આત્માને એ નથી હેરાન કરતો અને આત્મા એને નથી હેરાન કરતો. આ ઉત્પન્ન થયું, તે અહંકારને હવે દુઃખ છે, આત્માને દુઃખ નથી. આત્મા દુઃખને સમજતો જ નથી. એટલે અહંકારને ઈચ્છા છે કે આપણે આમાંથી મુક્ત થવું છે, આ દશામાંથી.

તે આ હુંપણું ને મારાપણું ઉત્પન્ન થયું. ત્યારે એની નભાવણી કોણ કરે? મેઈન્ટેનન્સ કોણ કરે છે ? ત્યારે કહે, આત્માની હાજરી. શરીરમાં આત્માની હાજરી જો ના હોય તો એ બધું બંધ થઈ જાય.

## જ્ઞાન પછી કષાયો અનાત્માના !

**પ્રશ્નકર્તા :** પોતાના સ્વરૂપમાં આવી જાય, એટલે પછી ક્રોધ ના થાય, માન ના થાય, માયા ના થાય, કશું જ ના થાયને ?

**દાદાશ્રી :** ક્રોધ-માન-માયા-લોભ પુદ્ગલના ગુણો છે, આત્મામાં

એવા ગુણો છે નહીં. એટલે આપણા ગુણો નથી, તેને આપણે માથે શું કામ લઈએ ? જે વધ-ઘટ થાયને એ બધા જ પુદ્‌ગલના ગુણો.

અહીં અમારી પાસે જ્ઞાન લે તો એમને ક્રોધ-માન-માયા-લોભ પુદ્‌ગલના ગુણ છે અને જ્ઞાન ના લીધું હોય તો આત્માના ગુણ છે. ખરેખર આત્માના ગુણ નથી, પણ એ જ પોતે બોલે છે કે 'હું ચંદુલાલ છું'. જે નથી તે બોલે છે, એવું આ ગુણેય નથી પોતાના, તે પોતે માથે લે છે.

એટલે એવું છે, અમારી પાસે જ્ઞાન લઈ અમારી આજ્ઞામાં રહે, પછી ક્રોધ-માન-માયા-લોભ થાય તોય આપણને અડે નહીં, કશું થાય નહીં, સમાધિ જાય નહીં.

આત્માને કોઈ દહાડો ચિંતા ના હોય. આત્મા તો અનંત સુખનું ધામ. પોતે જ અનંત સુખનું ધામ. કશુંક (કોઈ) અડે તેનેય સુખિયો બનાવી દે. તે આ લોકો માની બેઠા કે આત્મા જ ચિંતા કરે છે ને આત્મા જ દુઃખી થાય છે ને આત્માને જ ઉપાધિ છે આ બધી. આ બોલનાર છેટો રહી જાય છે. બોલનાર કોણ હશે આમાં ?

**પ્રશ્નકર્તા :** એ જ આ અહંકાર.

**દાદાશ્રી :** એ છેટો રહી જાય છે. એટલે પોતે પોતાને બિનગુનેગાર ઠરાવી દીધો, બધાને ગુનેગાર ઠરાવે છે. મૂળ ગુનેગાર તે બીજાને ગુનેગાર ઠરાવે છે. પોતે ગુનેગાર છે. તે પછી મિથ્યાત્વ વધતું જાય, રોંગ બિલીફો વધતી જાય.

આત્મા આત્માની જગ્યાએ છે. સાયન્ટિફિક ઈફેક્ટ છે આ તો. કોઈએ કશું કર્યું નથી. આ જે ધર્મોવાળા માને છે ને બધા, એવું કશું છે જ નહીં. તીર્થંકરના ભાવમાં હતું આ ! હું જે કહું છું તે તીર્થંકરોનું સીધું જ્ઞાન છે, શાસ્ત્રની ઉપર છે.

❖❖❖❖❖

# [૯]

# સ્વભાવ-વિભાવના સ્વરૂપો !

## જગત ચાલે સ્વભાવથી જ !

આ જગત બધું સ્વભાવથી ચાલે છે.

**પ્રશ્નકર્તા :** એ સ્વભાવ શું ચીજ હશે ?

**દાદાશ્રી :** દરેક દ્રવ્ય પોતપોતાના સ્વભાવનું જ પ્રદર્શન કરે છે. જે દ્રવ્યો છે એ સત્ છે, એટલે અવિનાશી છે. એ નિરંતર પરિવર્તનશીલ છે અને પોતાના સ્વભાવમાં જ રહે છે.

**પ્રશ્નકર્તા :** આ જેમ રાત પડે એ સ્વભાવથી કીધું અને દહાડોય સ્વભાવથી જ થાય, તો આ અંતઃકરણ, વાણી એ બધું... ?

**દાદાશ્રી :** બધું સ્વભાવથી. બધું પુદ્ગલ હોય તો પુદ્ગલના સ્વભાવથી અને ચેતન હોય તો ચેતનના સ્વભાવથી. હવે આ બધી વાતો શાસ્ત્રમાં ના હોય ને પુસ્તકમાંય ના હોય, નહીં ?

**પ્રશ્નકર્તા :** ન હોય, દાદા. એ તો દાદાના કોમ્પ્યુટરમાં જ હોય. આ પુદ્ગલ એના સ્વભાવથી જ ચાલે છે, એમાં ચેતનનું કંઈ કનેક્શન ખરું ? ડખલગીરી ?

**દાદાશ્રી :** ડખલ કરે એ ચેતન જ કહેવાય નહીં.

સ્વભાવથી ચાલે છે અને ચલાવનાર સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે.

**પ્રશ્નકર્તા :** કોના કોના સ્વભાવ ?

**દાદાશ્રી :** પુદ્ગલને પુદ્ગલનો સ્વભાવ, આત્માને આત્માનો સ્વભાવ, પછી ધર્માસ્તિકાયને ધર્માસ્તિકાયનો સ્વભાવ, કાળને કાળનો સ્વભાવ, દરેક સ્વભાવથી.

**પ્રશ્નકર્તા :** પેલું બીજ સ્વભાવથી ઊગે છે, પાણી, હવા, જમીન, એ બધા સંજોગો ઊગાડે છે.

**દાદાશ્રી :** એ બધા સંજોગો સ્વભાવથી ચાલે છે.

આખું જગત સ્વભાવથી જ જીવી રહ્યું છે. આ જગતને કોણ ચલાવે છે? ત્યારે કહે, સ્વભાવ જ ચલાવે છે. કેવી રીતે ઉત્પન્ન થયું ? ત્યારે કહે, સ્વભાવથી ઉત્પન્ન થયું છે આ. સ્વભાવથી વિભાવ શી રીતે થયો ? ત્યારે કહે, આ ભેગા થાય એટલે એમનો સ્વભાવ જ આવો કે આ વિભાવ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ વિભાવમાં જે ગુણો પ્રકાશમાન થયા, તે સ્વભાવના પ્રકાશથી પ્રકાશમાન થયા છે ?

**દાદાશ્રી :** એ સ્વભાવને લેવાદેવા નહીં, એ સ્વભાવ છે તે સ્વભાવમાં રહ્યો. એને અને એ બધાને કંઈ લેવા-દેવા નહીં ને વિભાવના પોતાના નવા જ ગુણો ઉત્પન્ન થયા. સ્વભાવથી આ દુનિયા ચાલી રહી છે અને વિભાવથી અથડામણો ઊભી થઈ.

(વ્યવહાર) આત્મા વિભાવભાવ કરી શકે કે સ્વભાવભાવ કરી શકે, આત્મા બે જ કરી શકે. આત્મા બીજું કશું કરી શકે નહીં. કોઈ ક્રિયા આત્માએ કરી જ નથી, કરતા નથી અને કરવાનાય નથી. સ્વભાવભાવ એટલે પોતે પોતાનામાં રહેવું અને વિભાવભાવ એટલે દેહાધ્યાસ. વિશેષભાવે પણ વર્તી શકે છે.

**પ્રશ્નકર્તા :** એટલે વિપરીતે જે લોકો વર્તતા હોય ?

**દાદાશ્રી :** ના, એમ નહીં. આત્માનો સ્વભાવ અને વિભાવ, તે વિભાવથી આ સંસાર ઊભો થયો છે, વિભાવ દશા છે. આ સ્વભાવ એટલે પોતાના મોક્ષમાં લઈ જનારી વસ્તુ ને વિભાવ સંસારમાં

ભટકાવનારી વસ્તુ. એ વિશેષ પરિણામ જો સમજે તો આ પઝલ સૉલ્વ થાય, નહીં તો સૉલ્વ થાય એવું નથી.

**પ્રશ્નકર્તા :** આત્મા હંમેશાં ઊર્ધ્વગતિમાં જાય છે ને ?

**દાદાશ્રી :** ઊર્ધ્વગતિમાં જાય છે એવું નહીં, ઊર્ધ્વગામી સ્વભાવ જ છે.

**પ્રશ્નકર્તા :** ઊર્ધ્વગામી સ્વભાવ છે છતાં અધોગતિમાં કેમ જાય છે ?

**દાદાશ્રી :** ઊર્ધ્વગામી સ્વભાવ છે, તે એને જે બીજાં વળગણ વળગે છે અને વજનદાર હોય તો એ અધોગામી થાય છે.

એ વિશેષ પરિણામ જો સમજે, તો આ પઝલ સૉલ્વ થાય, નહીં તો સોલ્વ થાય એવું નથી. આ 'વિ'નું વિભાવનો વિરુદ્ધભાવ સમજી ગયા છે.

## નથી કરવાપણું, સ્વભાવમાં !

આપણે આ પાણી છે, તે આ બધા નહાવાના હોય અને ઈલેક્ટ્રિસીટી બંધ થઈ ગઈ. અને તું ગરમ કરવા માંડું, કેરોસીન સ્ટવથી કે એનાથી, તો શું થાય ? ટાઈમ લાગે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આ વિભાવ એટલે સંસાર ઊભો કરવો, એ ગરમ પાણી કરવા જેવું મહેનતવાળું છે. અને સ્વભાવમાં જવું એટલે લાકડાં કાઢી નાખીને પાછું ટાઢું કરવું, તો મોક્ષે જવાય. સ્વભાવમાં ક્રિયા ના હોય, મહેનત ના હોય. સ્વભાવ સમજવાનો હોય. આ પાણીનો દાખલો આપ્યો, તમને સમજાય છે ?

દરેક વસ્તુને પોતાના સ્વભાવમાં જવા માટે મહેનત નથી હોતી. બધાને વિશેષભાવમાં જાય ત્યારે મહેનત થાય.

ત્યાગ કરો કે ગ્રહણ કરો એનું નામ ધર્મ કહેવાય, રિલેટિવ ધર્મ. અને રિયલ ધર્મ એ સ્વભાવિક ધર્મ છે. એમાં કરવાનું ના હોય, એ સ્વભાવિક થયા કરે. આત્મા આત્માના સ્વભાવમાં આવી ગયો, બસ થઈ ગયું. અત્યારે વિશેષભાવમાં છે.

વસ્તુને સ્વભાવમાં લાવવી એનું નામ મોક્ષ. એને આ લોકો કરવા ગયા છે, જપ કરો ને તપ કરો. અરે મૂઆ, આમ શું કરવા કરો છો તે ? સ્વભાવમાં કેવી રીતે જવાય, એ તું ખોળને, મૂઆ ! આ તોફાનમાં ક્યાં પડ્યો છું ?

**પ્રશ્નકર્તા :** સ્વભાવમાં જવા માટે કંઈ પ્રયત્ન કરવાની જરૂર નથી ?

**દાદાશ્રી :** જાણતો નથી એટલે શી રીતે કરે ? એ તો એવું જાણે કે મારે કશું કરવું પડશે. હું કંઈક કરું. અરે મૂઆ, તારા ગુરુને ના જડ્યું, તો તને ના જ જડે ને ? એ એવો રહ્યો ને એનો ગુરુયે એવો રહ્યો.

આ બધા રઝળપાટ કર્યા કરો છો ને ! લાડવા ખઈને પેટ ઉપર હાથ ફેરવો છો અને ઓહિયાં કરીને સૂઈ જાવ છો ! અરે મૂઆ, કામ પૂરું થઈ ગયું તો ઓહિયાં કરી સૂઈ જવાય !

જ્યાં સુધી સ્વભાવમાં ન આવે ત્યાં સુધી સ્વભાવિક સુખ ન મળે. આ બધાં વિભાવિક સુખ છે, તેથી બેસ્વાદ લાગે. આત્માનું સુખ તે સ્વભાવિક સુખ છે, તે જ મોક્ષ છે.

(મૂળ)આત્મા તો ભાવેય નથી કરતો ને અભાવેય નથી કરતો. આત્મા સ્વભાવમય છે. પોતપોતાના સ્વભાવમાં છે. સોનું સોનાના સ્વભાવમાં રહે, સોનું છે તે બીજા ગુણધર્મ ન બતાવે, એવું આત્મા પોતાના ગુણધર્મ ક્યારેય પણ છોડ્યા નથી, છોડતો નથી ને છોડશે નહીં.

**પ્રશ્નકર્તા :** અનાદિ સ્વભાવ એટલે શું ?

**દાદાશ્રી :** જે સ્વભાવ કાયમને માટે, પરમેનન્ટ છે. એ સનાતન કહેવાય.

## સ્વભાવ, સત્તા ને પરિણામ !

**પ્રશ્નકર્તા :** આત્મામાં વિપરિણામ, એ સ્વભાવે વિપરિણામ છે? વિપરિણામ એ આત્માની મૂળ સત્તા છે કે સંયોગી સત્તા છે ? અને તે સત્તાનું કયું દ્રવ્ય મૂળ કારણ છે ?

**દાદાશ્રી :** આત્માને આ બધી વસ્તુઓનો યોગ થાય છે. તેથી આ વિભાવ થયો છે, તેથી સંસાર ઊભો થયો છે. 'સ્વભાવે વિપરિણામ છે?' આપણે ના કહીએ છીએ. ના, સ્વભાવે વિપરિણામ થઈ શકે નહીં. એનો સ્વભાવ છે, એમાં કોઈ દા'ડો વિપરિણામ, વિભાવ થાય જ નહીં. 'વિપરિણામ એ આત્માની મૂળ સત્તા છે ?' ત્યારે કહે, 'ના, મૂળ સત્તા સ્વભાવી જ છે. સ્વપરિણામ છે, વિપરિણામ નથી !' એટલે આ આત્માની મૂળ સત્તા નથી. આ વિભાવી સત્તા છે, સ્વભાવી સત્તા ન્હોય. પણ 'આ વિપરિણામ આત્માની મૂળ સત્તા છે કે સંયોગી સત્તા છે ?' ત્યારે કહે, 'સંયોગી સત્તા છે.'

**પ્રશ્નકર્તા :** એટલે વિપરિણામ એ સંયોગી સત્તા છે ?

**દાદાશ્રી :** હા. આ પુદ્ગલ ભેગું થયું એટલે આ ઊભું થયું. 'તે સત્તાનું કયું દ્રવ્ય મૂળ કારણ છે ?' મૂળ કારણમાં આ પુદ્ગલ દ્રવ્ય ભેગું થયું, તેથી આ વિપરિણામ ઊભું થયું, બસ.

## સ્વભાવ કર્મનો કર્તા...

**પ્રશ્નકર્તા :** 'આત્મસ્વભાવ કર્મનો કર્તા છે, અન્યથા અકર્તા છે.' એ કેવી રીતે ? એ ના સમજાયું.

**દાદાશ્રી :** પોતાના સ્વસ્વભાવના કર્મનો કર્તા છે. બીજા કોઈ કર્મનો કર્તા આત્મા નથી. આ પ્રકાશ જેવો આત્મા છે. આ પોતાનો સ્વભાવ કરે, આ લાઈટ હોય, એ પોતાના સ્વભાવ કર્મનો કર્તા છે. અજવાળું આપે બહુ ત્યારે. એ કંઈ આપણને અહીં આગળ જમાડે નહીંને આમ મોઢામાં કે પંખો ના નાખેને ? પંખો તો પંખો ફેરવે ત્યારે. આ લાઈટ પંખો ના નાખે, કેમ ?

**પ્રશ્નકર્તા :** એ એનો સ્વભાવ એવો એટલે.

**દાદાશ્રી :** તેવું છે આ. આત્મા એ છે તે આવું ખાય-પીએ નહીં, આવું-તેવું કશુંય કરે નહીં.

**પ્રશ્નકર્તા :** આમાં સ્વભાવ કર્મનો કર્તા એટલે શું ?

**દાદાશ્રી :** આત્મા પોતાના સ્વભાવ, મૂળ જે સ્વભાવ, સ્વભાવિક સ્વભાવ તેનો જ કર્તા છે. આ તો સંસારમાં કર્તા કહ્યો તે વિભાવ કર્મનો કહ્યો. બહુ ઊંડું લાગે છે નહીં ? સંસારનો કર્તા કહ્યો તે તો ભ્રાંતિથી કહ્યો. જ્યાં સુધી ભ્રાંતિ છે ત્યાં સુધી આ સંસારનો કર્તા છે. જ્યારે ભ્રાંતિ જાય ત્યારે સ્વરૂપનો કર્તા છે. પોતાનો સ્વભાવનો કર્તા, અન્યથા અકર્તા છે. કોઈ બાબતમાં કર્તા છે જ નહીં. કશું આવું કરે નહીં. આ જે કરીએ છીએને આપણે, કહીએ છીએ કે આમ કર્યું, તેમ કર્યું, એ આત્મા કરે નહીં.

**પ્રશ્નકર્તા :** અનુભવ વગર સમજાય એવું નથી.

**દાદાશ્રી :** તારે અનુભવ જોઈતો હોય તો અહીં આવવું પડે.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એવો થયો કે પર તરફના વલણના જે ભાવો છે, એ બધા અસ્વભાવભાવ અને પોતાના સ્વ તરફના જે ભાવો છે તે સ્વભાવભાવ ?

**દાદાશ્રી :** હા, પર સ્વભાવ હોય છે, તે જ્યાં સુધી આત્મા પરમાં વર્તે છે, ત્યાં સુધી તો આ સંસાર છે જ ને ! સ્વસ્વભાવભાવમાં આવે ને, એટલે સંસાર છૂટી ગયો. અને પર સ્વભાવભાવ એટલે પરપરિણતિ. બીજો કરે છે અને પોતે કહે છે, 'હું કરું છું'.

આ વિશેષભાવ શો છે ? પ્રકૃતિ કેવી રીતે એની મેળે ઊભી થાય છે ? આ બધું 'મેં' જોયેલું છે. 'હું' એ બધું જોઈને કહું છું. એટલે આ 'વિજ્ઞાન' ખુલ્લું થાય છે. કોઈ ચીજનો કોઈ (સ્વતંત્ર) કર્તા જ નથી ને (નૈમિત્તિક) કર્તા વગર કશું થયું નથી !!!

સંસારને ચીતરે છે 'પોતે'. પછી વિચિત્રતા લાવવાનું 'નેચર'ના હાથમાં છે. ચિત્રના વિશેષ પરિણામને લઈને વિચિત્ર કરવાનું કામ નેચરનું છે. પછી એમાં કોઈ હાથ ઘાલી ના શકે, ડખોડખલ ના કરી શકે !

## ડેવલપ થાય તે કોણ ?

**પ્રશ્નકર્તા :** આત્મા તો બધામાં જ સરખા છે, પણ એકમાં જ્ઞાન અને એકમાં અજ્ઞાન એ પણ આ કંઈ વિશ્વની રચનાને લીધે થઈ રહ્યું છે ?

**દાદાશ્રી :** વિશ્વની રચના જ એવી છે. હેય, એક અંશથી ડેવલપ થતું થતું એ બે અંશ, ચાર અંશ બધું ડેવલપ થતું થતું, આત્મા તો છે બધાંની પાસે, પણ બહારનો ભાગ ડેવલપ થાય છે, આત્મા સિવાયનો ભાગ ડેવલપ થઈ રહ્યો છે.

**પ્રશ્નકર્તા :** એટલે વિભાવ ?

**દાદાશ્રી :** વિભાવ ડેવલપ થઈ રહ્યો છે. એ ડેવલપ થતો થતો સ્વભાવ ભણી જાય છે.

**પ્રશ્નકર્તા :** એ વિભાવ સ્વભાવ તરફ જાય ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** કારણ ? વિભાવ અને સ્વભાવ, બેની વચ્ચે સંબંધ છે ?

**દાદાશ્રી :** આ અરીસામાં ઊભો રહેનાર અને સામો, બે સરખા દેખાય ત્યારે છૂટો થાય, છૂટકારો થાય, ત્યાં સુધી નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે અહંકારને આત્મસ્થિતિમાં આવવું પડે છે ?

**દાદાશ્રી :** આત્મસ્થિતિમાં આવવું પડે છે. અહંકાર શુદ્ધ કરવો પડશે. ત્યાં સુધીનું ડેવલપમેન્ટ ચાલ્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** વિભાવ અને સ્વભાવ એ બેના પારસ્પારિક સંબંધ શું છે ?

**દાદાશ્રી :** એને કાર્ય-કારણનો સંબંધ જ નથી. (ડેવલપમેન્ટની સ્થિતિ છે.)

## વિશેષ પરિણામમાં પણ અનંત શક્તિ !

**પ્રશ્નકર્તા :** આ બધા જીવોનું જે જ્ઞાન છે એ તો બધું આમ વ્યવહારનું ને પુદ્‌ગલને લગતું જ હોય ને ?

**દાદાશ્રી :** હા, એ પણ પુદ્‌ગલ છે પણ આવું પ્રગટ થાય. આ પ્રગટ જે થયેલું છે, તે એક આત્મામાંથી જ નીકળેલું છે આ. એટલે આ બધા જીવોમાંથી જે નીકળે છે ને એ જ્ઞાન, એ આત્મામાંથી જ નીકળે. આત્માના વિશેષ પરિણામ છે. વિશેષ પરિણામો એટલી બધી શક્તિ ધરાવે છે આત્માના. અનંત જ્ઞાન શક્તિ ધરાવે છે. એટલે આ બધી અનંત શક્તિ એક જ આત્માનું જ પરિણામ છે આ. આ કોઈને અહીંથી પેલું આવરણ તૂટ્યું, કોઈને અહીંથી તૂટ્યું, કોઈને અહીંથી. એવું બધામાં જ્યાંથી તૂટ્યું, ત્યાંથી બધાને જ્ઞાન પ્રગટ થાય. પણ બધું તૂટે તો. પણ વિશેષ પરિણામ રૂપે બહાર પડવું પડે. બાકી, બધું જ્ઞાન એક આત્મામાં છે!

## પ્રત્યેક દ્રવ્ય, નિજ દ્રવ્યાધીન !

**પ્રશ્નકર્તા :** આ બધાં પુદ્‌ગલ છે, તો એ પુદ્‌ગલ પરાધીન કોને છે?

**દાદાશ્રી :** જેને અજંપો થતો હોય તેને. અજંપો ના થતો હોય તેને પરાધીનેય ક્યાં છે ?

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલ કોને આધીન છે?

**દાદાશ્રી :** એ પોતાનાં દ્રવ્યને આધીન છે. દરેક દ્રવ્યો પોત પોતાનાં દ્રવ્યને આધીન રહેલાં છે. ભજિયાં કહે છે, 'તમને અનુકૂળ

હોય તો લો. ના અનુકૂળ આવે તો ના લેશો. અમે તમારામાં જઈશું તોય અમે અમારામાં દ્રવ્યમાં જ રહીશું. તમારામાં તો આવવાનાં જ નથી.' આ તો અજ્ઞાનથી એમ માને છે કે 'મેં આ ખાધું, પીધું'. એ જાણે કે 'મારા દ્રવ્યમાં આ દ્રવ્ય આવ્યું.' એ બધું ખોટું. એમ માનીને બંધાય છે, ખોટું માનવાથી. બીજું કશું થાય નહીં.

**પ્રશ્નકર્તા :** તો પછી આ ભજિયું જે મોઢામાં ગયું તે પણ પુદ્‌ગલના કારણે ગયું છે, આત્માના કારણે નથી ગયું, એમ જ થયું ને ?

**દાદાશ્રી :** હં. પુદ્‌ગલ જ છે. બધી જાતનાં ભજિયા હોય, દસ-વીસ જાતનાં, પણ તમે કોળાનું ખાવ, તો હું જાણું કે 'આ શાથી કોળાનું ખાય છે !' તમે કહો કે 'મને કોળાનો શોખ છે', બધું ખોટાં બહાના બતાવો પણ મહીં કોળાના પરમાણુ આવ્યા હોય તેથી ખવાય છે.

દરેક વસ્તુ સ્વભાવથી ભિન્ન પડે છે અને સ્વભાવથી ભિન્ન પડેલી વસ્તુ એકાકાર ના થાય.

આત્મા ને પુદ્‌ગલ અસંગી છે. સ્વભાવ જુદા બન્નેના. કોઈ કોઈને મદદ કરતું નથી. કોઈ કોઈને નુકસાન કરતું નથી. હેલ્પ ના કરે એ નુકસાન ના કરે. તમારું નુકસાન તમે પોતે જ કરી રહ્યા છો, એ પુદ્‌ગલ આશ્રિત છો માટે.

**પ્રશ્નકર્તા :** આત્મા જ્યારે વિભાવભાવમાં જતો હોય છે, તો એ સ્વભાવમાં ક્યારે આવે ?

**દાદાશ્રી :** વિભાવમાં ગયેલો છે તે હમણે તરત જ સ્વભાવમાં આવે નહીંને ! એ વિભાવ પૂરો થાય ત્યારે સ્વભાવમાં આવે. સ્વભાવમાં આવ્યા પછી વાંધો નથી. પણ વિભાવમાં એટલે આ પૌદ્‌ગલિક જ્ઞાનમાં આવી પડ્યા. સ્વભાવ એટલે સ્વભાવિક જ્ઞાન અને વિભાવ એટલે પૌદ્‌ગલિક જ્ઞાન. હવે એ ક્રમે ક્રમે ઓછું થાય. એકદમ ઝાટકો મારીને જતું ના રહે. ભૂલ કોની ? ભોગવે એની. હા, આમાં આત્મા (વ્યવહાર આત્મા)ને ભોગવવું પડે છે ને આત્માની ભૂલ છે, પુદ્‌ગલનું શું જવાનું છે ?

**પ્રશ્નકર્તા :** અને આત્મા જો ન ભોગવે તો કંઈ નથી ?

**દાદાશ્રી :** ન ભોગવે કેવી રીતે પણ ? જો સ્વભાવમાં આવે તો જ ના ભોગવે. જ્ઞાતા-દ્રષ્ટા થઈ ગયો, એટલે છોને પછી પુદ્‌ગલ બૂમાબૂમ કરતું !

**પ્રશ્નકર્તા :** અનંતજ્ઞાન, અનંતદર્શન ને ચારિત્ર તો ચારિત્ર શું ?

**દાદાશ્રી :** સ્વભાવમાં રહેવું એ જ ચારિત્ર. જ્ઞાતા-દ્રષ્ટા રહેવું તે. તમે મને ગાળ ભાંડો તો આ અંબાલાલ શું કરે છે તેનો હું જ્ઞાતા-દ્રષ્ટા રહું.

## ભાવનામાંથી વાસના...

**પ્રશ્નકર્તા :** વાસના અને ભાવના એ બન્ને વચ્ચેનું અંતર સમજાવો.

**દાદાશ્રી :** હવે ભાવનામાંથી પાછી વાસના ઊભી થાય. ભાવના ના હોય તો વાસના જ ઊભી ના થાય. વિભાવ કરે તો વાસના ઊભી થાય ને ! અને સ્વભાવમાં જાય તો નિર્વાસનિક થઈ જાય. આત્માના સ્વભાવમાં જાય, થઈ રહ્યું, ખલાસ થઈ ગયું. આ તો વિભાવ કરે, ભૌતિક સુખનો ભાવ, એટલે વાસનામાં જાય. ભૌતિક સુખની ભાવના એ જ વાસના. એટલે ભાવના ને વાસનામાં ફેર નથી.

**પ્રશ્નકર્તા :** ભૌતિક સુખની જે ભાવના છે, એ જ વિભાવ થયો ને ?

**દાદાશ્રી :** એ જ વિભાવ, એ જ વાસના.

તેથી આ 'અક્રમ વિજ્ઞાન' એવું છે કે એ બહાર કશામાં હાથ જ ઘાલતું નથી. એ તો કહે છે, 'તું તારા ભાવમાં, સ્વભાવમાં આવી જા.'

આત્માની વિભાવિક અવસ્થાથી રાગ-દ્વેષ છે અને સ્વાભાવિક અવસ્થાથી વીતરાગ છે !

જે પોતાના સ્વભાવમાં પરિણામ પામે, એને આ બાજુ વ્યવસ્થિત જ હોય.

ચેતનધારા ચેતન સ્વભાવમાં, જડધારા જડ સ્વભાવમાં, બન્ને જુદી જુદી ધારાઓ નિજ નિજ સ્વભાવ ધારામાં વહે. પહેલાં તો બન્ને એક ધારામાં વહીને વિભાવમાં પરિણમતી હતી.

## સ્વભાવે વિકારી નથી પુદ્ગલ !

**પ્રશ્નકર્તા :** પુદ્ગલનો વિકારી થવાનો સ્વભાવ ખરો ?

**દાદાશ્રી :** ના, જાતે વિકારી થવાનો સ્વભાવ નથી.

**પ્રશ્નકર્તા :** તો વિકારી કેમ થાય છે ?

**દાદાશ્રી :** સક્રિય સ્વભાવનો છે એટલે. અક્રિય નથી. જડ પોતે સક્રિય, એટલે ક્રિયાવાન છે પોતે, ક્રિયાવાન ! બીજા તત્ત્વો અક્રિય છે, પણ આ સક્રિય છે, પણ આ પ્રતિષ્ઠિત આત્માના આ જે વ્યતિરેક ગુણો છેને, તેને લઈને આ દશા થઈ છે. નહીંતર પુદ્ગલ આવું ના હોય. લોહી નીકળે, પરુ નીકળે એવું ના હોય. વ્યતિરેક ગુણો અને વળી પાછા છે તે પાવર ચેતન સાથે.

વ્યતિરેક ગુણોને આપણે પોતાના માનીએ છીએ. એ ગુણો જ આપણને અડે, બાકી આત્મા એવો નથી.

**પ્રશ્નકર્તા :** તો દાદા, વિભાવથી જે પુદ્ગલ વિકૃત થયું. હવે આપ જ્ઞાન વખતે જે શુદ્ધાત્માનું લક્ષ આપો છો પણ વિકૃત થયેલું પુદ્ગલ શુદ્ધ કરવું પડશે ને ?

**દાદાશ્રી :** એવું છે ને, જેમાં ફસાયા તેનો નિવેડો તો લાવવો જ પડે ને ! હવે જ્યાં આગળ પોતાને સમજાયું કે આ જ્ઞાની પાસેથી આત્મજ્ઞાન, ભેદવિજ્ઞાન સાંભળવું. એટલે પોતાને જે બધી મુશ્કેલીઓ હતી તે બધી ઊડી ગઈ. હવે પોતે નિકાલ કરી નાખવાનો છે એનો. બીજી કુદરતી રીતે જે મુશ્કેલીઓ ગૂંચવતી હતી, તે ઊડી ગઈ. અને

જે હવે મૂંઝવણવાળી નથી, તેનો આપણે નિકાલ કરી નાખીએ. મૂળ મૂંઝવણવાળી જે ઊડતી ન'તી, તે ભેદવિજ્ઞાનથી ઊડી ગઈ અને પોતે છૂટો થયો. માનેલો બંધ છૂટી ગયો.

અને ખરી રીતે આ બંધેય માનેલો છે અને બધું માનેલું જ છે. આપણે શું કહીએ છીએ ? બિલીફો જ રોંગ છે. બીજું કશું નથી બગડ્યું. તે રાઈટ બિલીફ થાય એટલે થઈ રહ્યું, બસ. જગતની સંજ્ઞાથી ચાલે છે, લોકસંજ્ઞાથી. તે બિલીફ રોંગ ના બેસતી હોય તોય બેસાડે. અને જ્ઞાનીની સંજ્ઞાથી ચાલે તો બિલીફ રોંગ હોય તે ઊડી જાય. આપણે મુખ્ય વાત શું બતાવીએ છીએ કે આ 'તારી' બિલીફ રોંગ છે, આ રોંગ છે, આ રોંગ છે. બીજી કોઈ જગ્યાએ આ વાત બતાવે નહીં.

## અંતે આવવાનું સ્વભાવમાં !

**પ્રશ્નકર્તા :** આત્મામાં અંતિમ પદ કયું ?

**દાદાશ્રી :** એ જ સનાતન સુખ ! કાયમનું સુખ, બસ. પોતાના સ્વભાવમાં આવવું, એ અંતિમ પદ. અત્યારે વિભાવમાં છે, વિશેષભાવમાં છે. આત્મા પોતાના વિશેષ પરિણામના બધા અનુભવો લેતો લેતો આગળ જાય છે.

**પ્રશ્નકર્તા :** દરેક મનુષ્યમાં આત્મા હોય છે, તો એ આત્માનો ધ્યેય શું છે ?

**દાદાશ્રી :** એની સ્વભાવિક દશા છે ને, તે સ્વભાવિક દશામાં આવવાનો તેનો ધ્યેય છે. અત્યારે આ વિશેષભાવી દશા છે.

## સપોઝથી મળે આમ જવાબ !

**પ્રશ્નકર્તા :** આપે જે રીત કહી, એ રીત જડી નથી. એ રીત ઉપર પ્રકાશ નાખો. આપે કહ્યું ને કે સપોઝ હન્ડ્રેડ ટકા છે, તમે જવાબ લાવો છો, રીત ખબર નથી. રીત વગર જવાબ લાવો છો એ રીત કઈ ?

**દાદાશ્રી :** એક રકમ કાયમની અને એક ટેમ્પરરી રકમ. બેના ગુણાકાર અનંત કાળથી કર્યા કરે છે. તે ગુણાકાર કરવાની શરૂઆત કરે ત્યાર હોરું પેલું ટેમ્પરરી ઊડી જાય છે ને પછી પાછું ફરી ટેમ્પરરી ગોઠવે છે અને પાછો ગુણાકાર કરવાની શરૂઆત કરે ત્યાં ઊડી જાય છે. બન્ને પરમેનન્ટ જોઈએ. એક ટેમ્પરરી ને એક પરમેનન્ટ છે. પોતે સ્વભાવે કરીને, પરમેનન્ટ છે અને વિશેષભાવે કરીને ટેમ્પરરી. જ્યારે વિશેષભાવે કરીને, 'હું પરમેનન્ટ છું' એવું સમજાય એને, એટલે બધો ઉકેલ આવી જાય. એ રીત છે, બાકી બીજી કોઈ રીત નથી.

**પ્રશ્નકર્તા :** વિશેષભાવે ટેમ્પરરી કહ્યો તે કયો વિશેષભાવ ?

**દાદાશ્રી :** આત્માનો સ્વભાવિકભાવ છે ને એનાથી વિશેષ જાણવાનો જે પ્રયત્ન થયો કે 'આ બધું શું છે ? આ સસરા છે ને આ મામા' એ વિશેષભાવ જાણવા ગયા તેમાં આ ફસામણ થઈ. એ વિશેષભાવ જાણવાનો બંધ થઈ જાય એટલે સ્વભાવમાં આવી જાય.

## શુક્લધ્યાનેય વિભાવ !

વસ્તુ પોતાના સ્વભાવને ભજે તેને ધર્મ કહેવાય. ત્યારે આ લોકો અવસ્તુઓના સ્વભાવને ભજે તેને ધર્મ માને છે. મોક્ષ તો આત્માનો સ્વભાવ જ છે, પછી લેવા ક્યાં જવાનો છે ?

**પ્રશ્નકર્તા :** 'વસ્તુ સહાઓ ધર્મો.' વસ્તુનો સ્વભાવ, આત્માનો સ્વભાવ એ ધર્મ છે.

**દાદાશ્રી :** હા. બાકી, સ્વભાવમાં ધર્મધ્યાન નથી. આત્માનો સ્વભાવ ધર્મધ્યાન નથી. આત્માનો વિશેષભાવ એ ધર્મધ્યાન છે. વિભાવ છે એ ધર્મધ્યાન છે. આત્માનો સ્વભાવ મોક્ષ, કોઈ પણ ધ્યાન નથી. સ્વભાવમાં ધ્યાન-બ્યાન ના હોય. આ તો આત્માના વિભાવમાં ધર્મધ્યાન છે, શુક્લધ્યાન છે, આર્તધ્યાન છે, રૌદ્રધ્યાન છે, બધાય ધ્યાન વિભાવ દશા છે.

**પ્રશ્નકર્તા :** શુક્લધ્યાન પણ વિભાવ ?

**દાદાશ્રી :** હા, શુક્લધ્યાન હઉ વિભાવિક છે.

**પ્રશ્નકર્તા :** શુક્લધ્યાનની શ્રેણી પર ચઢી રહ્યો છે, તેથી ?

**દાદાશ્રી :** હા, શુક્લધ્યાન તે એને જ્યાં સુધી રહે છે, ત્યાં સુધી પૂર્ણાહુતિ નથી થઈ. પૂર્ણાહુતિની તૈયારી થઈ રહી છે. શુક્લધ્યાન પૂર્ણાહુતિની તૈયારી રાખે. પણ એ ધ્યાન જ્યારે ત્યારે છૂટવું જોઈશે. જે છૂટે એ બધું વિશેષભાવ, વિભાવ કહેવાય. શુક્લધ્યાન પ્રત્યક્ષ મોક્ષનું કારણ છે અને ધર્મધ્યાન પરોક્ષ મોક્ષનું કારણ છે.

## સ્વભાવનું મરણ એ જ ભાવમરણ !

જ્ઞાની મળે ને જ્ઞાન પામે તો અજન્મા સ્વભાવ પ્રગટ થાય અને જન્માજન્મનો સ્વભાવ ઊડી જાય.

તેથી શ્રીમદ્ રાજચંદ્રએ કહ્યું ને કે 'ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણે કાં અહો રાચી રહો.' ભાવમરણનો અર્થ શું ? સ્વભાવનું મરણ થયું અને વિભાવનો જન્મ થયો. અવસ્થામાં 'હું' એ વિભાવનો જન્મ થયો. અને આપણે અવસ્થાને જોઈએ, એટલે સ્વભાવનો જન્મ થયો.

અને તેથી અમે 'તમને' આત્માનાં સ્વભાવમાં મૂક્યા છે. હવે એને અવળું ના થવા દો. આત્માને એના સ્વભાવમાં મૂક્યો છે, સ્વભાવ જ એને મોક્ષે લઈ જાય છે. એનો સ્વભાવ જ મોક્ષ છે. પણ આપણે આ પેલી બાજુ ચાલ્યા, લોકોએ કહ્યું એ પ્રમાણે. એટલે આ દશા થયેલી. હવે જો જો, ફરી જરા કાચું ના પડે એટલું સાચવજો. ફરી ફરી આ તાલ નહીં ખાય !

**પ્રશ્નકર્તા :** આપની પાંચ આજ્ઞા જે છે, એ પાંચ આજ્ઞામાં જેમ જેમ રહે તો પછી સ્વભાવમાં પરિણમેને ?

**દાદાશ્રી :** ચોક્કસ વળી, સ્વભાવમાં પરિણમવા માટેનો રસ્તો છે આ. અને સંપૂર્ણ સ્વભાવમાં આવ્યો એનું નામ મોક્ષ, અહીં

જીવતાં જ મોક્ષ. મોક્ષ ત્યાં ના હોવો જોઈએ. અહીં ના હોય તો કામનો શું ?

**પ્રશ્નકર્તા :** કમળ પાણીમાં ઉગે તે છતાંય પાણીથી એ ભીનું નથી થતું.

**દાદાશ્રી :** અડે નહીં, એવો સ્વભાવ છે મહીં. આત્માનો સ્વભાવ એવો છે કે સંસાર કશુંય અડે નહીં ને કામ ચાલ્યા કરે. પણ સ્વભાવમાં આવે નહીં. સ્વભાવમાં કેવી રીતે આવે ? જ્ઞાની પુરુષ જે મુક્ત પુરુષ હોય તે લાવી આપે, બાકી બીજો માણસ, બંધાયેલો તો ના કરી આપેને !

❖❖❖❖❖

# [૧૦]

# વિભાવમાં ચેતન કોણ ? પુદ્ગલ કોણ ?

## 'તમે' ચેતન, 'ચંદુ' પુદ્ગલ !

આત્મા પોતે અવિનાશી છે. 'તમે' પોતે અવિનાશી છો, પણ તમને 'રોંગ બિલીફ' છે કે 'હું ચંદુભાઈ છું' એટલે તમે વિનાશી છો. 'હું ચંદુભાઈ છું' એ વિનાશી છે, તેને 'પોતાની જાત' માની બેઠા છો. તમે 'પોતે' તો સનાતન છો, પણ એ ભાન ઉત્પન્ન થતું નથી. એ ભાન થાય કે થયો મુક્ત ! એટલે એ 'તમારે' જ્યાં સુધી, 'આત્મા'નું ભાન ન થાય ત્યાં સુધી એ વિશેષ ગુણો રહે. પણ ભાન થયા પછી એ વિશેષ ગુણો જતા રહે.

વિશેષભાવ એ પોતાનો દરઅસલ ગુણ નથી, એ વ્યતિરેક ગુણ છે. માટે છૂટી જશે. એનો સંયોગ થયો છે એ એનો વિયોગ થશે. પણ તે થશે ક્યારે, કે આ વિશેષભાવનો અસ્ત થશે અને સ્વભાવિકભાવને કોઈ કરી આપશે, ત્યારે થશે. મૂળ સ્વભાવમાં આવે ત્યારે. નહીં તો એનું એ જ બધું ચાલ્યા કરે. આ જ્ઞાન પછી સ્વભાવભાવમાં આવે ત્યારે ઠેકાણું પડે. હવે 'તમને' 'હું શુદ્ધાત્મા છું', એ સ્વભાવભાવ થયો. પહેલા 'હું ચંદુભાઈ છું' એ વિશેષભાવ હતો.

બીજી વસ્તુ (ભેગી થાય) છે તો આ 'હું' (અહમ્) ઉત્પન્ન થાય, નહીં તો ના થાય. આ જ્ઞાન મળ્યા પછી, 'એને' પેલું તત્ત્વ ભેગું ના થાય એટલે પછી વિભાવ થાય નહીં. અહીં જ્યાં સુધી સંસારમાં (અજ્ઞાનમાં દશામાં) છે ત્યાં સુધી બધાં તત્ત્વો ભેગાં રહેવાનાં. આ જ્ઞાન મળે એટલે 'પોતે' સમજી જાય, કે ત્યારથી બીજાં તત્ત્વો ઉપર ધ્યાન રાખે નહીં.

## 'અહમ્ ચંદુ', એ વિશેષભાવ !

**પ્રશ્નકર્તા :** ચેતન અને પુદ્‌ગલના સંયોગથી ઉત્પન્ન થનારું, એટલે આ પહેલો અહમ્ ઊભો થાય છે ?

**દાદાશ્રી :** અહમ્ જ ઊભો થાય ને !

**પ્રશ્નકર્તા :** પહેલો અહમ્ છે અને પછી પૂરણ થાય છે ?

**દાદાશ્રી :** પૂરણ એ જ અહમ્ તરીકે કહેવાય છે ને ! હું જ છું ને !

**પ્રશ્નકર્તા :** પૂરણ એ અહમ્ ?

**દાદાશ્રી :** એ જ 'હું છું' કહે છે ને ! બિલીફ જ છે ને, એની ! ગલનને 'હું' કહે છે અને પૂરણનેય 'હું' કહે છે. ભોગવે છે તેનેય 'હું' કહે છે અને કરે છે તેનેય 'હું' કહે છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ પૂરણ-ગલનને, જે પોતાના માને છે એ 'હું' ?

**દાદાશ્રી :** પૂરણ જે કરું છું તે બધું 'હું' જ છું, એવું માને છે તે વખતે પ્રયોગસા થયા કરે છે અને ભોગવું છું તે ઘડીએ મિશ્રસા થયા કરે.

**પ્રશ્નકર્તા :** આ બધી ઈફેક્ટને પોતાની માને છે એ જ અહમ્ છે ?

**દાદાશ્રી :** એ જ અહમ્ છે.

**પ્રશ્નકર્તા :** તો આપણને અક્રમ માર્ગમાં હજુ વિશેષભાવ ઉત્પન્ન થવાનો ખરો ને ? વિશેષભાવ વર્તે ખરો ને ?

**દાદાશ્રી :** ના, વિશેષભાવ વર્તે તો એ અક્રમ જ્ઞાન જ ન હોય ! અક્રમ જ્ઞાનમાં વિશેષભાવ હોય જ નહીં ! વિશેષભાવ તોડી નાખે, એનું નામ અક્રમ જ્ઞાન ! આ તો અક્રમ વિજ્ઞાન છે !!

**પ્રશ્નકર્તા :** પોતે શુદ્ધાત્માની શ્રદ્ધામાં આવ્યો ને 'હું શુદ્ધાત્મા છું' એવું ભાન થયું એટલે આખો અહમ્, જે વિશેષભાવ કરતો હતો એ જ ઊડી ગયો ને ?

**દાદાશ્રી :** હા, 'હું શુદ્ધાત્મા છું' એવું ભાન થયું, એનું નામ જ વિશેષભાવ ખલાસ થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** તો 'હું આનો કાકો થઉં, આનો મામો થઉં', એ બધાં ભાન છે તે ?

**દાદાશ્રી :** નહીં, મૂળમાં વિશેષભાવ રહેલો જ નથી ને પણ!

**પ્રશ્નકર્તા :** તો અજ્ઞાનીને ? જેને સ્વરૂપનું ભાન નથી તેને ?

**દાદાશ્રી :** એને તો બધા વિશેષભાવ જ છે ને !

**પ્રશ્નકર્તા :** એટલે આ જ વિશેષભાવ છે કે પોતાના સ્વરૂપનું ભાન ના રહેવું, એથી પેલો ભાવ થાય છે કે, 'હું ચંદુભાઈ છું, હું આ છું.' એ જ વિશેષભાવ ?

**દાદાશ્રી :** હા, એ જ બધા વિશેષભાવ. જ્યાં જ્યાં અહંકાર કરે એ બધાય વિશેષભાવ છે. મૂળ અહંકાર પોતે જ વિશેષભાવ છે. પછી આખો દહાડો એના જ બધા પર્યાયો ઉત્પન્ન થયા કરે છે. અને આપણે અહીં આ જ્ઞાન આપ્યા પછી વિશેષભાવ રહેતો જ નથી.

**પ્રશ્નકર્તા :** અક્રમ વિજ્ઞાનમાં ખાલી ચારિત્ર મોહ રહે છે પછી?

**દાદાશ્રી :** હા, ચંચળ (ભૂત) નીકળી ગઈ અને (શરીર ઉપર) સોળાં એકલાં જ રહે છે. તે સોળાંનો અનુભવ થયા કરે !

**પ્રશ્નકર્તા :** એ બે નજીક જે આવે છે એ પણ કુદરતના નિયમથી નજીક આવે છે ?

**દાદાશ્રી :** એ તો કુદરતનો નિયમ ! આ બધું આમ પરિવર્તનશીલ થવાથી ફર્યા કરે છે. એ બધું કુદરતનું. કુદરત કોઈ ઉપરી નથી. આ બધા સંજોગો ભેગા થવું એનું નામ જ કુદરત.

## પરિણામોની પરંપરા...

**પ્રશ્નકર્તા :** આ વિશેષભાવ ઉત્પન્ન થયા પછી, એનું સાતત્ય શેના આધારે રહ્યું છે ?

**દાદાશ્રી :** એ તો વિશેષભાવમાંથી પાછો વિશેષભાવ ઉત્પન્ન થયા જ કરે પછી તો. પછી છે તે પોતાની માન્યતા જ આખી ડિફરન્સ (જુદી) થઈ ગઈને, ફેરફાર થઈ ગઈ ને ! હવે ફરી પાછો, 'પોતે કોણ છું' એ ભાન થાય અને પોતાનો સ્વભાવ શું છે, વિશેષભાવથી બહાર કાઢે એને, કે 'ભઈ, તમે આ ન્હોય, આ ન્હોય, આ ન્હોય, તમે આ.' ત્યારે પાછું ઊડી જાય બધું. સ્વરૂપ જાગૃતિ ઊડી ગઈને, એટલે સાતત્ય રહ્યું પછી. એ સ્વરૂપ જાગૃતિ આવે પછી હતું તેનું તે થઈ જાય, સાતત્ય ઊડી જાય. પોતે કશું બદલાયો નથી. આખી રોંગ બિલીફ જ લાગી ગઈ છે, આ વિશેષભાવને લઈને.

**પ્રશ્નકર્તા :** આ વિશેષભાવમાંથી ભાવક ઊભો થયો છે ?

**દાદાશ્રી :** હા, ભાવક ઊભો થયો છે.

**પ્રશ્નકર્તા :** હવે ભાવક અને ભાવ એક છે કે જુદા છે ?

**દાદાશ્રી :** બે જુદા છે. ભાવક એટલે તમારે ભાવ ના કરવો હોય તોય કરાવડાવે, એનું નામ ભાવક. ભાવક ભાવ કરાવનારા.

આ શરીરમાં ભાવક જેવી તો કેટલીય વસ્તુઓ છે. ક્રોધક-ક્રોધ કરાવનારો. લોભક-લોભ કરાવનારો. એવા 'ક' વાળા બધા બહુ છે એની મહીં. વસ્તી જ એની વધી ગઈ છે, એટલે મૂળ રાજાની શી દશા થાય ? બીજી વસ્તી પાર વગરની !

**પ્રશ્નકર્તા :** ભાવકે ભાવ કરાવ્યા, એમાંથી પછી બીજા ભાવ ઉત્પન્ન થયા, હવે એનાથી પછી આ સાતત્ય રહ્યું ?

**દાદાશ્રી :** પછી ભાવક મજબૂત થતો જાય. જેમ જેમ ભાવક ભાવ કરાવે તે આપણે કરીએ ત્યારે ભાવક મજબૂત થતો જાય, તેમ તેમ એનું

ચલણ વધ્યું ! એ સાતત્ય ભાવ ઉત્પન્ન થયો, પણ પછી મહીં કંટાળે.

એ વ્યતિરેક ગુણો નાશવંત છે. પણ એ ગુણોને આધીન આખું જગત છે. એટલી બધી ભ્રાંતિથી ફસામણ થઈ છે, કે એ ગુણોને આધીન જ જીવો વર્ત્યા કરે છે. એને જ ચેતન માને છે. 'મને જ ક્રોધ થાય છે, બીજા કોને થાય ? હું જ લોભ કરનારો છું.' ગજવામાંથી પચ્ચીસ રૂપિયા જ ખોવાઈ ગયા હોય તો લોભિયાને આખો દહાડો સાંભર સાંભર કર્યા કરે, એ લોભના ગુણ. બીજે દહાડે હઉ સાંભરે. લોભિયો ના હોય તો એને કંઈ નહીં.

## સ્વભાવમાં રહીને થાય વિભાવ !

**પ્રશ્નકર્તા :** ચેતન તત્ત્વમાં એકલામાં જ સ્વભાવ કરવાની શક્તિ છે ને વિભાવેય કરવાની શક્તિ છે, એમ આપે કહેલું છે.

**દાદાશ્રી :** હા, તે ?

**પ્રશ્નકર્તા :** આ ચેતન તત્ત્વ જો વિભાવ કરે તો સ્વભાવમાં આવી શકે નહીંને ?

**દાદાશ્રી :** ના, સ્વભાવમાં જ હોય. ચેતન પોતાના સ્વભાવની બહાર જતો જ નથી અને અમુક સંજોગોને લઈને વિશેષભાવ ઉત્પન્ન થાય છે. એ સંજોગો ખસી જાય એટલે બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** શુદ્ધ ચેતનને વિશેષભાવ ના થઈ શકે ?

**દાદાશ્રી :** એ તો સ્વભાવમાં જ હોય. આ તો વિશેષભાવ બહારથી ઊભો થયો છે. પેલા સંજોગો ભેગા થવાથી આ વિશેષભાવ ઉત્પન્ન થયો હતો ને એને આપણે જ્ઞાન આપીએને, એટલે છૂટો પડી જાય. એટલે વિશેષભાવ ઊડી જાય. તે આ હું 'ચંદુભાઈ છું' એ વિશેષભાવ હતો, તે 'હું શુદ્ધાત્મા છું' થયે વિશેષભાવ ઊડી ગયો.

**પ્રશ્નકર્તા :** ત્યાર પછી પાછી એ ઈચ્છા ન કરે ? વિશેષભાવ ન કરે ?

**દાદાશ્રી :** કરે નહીં એ, કરે તો પછી એને ચોંટે.

**પ્રશ્નકર્તા :** એટલે કરી શકે, કરે એની સત્તા તો ખરીને ?

**દાદાશ્રી :** હા. પણ 'તમે' આજ્ઞા ના પાળી તો વિશેષભાવ થાય જ. આજ્ઞા ના પાળેને એને બધું થાય. આજ્ઞા પાળે એને ના થાય કશું.

**પ્રશ્નકર્તા :** તો ચેતનની તાકાત તો ખરીને વિશેષભાવો કરવાની?

**દાદાશ્રી :** ના, એ તો સંજોગોની અસર છે.

## સંયોગો જ પાયામાં સર્વત્ર !

**પ્રશ્નકર્તા :** તો પછી સંજોગો અને ચેતન બેઉ અનંતછે ?

**દાદાશ્રી :** હા, અનંત છે.

**પ્રશ્નકર્તા :** તો સાથે સાથે સંયોગ પણ અનંત થયા ને ?

**દાદાશ્રી :** હા, સંયોગ અનંત છે. અનાદિનો, અનંત કાળ સુધીનો છે પણ જો છૂટું પાડે તો તો કશું જ થયું નથી, આ બધું ઊડી જાય ને પોતપોતાના સ્વભાવમાં આવી જાય. સામાસામી જે પ્રભાવ પડતો હતો તે ઊડી જાય. 'આ હું ન્હોય' કહેતાની સાથે બધું હડહડાટ છૂટું પડી જાય.

**પ્રશ્નકર્તા :** પણ છૂટા પડ્યા પછી પણ સંયોગ તો રહે ને ?

**દાદાશ્રી :** સંયોગનો સવાલ નથી. સંયોગથી જ અજ્ઞાન ઉત્પન્ન થયેલું. એ અજ્ઞાન ગયું, એટલે સંયોગ એની મેળે ધીમે ધીમે છૂટા થતા ખલાસ થઈ જવાના.

સંયોગોના આધારે અહંકાર ઊભો થયો છે ને અહંકારના આધારે સંયોગ ટક્યો છે. અહંકાર ગયો, તેના સંયોગ ગયા. રોંગ બિલીફથી બધું ઊભું છે.

## 'હું'ને કરવાનું શુદ્ધ...

**પ્રશ્નકર્તા :** એ ચેતન તત્ત્વ શુદ્ધ થઈને નીકળી ગયું, આ પછી જે અચેતન તત્ત્વ રહ્યું તે શુદ્ધરૂપે નીકળી જાય ?

**દાદાશ્રી :** શુદ્ધ જ થાય, વાર જ ના લાગે શુદ્ધ થતાં. એ શુદ્ધ થાય ત્યારે તો આત્મા છૂટો પડે, નહીં તો પડે નહીં. જેટલું વિભાવિક થયેલું, વિશેષ ભાવિક પુદ્‌ગલ, તે બધુંય ચોખ્ખું થાય ત્યારે આત્મા છૂટો પડે. એથી આપણે કહીએ છીએને, નિકાલ કરો ફાઈલોનો. જેમ જેમ સમભાવે નિકાલ કરતો જાય, એમ છૂટો પડતો જાય.

**પ્રશ્નકર્તા :** પેલાં બીજાં તત્ત્વો જે છે, એ બધાં તત્ત્વો પોતપોતાના સ્વભાવમાં છે, પણ તું તારા સ્વભાવમાં આવી જા. એટલે કર્તાપણામાંથી નીકળી જા, તો એ બને ?

**દાદાશ્રી :** આ 'શુદ્ધાત્મા' છે, એ જ 'તમે' છો ને એ જ તમારું સ્વરૂપ છે. હવે ત્યાંથી 'તમે' અલગ થયા છો, તો એ જોઈ જોઈને તમે તે રૂપ થઈ જાવ. એ અક્રિય છે, એ આવા છે, તેવા છે અને એવું વિચારતાં વિચારતાં તમે તે રૂપ થઈ જાવ. આ તો વ્યતિરેક ગુણ ઉત્પન્ન થયો છે ને તેમાં 'આપણી' માન્યતા ઊભી થઈ છે. એટલે આપણે આ જોઈને કરવાનું છે.

## ભાવેય પરસત્તામાં !

**પ્રશ્નકર્તા :** કોઈ વખત એવો પ્રશ્ન ઊભો થાય છે કે કોઈ પણ વસ્તુને માટેનો ભાવ જ રાખવાનો, પછી શું થાય છે તે જોયા કરવું ?

**દાદાશ્રી :** ભાવેય નથી હાથમાં. આપણે ભાવ કાઢી નાખેલો છે. ભાવ ક્રમિક માર્ગમાં છે. આપણે ભાવ બિલકુલ જ કાઢી નાખ્યો છે ! ભાવ આખો ડિસમિસ કરી નાખ્યો છે. એ તો અત્યારે તમને ઈચ્છાઓ થાય, એ ભાવ નહીં. જે ખાવાનું ભાવે છે, કેરી ભાવે છે, માટે એ ભાવ નહીં. ભાવ વસ્તુ સાવ જુદી છે. 'તમે ચંદુભાઈ હો' તો જ ભાવ હોય, નહીં તો ભાવ ના હોય. 'તમે ચંદુભાઈ નથી' એટલે ભાવ નથી. હવે 'હું ચંદુભાઈ' એ વિભાવ હતો. તેને જગતે ભાવકર્મ કહ્યું અને 'હું શુદ્ધાત્મા છું' એ પોતાનો સ્વભાવ છે. આ વિભાવને ભાવકર્મ કહ્યું. એ ગયું, તો બધું જ ગયું. કેવો સુંદર, સાહજિક માર્ગ ! મહેનત વગરનો ! કશી મહેનત પડી તમને ? અને આનંદ ખૂટતો નથી ને ?

**પ્રશ્નકર્તા :** ખૂટતો નથી આનંદ. પુષ્કળ આનંદ રહે છે.

**દાદાશ્રી :** આ જ્ઞાન લીધા પછી આત્મા વિભાવમાં જાય જ નહીં.

## ક્રોધ, જ્ઞાન પછી...

**પ્રશ્નકર્તા :** દાદા, જ્ઞાન લીધા પછી આ મહાત્માઓને તમે કોઈને પ્રશ્ન પૂછોને કે હવે ક્રોધ-માન-લોભ-માયા રહ્યા ? તો કો'ક કહે કે થોડા રહ્યા અથવા કોઈ એવું પણ કહે કે ના દાદા, જાગૃતિ રહે છે. એટલે એને હવે પ્રજ્ઞાને લીધે વિશેષ પરિણામ ઊભાં નથી થતાંને ?

**દાદાશ્રી :** એવું છે, ક્રોધ ક્યારે કહેવાય છે ? ક્રોધના પરમાણુ ફૂટે મનમાં કે આત્મા એમાં તન્મયાકાર થઈ જ જાય, એટલે એ ક્રોધ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ એ થોડા વખત પૂરતો તો એને રહેને ? ધારો કે એટલી જાગૃતિ ના રહી, તે સમય પૂરતું તો એટલો વખત એ એકાકાર થઈ જાય, તો પછી પાછળથી પશ્ચાત્તાપ કરે એટલે એ ઊડી જાય ?

**દાદાશ્રી :** જ્ઞાન લીધા પછી તો તન્મયાકાર થાય જ નહીં. એ તો એને પોતાને એમ ભાસે છે કે હું તન્મયાકાર થઈ ગયો. એને ખબર પડી ને એટલે તન્મયાકાર થાય નહીં.

**પ્રશ્નકર્તા :** તન્મયાકાર થાય તો પછી એને વિશેષ પરિણામ ઉત્પન્ન થાય જ ?

**દાદાશ્રી :** તન્મયાકાર થયો એટલે વિશેષ પરિણામ ઉત્પન્ન થાય જ. પછી એને પરપરિણામ કહેવાય છે. વિશેષ પરિણામ તો શરૂઆતમાં જે હોય છે તેને કહેવાય છે, બે વસ્તુનું સાથે મૂકવાથી...

**પ્રશ્નકર્તા :** એટલે પેલો સંયોગ ભેગો થયો, તો શરૂઆત થઈ ગઈ ?

**દાદાશ્રી :** હા, અને પછી પરપરિણામ કહેવાય.

**પ્રશ્નકર્તા :** ભોગવવું એ પરપરિણામ ?

**દાદાશ્રી :** ભોગવવું બધું જ. દુઃખ ભોગવવું, સુખ ભોગવવું એ બધુંય. આ સંસાર માત્ર પરપરિણામ છે. તેથી આપણે કહીએ છીએને કોઈ સત્તા નથી તમારા હાથમાં.

એટલે આપણે આ લોકોને કહીએ છીએ કે ભઈ, વ્યવસ્થિત કરે છે, તું હવે કરતો નથી. પહેલાંય ન્હોતો કરતો, પણ આ તે ઘડીએ ભાન ન્હોતું રહેતું. રહે નહીંને ! પણ (જ્ઞાન લીધા પછી) અત્યારે હવે આ જાગૃતિ સારી થઈ છે. એટલે હવે ભાન રહે. અને પછી બે-ચાર દહાડા આજ્ઞામાં રહે તેમ તેમ વ્યવસ્થિતની ખાતરી થતી જાય એટલે પછી એ ખાતરી દિવસે દિવસે વધતી જાય, મલ્ટિપ્લીકેશન થાય. અને પેલું તો આજે કહ્યું ને કાલે ભૂલી જાય પાછો, એને બેભાનપણું. તે હવે ભૂલાય નહીંને ! કેવું સુંદર વિજ્ઞાન છે !

## જ્ઞાનીની ગર્જના, જગાડે સ્વભાવ !

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા જેવી વસ્તુ છે એનો આભાસ કોને થાય ? પ્રતિષ્ઠિત આત્માને ?

**દાદાશ્રી :** સિંહ ત્રાડ પાડે કે પેલું સિંહનું બચ્ચું, બકરા જોડે ફરતું હોય તે તરત જ બચ્ચું એના સ્વભાવમાં આવી જાય અને એ પણ ગર્જના કરવા લાગે. એનામાં ગુણ છેને ! એવી રીતે આ જ્ઞાની પુરુષ જ્ઞાન આપેને, તે ઘડીએ હાજર થઈ જાય બધું.

**પ્રશ્નકર્તા :** પણ એ વિશેષ પરિણામ ખસી જાય ?

**દાદાશ્રી :** બંધ થઈ જાય બધું, ફ્રેક્ચર થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે એવું નથી કે વિશેષ પરિણામ જે ઉત્પન્ન થયાં એના થકી તમે શુદ્ધને જાણો છો ?

**દાદાશ્રી :** ના, વિશેષ પરિણામ તો ઊલટું અંધકાર છે એ બધું. એ તો આવરણ છે. વિશેષ પરિણામથી તમે ઓળખો ખરા કે આ જ્ઞાની છે એવું. આ જ્ઞાની છે, સમજ પડે બુદ્ધિને લીધે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિને લીધે. પણ બુદ્ધિ એય વિશેષ પરિણામ છે ને ?

**દાદાશ્રી :** બધું વિશેષ પરિણામ જ આવ્યુંને !

**પ્રશ્નકર્તા :** એટલે આ એવું નથી કે પ્રતિષ્ઠિત આત્માથી આત્મા પામી શકાય ?

**દાદાશ્રી :** નહીં, એવું નથી. બુદ્ધિથી જ્ઞાની ઓળખે.

**પ્રશ્નકર્તા :** પણ જે આ છૂટું પાડવાનું જે થાય છે સમજવાની શક્તિથી, આ ફાઈલોનો સમભાવે નિકાલ કરવો, જાગૃતિ રાખવી આ બધું કોણ કરાવે ?

**દાદાશ્રી :** એ બધું પ્રજ્ઞા કરાવે.

**પ્રશ્નકર્તા :** તો પ્રજ્ઞા એ પાછું શુદ્ધાત્માની સાથેનું વિશેષ પરિણામ નથી ?

**દાદાશ્રી :** ના, એ વિશેષ પરિણામ નથી. એ શુદ્ધાત્માનો, એની હાજરીથી પ્રત્યક્ષ ઊભો થતો પોતાનો ગુણ છે. પણ તે ક્યાં સુધી ? અહીં એ આ કામ કરી લેને, એટલે પછી શુદ્ધાત્મામાં એકાકાર થઈ જાય. અજ્ઞા એ વિશેષ પરિણામ છે અને પ્રજ્ઞા એ પોતાનું પરિણામ છે. વિશેષ પરિણામ તો, ક્રોધ-માન-માયા-લોભ એ વિશેષ પરિણામ કહેવાય. 'હું' અહંકાર ને ક્રોધ-માન-માયા-લોભ એ બધાં વિશેષ પરિણામ કહેવાય.

## કષાય એ વ્યતિરેક, નહિ 'તારા' !

**પ્રશ્નકર્તા :** મને હજુ કોઈક વખતે ગુસ્સો થઈ જાય છે. આમ ખબર પડે કે આ ખોટું થાય છે પણ ગુસ્સો થઈ જાય છે.

**દાદાશ્રી :** એ ગુસ્સા ને આપણે શું લેવાદેવા આમ તે ? થાય, કારણ કે એ તો વિશેષભાવ છે. અને તે વિયોગી સ્વભાવનો છે. આવીને જતો રહેશે.

ક્રોધ-માન-માયા-લોભ વિશેષભાવથી અતિરેક (એટલે જ વ્યતિરેક) થયેલા. આત્માએ કરેલા નથી અને પુદ્‌ગલનાયે કરેલા નથી, આ

વ્યતિરેક ગુણ ઊભા થયેલા છે. એટલું જો સમજાય ને તો 'મને ક્રોધ-માન-માયા-લોભ થાય છે' એવું એનું ભાન જતું રહે પેલું.

આ વ્યતિરેક ગુણ ઉત્પન્ન થયો છે. તેનું લોક મૂંઝાઈ ઊઠ્યું કે આ ક્રોધ-માન-માયા-લોભ મારે જતા નથી. મૂઆ, એ ગુણ તારો છે જ નહીં, તું તારે છૂટો પડને, આનાથી. આ દાદાની પાસે આવી અને તું તારે છૂટો થઈ જાને ! એની મેળે એ ચાલ્યા જશે, ક્યાંય ચાલ્યા જશે ! વ્યતિરેક ગુણ છે ને! અન્વય ગુણ નથી એ.

## અનાદિના વિભાવો, જ્ઞાન થતાં...

**પ્રશ્નકર્તા :** પણ કરોડો વર્ષોનો જે વિભાવ ભેગો થયો, એ કેમ છૂટે?

**દાદાશ્રી :** વિભાવ કરોડો વર્ષોનો એ જોવા-કરવાનું નથી. એ તો ખાલી દૃષ્ટિફેરથી જ આ દેખાયું છે. દૃષ્ટિ આમ થઈ જાય તો કશું નહીં. આમ ફરી જાય તો પેલું પાછલું દેખાય જ નહીં ને ! છૂટી જ જાય, રહે જ નહીં.

ક્રોધ-માન-માયા-લોભ ઊભાં થયાં એટલે પછી (અજ્ઞાન દશામાં) 'એણે' આ પુદ્‌ગલ ઉપર દૃષ્ટિ કરી કે આ મેં કર્યું, એટલે (પુદ્‌ગલ) વળગ્યું એને. ખરેખર કરતો નથી. પણ એવું એને ભાસે છે કે 'હું કરું છું', એક અક્ષરેય કોઈ કરી શકે એમ નથી આ. ખોટો ઈગોઈઝમ કરે છે. ઈગોઈઝમ એટલે કંઈપણ ન કરવું. એક સેન્ટ પણ ન કરવું છતાં કહેવું કે 'મેં કર્યું' એનું નામ ઈગોઈઝમ.

## ફેર, જ્ઞાની ને અજ્ઞાનીને...

**પ્રશ્નકર્તા :** આપે એક વખત કહેલું કે સંજોગ તો જ્ઞાનીને પણ હોય છે. હવે પોતે અડીને બેઠો છે તો ત્યાં જ્ઞાનીને કેમ વિશેષ પરિણામ નથી થતું ?

**દાદાશ્રી :** સંજોગો તો જ્ઞાનીને હોય. બધાને સંજોગો હોયને ! જ્ઞાનીના સંજોગો બધા કઠોર ના હોય, મોળા હોય. તે તલવાર આવે

તેય આમ ઊંધી અડે અને છતી ના અડે.

**પ્રશ્નકર્તા :** કર્મ મોળાં હોય કે સુંવાળાં ?

**દાદાશ્રી :** મોળા. તમને જે વાગે ને, તે એવડો મોટો લાગે. અમને અડે નહીં બહુ ખાસ.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનીને પણ સંજોગ ભેગો થાય છે, એને વિશેષ પરિણામ થતું હોય છે ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** અને જ્ઞાનીને પણ સંજોગ ભેગા થાય છતાં ત્યાં વિશેષ પરિણામ ના હોય, એ શાથી ?

**દાદાશ્રી :** ના હોય. નિકાલ કરવાનો છે અમારે તો, માંડવાનો નથી. હવે નિકાલ કરવા આવ્યો છે.

**પ્રશ્નકર્તા :** પણ વિશેષ પરિણામ તો ઊભાં થાય, બેઉને ?

**દાદાશ્રી :** થાયને, પણ માંડવા નથી આવ્યો, એ લક્ષમાં હોય ને ! એટલે નિકાલ કરી નાખે. પરિણામ તો બધુંય થઈ જાય, પણ આપણે સમજવું કે આ મારું ન્હોય. (મૂળ વિશેષ પરિણામ 'હું' કાયમનું ઊડે છે જ્ઞાન પછી, પણ 'હું'માંથી ઉત્પન્ન થયેલાં અહંકારના વિશેષ પરિણામ ઉત્પન્ન થયા કરે છે, જેનો જ્ઞાની નિકાલ કરતા રહે છે.)

❖❖❖❖❖

## [૧૧]

# વિશેષ પરિણામનો અંત આવે ત્યારે...

### અવિનાશી, વસ્તુ તથા વસ્તુનાં પરિણામ પણ...

પરિણામી વસ્તુઓ સંજોગોને પામવાથી વિપરિણામને પામે છે. એટલે સંસાર ઊભો થાય છે. આ સોનું લાખ વર્ષો મૂકી રાખો તોય એનું સ્વભાવ પરિણામ ના બદલાય. દરેક 'વસ્તુ' પોતાના સ્વભાવ પરિણામને ભજ્યા જ કરે. વિપરિણામ એટલે વિશેષ પરિણામ, વિરુદ્ધ પરિણામ નહીં!

એક વસ્તુ હોય તો તે પોતાના જ પરિણામમાં હોય છે, સ્વપરિણામમાં જ હોય છે. પણ બે વસ્તુ ભેગી થઈ કે વિશેષ પરિણામ ઊભા થાય છે. આ તો પાંચ વસ્તુ સાથે દેહમાં ભેગી હોય છે, તેથી ભ્રાંતિથી વિશેષ પરિણામ ઊભા થતાંની સાથે જ પુદ્ગલ પાસે સત્તા આવી જાય છે. અને એનાં પરિણામ ભોગવવા પડે છે. દૂધનું બગડી જવું એ એનો સ્વભાવ છે, પણ દહીં થઈ જવું એ એનું વિશેષ પરિણામ છે.

વસ્તુઓના સંજોગોને લીધે આ વિપરિણામ દેખાય છે અને વિપરિણામને જોઈને લોક મૂંઝાય છે. હું કહું છું, વાતને સમજો. મહેનત કરવાની જરૂર નથી. સ્વપરિણામને સમજો અને વિશેષ પરિણામને સમજો. આત્મા વિભાવિક (વિરુદ્ધભાવી) નથી થયો. આ તો વિશેષ પરિણામ છે અને ખરી રીતે વિશેષ પરિણામનો 'એન્ડ' (અંત) આવી જાય છે.

'વસ્તુ' અવિનાશી છે. એનાં પરિણામ પણ અવિનાશી છે. ફક્ત

વિશેષ પરિણામ વિનાશી છે. જો આપણે આ વાતને સમજીએ તો બન્નેનું 'મિક્ષ્ચર' ના થાય. એટલે બન્ને પોતપોતાનાં પરિણામને ભજે.

'અમારે' તો 'આત્મા' આત્મપરિણામમાં રહે અને 'મન' મનના પરિણામમાં રહે. મનની મહીં તન્મયાકાર થાય, એટલે વિશેષ પરિણામ થાય. 'આત્મા' સ્વપરિણામમાં પરમાત્મા છે ! બન્ને પોતપોતાનાં પરિણામમાં આવે અને પોતપોતાનાં પરિણામને ભજે, તેનું નામ મોક્ષ !

આ 'વિશેષ પરિણામ' છે, એ જે 'પોતે' જાણ્યું, તે જ 'સ્વપરિણામ' છે. 'વિશેષ પરિણામ'માં સારું-ખોટું હોય નહીં. 'અજ્ઞાન'થી મુક્તિ એટલે આ 'પોતાનાં પરિણામ' અને આ 'વિપરિણામ', એમ બન્નેને જુદાં સમજે. અને 'મોક્ષ' એટલે 'વિશેષ પરિણામ' બંધ થઈ ગયાં તે ! 'સ્વભાવ પરિણામ'ને જ 'મોક્ષ' કહેવાય છે.

'દાનેશ્વરી' દાન આપે છે કે 'ચોર' ચોરી કરે છે, એ બન્ને 'એમનાં' પરિણામને ભજે છે, એમાં રાગ-દ્વેષ કરવા જેવું ક્યાં રહ્યું?

વિશેષભાવમાં પરિણામ પામે તો તે પોતે જીવ થઈ જાય અને વિશેષભાવનો જ્ઞાતા-દ્રષ્ટા રહે તો પરમાનંદ આપે.

'વિશેષ પરિણામ'થી શું થયું ? આ 'મિકેનિકલ ચેતન' ઊભું થયું, 'પુદ્‍ગલ' ઊભું થયું, 'પૂરણ-ગલન'વાળું ઊભું થયું. 'એ' સ્વરૂપ જ્યાં સુધી 'આપણું' છે, એ 'બિલીફ' પણ છે, ત્યાં સુધી છૂટાય નહીં.

પ્રતિક્રમણ શેનાં કરવાનાં કે 'આપણા' 'વિપરિણામ'ને લીધે આ સંયોગો ભેગા થાય છે, તે પ્રતિક્રમણથી (વિપરિણામ) ભૂંસાઈ જાય. ખરી રીતે દરઅસલ સાયન્ટિસ્ટને પ્રતિક્રમણની જરૂર જ નથી. આ તો આપણા લોકો ભૂલથાપ ખાઈ જાય તેથી. અસલ સાયન્ટિસ્ટ તો આંગળી ઘાલે જ નહીં. 'ધ વર્લ્ડ ઈઝ ધ સાયન્સ !' (આપ્તસૂત્ર-૪૧૭૭ થી ૪૧૮૬)

**પ્રશ્નકર્તા :** તો પછી દાદા, એ બે સ્વતંત્ર ગુણો ધરાવતાં પુદ્‍ગલો ભેગાં થાય અને વિશેષભાવ ઉત્પન્ન થાય, તો પછી

ઓરિજિનલ સ્વતંત્ર ગુણો ખોઈ નાખે ?

**દાદાશ્રી :** ના, સ્વતંત્ર ગુણો એમ ને એમ જ રહે, વિશેષ ગુણો ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** ધારો કે આ દૂધ છે, દૂધનું દહીં થયું. વિશેષભાવથી જ થયુંને ?

**દાદાશ્રી :** વિશેષભાવથી.

**પ્રશ્નકર્તા :** તો પછી, એનો દૂધનો ગુણ તો થયોને, સ્વતંત્ર ગુણ? દૂધનો સ્વતંત્ર ગુણ...

**દાદાશ્રી :** દૂધ એ વસ્તુ નથી. આ તો સ્થૂળમાં સમજાવવા દાખલો છે, એક્ઝેક્ટ નથી વસ્તુ. વસ્તુ એના સ્વભાવ સહિત અવિનાશી હોય. દૂધ એ વસ્તુ ના કહેવાયને ? આ જગતમાં આંખે દેખાતી કોઈ પણ વસ્તુ, વસ્તુ ના કહેવાય. સાંભળેલી કોઈ વસ્તુ, વસ્તુ ના કહેવાય. વસ્તુ (શાશ્વત) હોવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** દૂધ એ વિશેષભાવ છે ?

**દાદાશ્રી :** દૂધ તો વસ્તુ જ ના કહેવાયને ! છ તત્ત્વો અવિનાશી હોય અને એને વસ્તુ કહેવાય. અને આ દૂધ તો અવસ્થાઓ છે બધી. એટલે આ છ તત્ત્વો, એ બે તત્ત્વો ભેગા થાય કે વિશેષ પરિણામ ઉત્પન્ન થાય.

## વિપરિણામને જાણે તે સ્વ પરિણામ !

**પ્રશ્નકર્તા :** 'આ વિશેષ પરિણામ છે, એ જે પોતે જાણ્યું તે જ સ્વ પરિણામ છે. વિશેષ પરિણામમાં સારું-ખોટું હોય નહીં. વિશેષ પરિણામ બંધ થઈ ગયાં તે સ્વભાવ પરિણામને જ મોક્ષ કહેવાય છે.' એટલે એમાં કેવી રીતે, એ બધું સમજાવોને.

**દાદાશ્રી :** સ્વપરિણામ જાણે કે આ વિશેષ પરિણામ છે. તે આ ઈમોશનલપણું થાય છે. આ આમ ખરાબ દેખાય છે, ફલાણું દેખાય

છે, આ નાલાયક છે, આમ છે, તેમ છે, આ બધું જે બોલે છે એ બધુંય માત્ર વિશેષ પરિણામ છે. આ બધું વિશેષ પરિણામ છે, એવું જે જાણે તે જ સ્વપરિણામ છે.

પુદ્‌ગલ આખુંય 'વ્યવસ્થિત'ના તાબામાં છે. ને તમે પોતે તમારા સ્વતાબામાં છો. પુદ્‌ગલના ગુણ અને પુદ્‌ગલની અવસ્થાને તમારી પોતાની માનો છો તે જ વિભાવ છે. પણ પુદ્‌ગલની અવસ્થાને ને પુદ્‌ગલના ગુણને તમારા ના માનો તો તે સ્વભાવ છે.

સારું ખોટું જે દેખાય છે, તે પુદ્‌ગલની વિભાવિક અવસ્થા છે. તેમાં આ સારું ને આ ખોટું તેમ ભાગ ના પાડશો. સારાને ખોટાંને જુદા ના પાડશો. સારુંય વિભાવિક છે ને ખોટું પણ વિભાવિક છે. પછી ?

**પ્રશ્નકર્તા :** 'વિશેષ પરિણામમાં સારું-ખોટું હોય નહીં.'

**દાદાશ્રી :** વિશેષ પરિણામમાં આ સારું આ ખોટું એવું હોય નહીં. લોકો વિશેષ પરિણામમાં સારું-ખોટું માને છે. કારણ કે એમને હજુ છે તે સંસ્કાર પેલા છે, સામાજિક સંસ્કારો છે. ગાયો-ભેંસોને સારું-ખોટું કશું હોય છે? કંઈ કોર્ટમાં ગયા ? દાવો-બાવો માંડે છે કોઈ ? સારું-ખોટું બોલવાથી સંસાર ઊભો થયો છે. એ તો પરિણામ જ છે. એમાં સારું-ખોટું શું છે? એવું છે, કઢું ગરમ મૂકે ને ત્યારે, 'ગરમ છે' બોલે આ લોકો અને ટાઢી મૂકે ત્યારે કહે, 'આખું ટાઢું ને ટાઢું મૂકે છે.' ગરમ ને ટાઢું કંઈ ત્યાં આગળ વાંધો નથી, પણ આમ પક્ષકાર થઈ ગયો છે.

**પ્રશ્નકર્તા :** ગરમનો પક્ષકાર એટલે ટાઢું ફાવે નહીં એને.

**દાદાશ્રી :** પણ ગરમ એને વધારે પડે છે. તે મૂઆ ગરમ તો હોય જ ને! ફૂંકીને પી. એ ચા એમ કહે છે કે તું પી જા એકદમ હડહડાટ ? એક જણ તો ગાડી ઉપડવાની થઈ પછી શું કરે ? પેલો કહે છે, 'એય કપ લાવો, કપ લાવો.' ત્યારે એના મનમાં એમ કે ઢોળી દઈએ તો પૈસા નકામા જાયને ! તે લાવને મહીં રેડી દઉં કહે છે.

તે પી ગયો હડહડાટ ! રેડી દીધી. હોશિયાર તો ખરો ને ! તારા જેવો બહુ પાકો માણસ. પણ દઝાઈ ગયો એ બિચારો ! બહુ એ ખલાસ થઈ ગયો બિચારો !

**પ્રશ્નકર્તા :** પૈસા બચાવ્યા એણે.

**દાદાશ્રી :** હા, પૈસા બગડે નહીં ને. હશે એના ભાગ્ય પાકા મહીં ! પછી શું આવ્યું ?

**પ્રશ્નકર્તા :** 'અજ્ઞાનથી મુક્તિ એટલે આ પોતાના પરિણામ અને આ વિપરિણામ એમ બન્નેને સમજે.'

**દાદાશ્રી :** અજ્ઞાનથી મુક્તિ, હવે એનો અર્થ લોકો શું સમજે ? લ્યો, આ દાદાએ શોધખોળ કરી કે અજ્ઞાનથી મુક્તિ થાય છે. અલ્યા મૂઆ, એવું નહીં. અજ્ઞાનથી મુક્તિ એટલે અજ્ઞાનથી મુક્ત થઈશ, ત્યારે આ લોકો શું કહે અજ્ઞાનથી મુક્તિ થાય છે. અર્થ અવળો કરે ત્યારે શું થાય ? એને પોતાને અજ્ઞાન ખરુંને ! એ એની ભાષામાં લઈ જાય પાછું.

**પ્રશ્નકર્તા :** આખા આ અખંડ વાક્યો છે, ત્રણ.

**દાદાશ્રી :** ત્રીજું વાક્ય, બીજું વાક્ય તો પાછું એને હેલ્પ કરે. એટલે પછી એનો અર્થ ઊડી જાય. આ એકલું રહે ને ત્યારે કહે છે, અજ્ઞાનથી મુક્તિ થાય. પણ બીજા લોકો એની વાત માને નહીં, આજુબાજુનું જ વાક્ય જુએ જ !

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનથી મુક્તિ એટલે આ પોતાના પરિણામ અને આ વિપરિણામ, એમ બન્ને સમજે.

**દાદાશ્રી :** આ મારાં પરિણામ છે, પેલાં વિશેષ પરિણામ છે.

**પ્રશ્નકર્તા :** આ મારાં પરિણામ ને આ વિશેષ પરિણામ, એવું કઈ રીતે સમજવું અંદર ?

**દાદાશ્રી :** જે જોવું-જાણવાનું એ બધા પરિણામ મારા છે અને

બીજા બધા છે તે આમના (પુદ્ગલના), કર્તા ભાગ બધો. એ બુદ્ધિનું જાણવું નહીં. બુદ્ધિનું જોવું-જાણવું એ, એ જ પાછાં પરપરિણામ છે, એ વિશેષ પરિણામ છે.

આ ચ્હામાં ખાંડ નાખે છે તે વાટીને કેમ નથી નાખતા ! કારણ કે ખાંડનો સ્વભાવ જ ઓગળવાનો છે તેથી. તેમ તમારે સમજી લેવું કે આત્માનો સ્વભાવ જ ઊર્ધ્વગામી છે. શાશ્વતું છે, આત્માનું એકે એક પરિણામ સનાતન છે. અને આત્મા સિવાયનું બીજું બધું જ ગુરુ-લઘુ સ્વભાવવાળું છે, વિશેષ પરિણામો છે. ફક્ત આપણે જાણી લેવાનું કે આ તો વિશેષ પરિણામો છે ને હું તો શુદ્ધાત્મા છું. અને જો આવાં વિશેષ પરિણામમાં શુદ્ધ પરિણામે છૂટા ના રહી શકાતું હોય તો નક્કી કરી લેવું કે આ બધાં છે તે વિશેષ પરિણામો છે અને તે નાશવંત છે અને હું શાશ્વતનાં સ્વપરિણામવાળો છું.

## અહમ્ અને વિભાવ !

આપણું કહેવાનું શું છે કે ભઈ, આત્મામાં કશો ફેરફાર થયો નથી. આત્મા છે તેવો ને તેવો જ રહ્યો છે. ફક્ત વિશેષભાવમાં તારો અહંકાર ઊભો થયો છે. અહમ્ભાવ ઊભો થયો, વિશેષભાવમાં 'હું જ છું' અત્યારે, બીજું કોણ? મારા સિવાય છે નહીં. બીજો કોઈ તો છે નહીં.

**પ્રશ્નકર્તા :** અહમ્ વિલય થયા પછી વિશેષભાવ રહે ?

**દાદાશ્રી :** નહીં, ત્યાર પછી વિશેષભાવ પૂરો થઈ ગયો કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે પછી ધીમે ધીમે ઓછો થાય કે આ બાજુ અહમ્ પૂરો થાય, પેલી બાજુ વિશેષભાવ પૂરો થાય ?

**દાદાશ્રી :** પહેલું અહમ્ છે. 'અહમ્' એ ખોટું જ્ઞાન છે એવી 'એને' પ્રતીતિ થાય ત્યારથી અહમ્ તૂટવા માંડે. ત્યારથી મૂળ આત્મા તરફ જતો જાય, સ્વભાવ તરફ જાય. આ વિશેષભાવને બદલે સ્વભાવ તરફ જતો જાય.

**પ્રશ્નકર્તા :** બેઉ સામસામે જ કાઉન્ટરવેઈટ જેવું ? આ બાજુએ

પ્રતીતિ વધતી જાય, અહમ્ ભાવ ખોટો છે એવું, તેમ પેલો વિશેષભાવ પણ મંદ પડતો જાય ?

**દાદાશ્રી :** અહમ્ ભાવ જેટલો ઓગળતો ગયો એટલો વિશેષભાવ ઓગળતો ગયો.

**પ્રશ્નકર્તા :** અને અહમ્ ભાવ સંપૂર્ણ ખલાસ થાય તો ?

**દાદાશ્રી :** વિશેષભાવ ખલાસ થઈ જાય. સ્વભાવ રહ્યો. બેઉના જાતિ સ્વભાવ રહ્યા. પુદ્ગલ પુદ્ગલના સ્વભાવમાં, આત્મા આત્માના સ્વભાવમાં. બેઉ હતા તેનાં તેમ જ થઈ ગયાં.

**પ્રશ્નકર્તા :** તો આ મન-વચન-કાયા રહે છે તે ? મનના વિચારો રહે છે, વાણી રહે છે, આ પ્રવર્તન, તો એને અને વિશેષભાવને સંબંધ ખરો ?

**દાદાશ્રી :** એને કશું લેવાદેવા નથી. અહંકાર જ વિશેષભાવ છે. અહંકાર એટલે અહમ્ભાવ, એ જ વિશેષભાવ છે. જ્યાં પોતે નથી ત્યાં અહમ્ભાવ કરે, કે 'હું છું આ બધું', એ વિશેષભાવ છે. તે જ્યારે 'એને' સમજાય કે આ અહમ્ભાવ વસ્તુ ખોટી છે અને બીજી વસ્તુ સાચી છે, તે પ્રતીતિ બેસે, ત્યારે મૂળ વિશેષ પરિણામ ઊડે છે, પછી તેનો અહમ્ભાવ ઓગળવા માંડે. ત્યારથી વિશેષભાવ (પરપરિણામ) ઓગળતો જાય, અહમ્ભાવ ખલાસ થયો કે વિશેષભાવ ખલાસ થઈ જાય, સ્વભાવભાવ ઉત્પન્ન થયો. ત્યાં સુધી ક્રિયા ચાલ્યા કરે છે, અહમ્ભાવ ઓછો થતો જાય, સ્વભાવભાવ વધતો જાય. અહમ્ભાવ ઓછો થતો જાય, સ્વભાવભાવ વધતો જાય. જ્યાં સુધી પૂર્ણપણાને બેઉ ના પામે ત્યાં સુધી આમ ચાલે. આ બાજુ અહમ્ભાવ પૂર્ણપણે ખલાસ થાય, અને આ બાજુ પૂર્ણપણે સ્વભાવભાવ પૂર્ણ થાય, એવો હિસાબ છે. અક્રમ માર્ગમાં જ્ઞાન મળતાં જ મૂળ વિશેષભાવ કે જે બે તત્ત્વના પાસે આવવાથી થાય છે તે જાય છે. પણ વિશેષ પરિણામના વિશેષ પરિણામ જે પરપરિણામ છે તે ક્રમે ક્રમે ખલાસ થાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ વિભાવ પૂરેપૂરો જાય છે કે એ ક્રમે ક્રમે જાય છે?

**દાદાશ્રી :** વિભાવ મટે એટલે ક્રમે ક્રમે મટે અને આ સ્વભાવ ક્રમે ક્રમે ખીલે. એટલે જેટલો અનુભવ થાય એટલો ખીલે. એક જ દા'ડામાં સ્વભાવ ખીલી ના ઊઠે.

**પ્રશ્નકર્તા :** 'લક્ષ થકી ઉપર જઈ બેઠાં, સંયોગોનો જ્ઞાતા-દ્રષ્ટા માત્ર રહ્યો.'

**દાદાશ્રી :** વિભાવ મટ્યો.

**પ્રશ્નકર્તા :** 'મોક્ષ કહ્યો છે સ્વભાવ તારો. વિભાવથી તું પકડાયો.' 'વિભાવ મટતાં સ્વરૂપમાં તું ક્રમે ક્રમે હવે ખીલી રહ્યો.' જેટલો સ્વભાવ ઉત્પન્ન થયો, પછી એ વિભાવને આપણે પ્રજ્ઞા કહીએ છીએ ?

**દાદાશ્રી :** એ પ્રજ્ઞા એ વિભાવ નથી. કેટલો વિશેષભાવ ઘટ્યો ને કેટલો સ્વભાવ ઉત્પન્ન થયો, વધ્યો, તે બધાને જે જાણે છે એ પ્રજ્ઞા છે. તે વખતે આત્મા શું છે, એ બધું જ જે જાણે છે, તે પૂર્ણ પ્રજ્ઞા છે.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા પણ આમ વધે-ઘટે એવી ખરીને ?

**દાદાશ્રી :** વધે-ઘટેને, વધ-ઘટ થાય. ગુરુ-લઘુ થાય, કારણ કે છેવટે સ્વભાવભાવ પૂરો થાય છે અને અહમ્‌ભાવ ખલાસ થઈ જાય છે, ત્યારે એ પ્રજ્ઞા પોતે પણ ખલાસ થઈ જાય છે. ત્યાં સુધી કામ કરે છે.

## કેવળજ્ઞાન પછી નથી વિભાવ !

**પ્રશ્નકર્તા :** આ તીર્થંકરો અને કેવળીઓ છે તે સમય સમયની જાગૃતિમાં હોય, તો એ તે વખતે જાગૃતિ એમની કેવી કે, આ સમય સમયના વિશેષભાવ ઊભા થતા હોય તેને વિશેષભાવ તરીકે જોયા કરે ?

**દાદાશ્રી :** ના, એમને વિશેષભાવ ઉત્પન્ન જ ના થાય.

**પ્રશ્નકર્તા :** એટલે સ્વભાવમાં જ આવી ગયા ?

**દાદાશ્રી :** સ્વભાવમાં આવી ગયા, તેથી તો અડે નહીં.

**પ્રશ્નકર્તા :** જોવાનું શું, ખાલી પુદ્ગલ જ જુએ ? એ જાગૃતિ એમની ક્યાં હોય તો પછી ?

**દાદાશ્રી :** બધી જ્ઞેયોમાં.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞેયના જ્ઞાતા-દૃષ્ટા સ્વભાવિક રીતે રહ્યા કરે ?

**દાદાશ્રી :** બસ, એટલું જ, બીજું કશું નહીં.

ઍબ્સૉલ્યૂટ એટલે સાંસારિક વિચાર જ આવતા બંધ થયા હોય ! 'પોતે' પોતાના જ પરિણામને ભજે ! વૈજ્ઞાનિક જ્ઞાનીની વાતો વૈજ્ઞાનિક છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** વૈજ્ઞાનિક છે.

**દાદાશ્રી :** હં, વૈજ્ઞાનિક વાતને આપણા શાસ્ત્રોમાં લોકોએ આ ગૂંચવાડો ઊભો કર્યો છે. તે બધું આ ગૂંચાવી માર્યું છે અને એ લોકો તો કહેવાય એટલું કહી ગયા, પછી અવક્તવ્ય ને અવર્ણનીય બોલતા ગયા. આપણા લોકોએ લખ્યું કે અવક્તવ્ય છે ને અવર્ણનીય.... ત્યારે મૂઆ ખોળ ખોળ શું કરવા કરો છો મહીં ? બહાર ખોળો ને ત્યાં આગળ ! આ તો બોર્ડ જ બતાવે છે ગો ધેર (ત્યાં જાવ). એટલે ત્યાં બોર્ડ આગળ જ બેસી રહેવાનું ?

વીતરાગો જાણતા હતા, આ બધી વાત. જે વીતરાગ થઈ ગયા હિન્દુસ્તાનમાં પણ વીતરાગોએ વાત શબ્દથી જેટલી કહેવાય એટલી કહી, પછી વધારે શી રીતે કહી શકે ? શબ્દથી એટલે નિઃશબ્દ વસ્તુની, આત્મા નિઃશબ્દ, અવક્તવ્ય, અવર્ણનીય છે, તેનું વર્ણન કેવી રીતે કરે ?

**પ્રશ્નકર્તા :** ના થાય.

**દાદાશ્રી :** અને આ જગતનું વર્ણન કેવી રીતે કરે, જ્યાં શબ્દ જ છે નહીં એટલે પછી. જગતને શી રીતે સમજાય ? આ કંઈ બુદ્ધિના ખેલ ઓછા છે ? ત્યાં બુદ્ધિ કંઈ પહોંચે એવી છે ? બહુ ઝીણી વાત.

આ તો હું બોલું છું તે જાડી ભાષામાં વાત કરું છું. મેં જે જોયું છે ને, તે વાત વિગત સમજાવતાંય વાર લાગે. એ ભાષાના શબ્દો જ ના હોય ને !

**પ્રશ્નકર્તા :** ના, પણ આપના આ જે સાયન્ટિફિક શબ્દો નીકળે છે ને, એ એક્ઝેક્ટ બહુ ફોડ પાડતા નીકળે છે.

**દાદાશ્રી :** એ હોય જ ને, પણ જોયેલું છે એટલે. પણ તેય એક્ઝેક્ટ તો બોલાય જ નહીં. એય એ તો જોયેલાનું વર્ણન, શબ્દ જ ના હોયને ત્યાં. એ જેમતેમ ખોળી કાઢીને બોલવા પડે શબ્દો. આપણી ભાષામાં સમજાય એવું ખોળી કાઢીને બોલવા પડે. છતાં આ વાણી વ્યતિરેક ગુણમાંથી ઊભી થઈ છે.

**પ્રશ્નકર્તા :** એટલે એ ક્રોધ-માન-માયા-લોભ વગરનો ગુણ ?

**દાદાશ્રી :** ના, ના, ક્રોધ-માન-માયા-લોભમાંથી જ આ બનેલી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** પણ આ તો ઉત્તમ વાણી છે, યથાયોગ્ય વાણી છે.

**દાદાશ્રી :** ઉત્તમ વાણી છે, તોય પણ એ આમાંથી જ બનેલી છે. આ કઈ ભાષાની છે ? એ રિલેટિવ ભાષાની નથી, રિયલ રિલેટિવની છે.

**પ્રશ્નકર્તા :** દાદા, આ તો નવું નીકળ્યું, અમારા માટે તો હં ! આ તો કેટલીક આવી વાતો તો દાદા પાસે એકલા બેઠા હોઈએ ત્યારે સંભળાય.

**દાદાશ્રી :** એ તો એવો ટાઈમ આવે ત્યારે જ નીકળે. નહીં તો નીકળે નહીં ને ! એવો સંજોગ બાઝવો જોઈએ, ટાઈમ બાઝવો જોઈએ, એવું ક્ષેત્ર ફરતું હોવું જોઈએ. એક જગ્યાએ બેઠાં બેઠાં શી રીતે નીકળે ? ફરતું ક્ષેત્ર (જુદી જુદી જગ્યાએ સત્સંગ) હોય તો આવું નીકળે ?

**પ્રશ્નકર્તા :** એટલે વ્યતિરેક ગુણમાંથી રિયલ રિલેટિવની ભાષા છે, એમ ?

**દાદાશ્રી :** આ રિયલ રિલેટિવ છે, એટલે આનો તાળો બીજી જગ્યાએ ન મળે. આ સ્વતંત્ર તાળો હોય. આ ભાષા, આ અર્થ એ બધા સ્વતંત્ર હોય અને લોકોને ત્યાં બુદ્ધિ ઠરી જાય એવા હોય, બુદ્ધિ શાંત થઈ જાય એવા હોય. આ જવાબો રિયલ રિલેટિવ હોય. અને રિલેટિવમાં તો બુદ્ધિ છે તે કૂદે. એ સમજવા જેવું છે બધું પાછું.

**પ્રશ્નકર્તા :** આ રિયલ રિલેટિવમાંથી ઉદ્ભવેલી એટલે....

**દાદાશ્રી :** છે રિલેટિવ, પણ કયું રિલેટિવ ? ત્યારે કહે, રિયલ રિલેટિવ. પેલું રિલેટિવ રિલેટિવ છે. એક રિયલ રિલેટિવ, બીજું રિલેટિવ અને ત્રીજું રિલેટિવ રિલેટિવ. આ ત્રણ સાંધા. એમાં આ પહેલાં સાંધાની વાત છે. પહેલા સાંધામાં પહોંચી ના શકે માણસ. એ પહોંચી શકે તો એની વાણી ટેપરેકર્ડ હોય.

## સ્વક્ષેત્ર છે દરવાજો, સિદ્ધક્ષેત્રનો !

**પ્રશ્નકર્તા :** જ્યારે જુઓ ત્યારે દાદા આપ એવા ને એવા જ લાગો છો, ફેર નથી લાગતો, એ શું છે ?

**દાદાશ્રી :** આ કંઈ ફૂલ છે કે કરમાય ? આ તો મહીં પરમાત્મા પ્રગટ થઈને બેઠા છે ! નહીં તો ખખડી ગયેલા દેખાય ! જ્યાં પરભાવનો ક્ષય થયો છે, નિરંતર સ્વભાવ જાગૃતિ રહે છે, પરભાવ પ્રત્યે જેને કિંચિત્માત્ર રુચિ રહી નથી, એક અણુ-પરમાણુ જેટલી રુચિ રહી નથી, પછી એને શું જોઈએ ?

પરભાવના ક્ષયથી ઓર આનંદ અનુભવાય છે અને તમે એ ક્ષય ભણી દૃષ્ટિ રાખજો. જેટલો પરભાવ ક્ષય થયો એટલો સ્વભાવમાં સ્થિત થયો. બસ, આટલું જ સમજવા જેવું છે, બીજું કશું કરવા જેવું નથી. જ્યાં સુધી પરભાવ છે ત્યાં સુધી પરક્ષેત્ર છે. પરભાવ ગયો કે સ્વક્ષેત્રમાં થોડોક વખત રહી અને સિદ્ધક્ષેત્રમાં સ્થિતિ થાય. સ્વક્ષેત્ર એ સિદ્ધક્ષેત્રનો દરવાજો છે !

એટલે આ લપટાયેલો કેમ છૂટે ? ત્યારે કહે છે કે આ પોતાના

સ્વરૂપને જાણે તો એ છૂટે ને પછી છે તે જ્યાં આગળ બીજાં તત્ત્વો જ ન હોય એ જગ્યાએ ત્યાં જાય, તો બીજાં તત્ત્વો એને અસર ના કરે તો પોતે મુક્ત રહી શકે. પણ અહીં તો જો બધું હોય તો બીજાં તત્ત્વ એને અસર કર્યા વગર રહેવાના જ નહીં. આ ખબર પડે છે આ વાત ? બહુ ઝીણી વાતો આ બધી છે.

બીજાં તત્ત્વની અસર છે આ. હવે એ અસર ગયા વગર શી રીતે જાય મુક્તિમાં ? જો પોતાનું સ્વરૂપ જાણે અને સેફસાઈડ થઈ જાય, ત્યાર પછી એ ત્યાં આગળ જાય. તે ત્યાં આગળ આ બીજાં તત્ત્વો નહીં હોવાથી ત્યાં સિદ્ધગતિમાં કાયમને માટે સિદ્ધસ્થિતિમાં રહેશે. અને કાયદેસરનું છે, આ ગપ્પું નથી. બિલકુલ કાયદેસરનું. જેમ એકથી સો સુધી રકમ હોય છે ને, તે અડતાલીસ પછી ઓગણપચાસ આવે, ઓગણપચાસ પછી પચાસ આવે. એમાં સહેજેય ગપ્પું નથી.

એટલે સિદ્ધક્ષેત્રમાં ગયા પછી સ્વસ્વરૂપ જાય નહીં. સિદ્ધક્ષેત્રમાં જવા માટે જ્ઞાની પુરુષે જે જ્ઞાન આપ્યું હોય, પ્રકાશ આપ્યો હોય અને આત્મા છૂટો પાડી આપ્યો હોય પછી એ આજ્ઞા પાળો એટલે છૂટો ને છૂટો રહે. એટલે કર્મો બધાં ક્ષય થઈ જાય અને પછી એક-બે અવતારમાં મોક્ષે ચાલ્યો જાય. પછી ત્યાં વિશેષભાવ થાય નહીં.

અલોકમાં આકાશ એકલું જ છે અને સિદ્ધક્ષેત્રમાં ત્યાં બીજા જ્ઞેયો છે નહીં, એટલે જ્ઞાતાને બીજું કશું રહ્યું જ નહીંને !

**પ્રશ્નકર્તા :** ત્યાં જ્ઞેયો નથી તો પછી એ આપ કહો છો ને કે સિદ્ધક્ષેત્રમાં ગયા પછી ખાલી એ જુએ ને જાણે છે. એ આ લોકનું જુએ ને જાણે છે ?

**દાદાશ્રી :** આખાય લોકનું. બે તત્ત્વો નજીક હોયને ત્યારે છે તે વિભાવ એને થઈ જાય. સિદ્ધક્ષેત્રમાં નજીક કોઈ છે જ નહીં ને !

સિદ્ધલોકમાં છે તે બીજી વસ્તુ જ નથી. એટલે એને સામીપ્યભાવ નથી. કશું જ છે જ નહીં. અહીં તો આ લોક છે. લોકમાં બધી

વસ્તુનો સામીપ્યભાવ છે. એટલે બીજી વસ્તુના સામીપ્યભાવથી વિશેષભાવ ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા શુદ્ધ દશામાં જાય સિદ્ધક્ષેત્રમાં, તો પછી પેલા પરમાણુઓ ક્યાં રહે છે ?

**દાદાશ્રી :** કયા ?

**પ્રશ્નકર્તા :** અચેતનવાળા.

**દાદાશ્રી :** એ તો બધા ઊડી ગયા, ત્યાર પછી જ જાય ને ! અને ચૌદમા ગુંઠાણામાં થોડાક રહ્યા હોય, તે થોડીક વાર રહે, પછી ઊડી ગયા કે જાય ઉપર સિદ્ધક્ષેત્રમાં. પછી ધર્માસ્તિકાય ઉપર મૂકી જાય.

**પ્રશ્નકર્તા :** પછી એને ક્યારેય સ્પર્શ ના કરે, પછી કોઈ વસ્તુ એને સ્પર્શ ન કરે ?

**દાદાશ્રી :** પછી સંયોગ જ નહીં ત્યાં. સંયોગ હોય તો જ વિશેષભાવ થાય. સંયોગ જ નહીં, પછી વિશેષભાવ શાના ?

**પ્રશ્નકર્તા :** અને એ સંયોગ સંસારમાં રહે ત્યારે જ થાય ?

**દાદાશ્રી :** આ લોકમાં.

**પ્રશ્નકર્તા :** આ લોકમાં રહે ત્યારે જ વિભાવ થાય. પેલા લોકમાં ના થાય ?

**દાદાશ્રી :** અલોક જે કહે છે ત્યાં નહીં.

એમાંથી જ્યારે પોતે પોતાનું ભાન પ્રગટ થાય છે ત્યારે એ છૂટો થાય છે. ત્યારે એ ત્યાં જાય છે, જ્યાં આગળ ફરી બીજા કોઈ તત્ત્વનું સંમેલન ન થાય. એટલે ત્યાં આગળ પછી ફેરફાર થતો નથી. સિદ્ધક્ષેત્રમાં બીજાં તત્ત્વો છે નહીં. આ તો આખું વિજ્ઞાન છે !

❖❖❖❖❖

# [૧૨]
# 'હું' સામે જાગૃતિ !

## અહંકાર થયો ઉત્પન્ન આમ...

**પ્રશ્નકર્તા :** ઈગોને ઉત્પન્ન કરનાર કોણ ?

**દાદાશ્રી :** આ જગતમાં છ તત્ત્વો છે. ચેતન, પુદ્ગલ, ગતિસહાયક સ્થિતિસહાયક, આકાશ અને કાળ. આત્માનું પ્રવહન છે. તે પ્રવાહમાં જ વહી રહ્યો છે. એ પ્રવાહમાં આ પાંચ તત્ત્વોનું દબાણ આવે છે ને વિશેષભાવ ઊભો થાય છે ને અહમ્ ઉત્પન્ન થાય છે. એના અમલમાં આ ઈગો ઊભો થયો છે. ઑન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. આ વિજ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** નિગોદમાંથી જીવ આવ્યો, ત્યારે ક્રોધ-માન-માયા-લોભ અને અહંકાર નહોતા, તે પછી જીવ કેમ ગૂંચાયો ? એ મૂળ આવ્યા ક્યાંથી ? કયા કારણસર આવ્યા ? અહંકાર વગરનો કેમ એકુય જીવ નથી ?

**દાદાશ્રી :** અહંકાર તો હોય જ, ક્રોધ-માન-માયા-લોભ તો હોય જ.

**પ્રશ્નકર્તા :** અહંકાર કેમ હોય ?

**દાદાશ્રી :** અહંકાર તો દરેકમાં હોય જ, નિગોદમાં તો આખું ઘોર અંધારું જ હતું.

**પ્રશ્નકર્તા :** માયા, ઈગો જ મૂળથી ?

**દાદાશ્રી :** આ બાજુ જોયું એટલે સંસાર થયો, માયા, મમતા થઈ ને આ બાજુ જોયું ત્યાં મોક્ષ થયો. ત્યાં સ્વરૂપ આવ્યું.

**પ્રશ્નકર્તા :** તો અજ્ઞાન પહેલા નહોતું ?

**દાદાશ્રી :** અજ્ઞાન તો હતું જ ને ! જ્ઞાનનું પ્રદાન કરે તો જ્ઞાન થાય.

**પ્રશ્નકર્તા :** તો પહેલા જ્ઞાન કે અજ્ઞાન નહોતું ?

**દાદાશ્રી :** અજ્ઞાન હોય પણ એ સૂક્ષ્મરૂપે હોય છે ને પછી બહારના સંજોગો મળે એટલે બહાર દેખાય, ફૂટે.

## 'હું શુદ્ધાત્મા' એ અહંકાર ?

**પ્રશ્નકર્તા :** આપણે અમસ્તી વાત કરતાં પણ કહીએ છીએ કે મારો આત્મા આમ કહે છે પણ 'હું આત્મા છું' એમ નથી કહેતા. તો આમાં 'હું' એ કોણ અને 'આત્મા' એ કોણ ?

**દાદાશ્રી :** 'હું' એ અહંકાર છે અને 'આત્મા' એ મૂળ વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** 'હું' ક્યાંથી ચાલુ થયો ?

**દાદાશ્રી :** 'હું' તો છો જ તમે. 'હું'ને કાઢી નાખવાનો નથી. આ અહંકાર કાઢી નાખવાનો છે.

અહંકાર શી રીતે થયો ? આત્મા મહીં ચોખ્ખો છે જ. અને આ અહંકાર તો એની હાજરીમાં વ્યતિરેક ગુણથી ઊભો થયો છે.

**પ્રશ્નકર્તા :** પણ એ અહંકાર સ્વભાવિક છે તે ?

**દાદાશ્રી :** સ્વભાવિક તો વસ્તુ આમાં કોઈ છે જ નહીં. આ તો અવસ્થિત વસ્તુઓ છે, વિશેષભાવી છે. એ સ્વભાવિક વસ્તુ નથી. સ્વભાવિક વસ્તુ હંમેશાં અવિનાશી હોય અને વિશેષભાવી વિનાશી હોય.

'હું જ શુદ્ધાત્મા છું', પેલું બધું (રોંગ બિલીફો) છૂટી ગયું, એટલે અહંકાર જાય. એ અહંકાર ક્યાં સુધી કહેવાય છે કે જ્યાં સુધી પોતાની

શક્તિ, ઐશ્વર્યનું જ્યાં સુધી ભાન નથી 'એને' અને બીજી જ વસ્તુનું ચિંતવન કરે છે ત્યાં સુધી અહંકાર છે, એ વિશેષ પરિણામ છે. આ બન્નેને છૂટાં પાડો તો બેઉ છૂટી જાય, પછી કશું જ નથી. પણ સામીપ્યભાવને લઈને અહંકાર ઊભો થયો છે. આ સંસારકાળ બધો સામીપ્યભાવવાળો છે. જ્યારે 'પોતે કોણ છે' એવું ભાન થાય એટલે અહંકાર રહેતો નથી પછી.

**પ્રશ્નકર્તા :** પણ 'હું શુદ્ધાત્મા છું' એ પણ અહંકાર તો ખરો જ ને ?

**દાદાશ્રી :** એ અહંકાર ના કહેવાય. 'હું શુદ્ધાત્મા છું' એ પોતાનું, વસ્તુત્વનું ભાન છે.

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' એ ભાવ કરવો જ પડે છે ને, આપણે ?

**દાદાશ્રી :** એ ભાવ કરે તેનો વાંધો નથી. એ ભાવ છે એક જાતનો, પણ એ અહંકાર નથી ગણાતો. અહંકાર એટલે પોતે જે નથી, એ વસ્તુ બોલવી, એનું નામ અહંકાર. પોતે જે નથી અને કહે કે 'હું આ છું'. દેહધારી પોતે નથી છતાં કહે કે 'હું દેહધારી છું', નામધારી પોતે નથી છતાં 'હું ચંદુભાઈ છું, કાકો છું, મામો છું.' એ બધો અહંકાર છે.

**પ્રશ્નકર્તા :** તે 'હું શુદ્ધાત્મા છું' એ શું ?

**દાદાશ્રી :** પોતાના અસ્તિત્વનું ભાન છે જ પણ 'હું કોણ છું' એ ભાન થઈ ગયું, એ પોતાનું વસ્તુત્વ કહેવાય. 'હું શુદ્ધાત્મા છું' એ વસ્તુને જાણી કે 'પોતે કોણ' અને પછી પૂર્ણત્વ થાય એટલે 'હું'યે ઊડી જાય પછી.

## આંધળાં અહંકારને વળી ચશ્મા ?!

**પ્રશ્નકર્તા :** રિલેટિવ વ્યુ પોઈન્ટથી 'આઈ' ચંદુભાઈ છે અને

રિયલ વ્યુ પોઈન્ટથી 'આઈ' શુદ્ધાત્મા છે, તો એ 'આઈ' એક જ છે ? એ બેઉમાં 'આઈ' છે ?

**દાદાશ્રી :** 'હું' શુદ્ધાત્મા તો છું જ. પછી 'એને' ભ્રાંતિ ઉત્પન્ન થઈ કે આ ગાડી ચાલે છે કે હું ચાલુ છું ? એટલે એને એમ લાગ્યું કે હું ચાલુ છું. એટલે પછી હુંનો થયો અહંકાર કે 'હું ચંદુભાઈ, હું મગનભાઈ.' પછી પાછો અહંકારને આંધળો બનાવ્યો. તે ચશ્માં પહેરાવડાવે છે, પાસ્ટ (પૂર્વ) કર્મના હિસાબે. એટલે પાછું આંધળું બધું જુએ છે ને 'મારી વાઈફે જ દગો દીધો છે', કહેશે. આવું દેખાડે છે.

**પ્રશ્નકર્તા :** ચશ્માંને લીધે એવું દેખાય છે ?

**દાદાશ્રી :** હં. ખરેખર એવું હોતું નથી પણ એને ચશ્માંને લીધે એવું દેખાય છે.

**પ્રશ્નકર્તા :** 'પેલો આ કરે છે, આણે જ કર્યું' એ બધું ચશ્માંને લીધે દેખાય છે ?

**દાદાશ્રી :** ચશ્માંને લીધે દેખાય છે. એવું પેલામાં ચશ્માં હોય છે તેથી બધાને ખરાબ છે ને સારું છે ને ફલાણું છે, એવું દેખાય છે.

## અહંકાર આવ્યો કોને ?

**પ્રશ્નકર્તા :** પણ આ અહંકાર ના હોત તો આત્મશોધ કેવી રીતે થાત? સાપેક્ષ તો ખરું ને કંઈક ?

**દાદાશ્રી :** એ ના હોત કે હોત, એ તો અજ્ઞાનતાનો સ્વભાવ છે કે અજ્ઞાનતા વગર અહંકાર ઊભો જ ના રહે. અજ્ઞાનતા હતી ત્યાં સુધી અમનેય અહંકાર હતો.

**પ્રશ્નકર્તા :** અહંકાર ક્યાંથી આવ્યો ને કોને આવ્યો ?

**દાદાશ્રી :** ક્યાંથી આવ્યો ને ક્યારે એ જુદી વસ્તુ છે, પણ આ જે ભોગવે છેને, તે અહંકાર છે.

**પ્રશ્નકર્તા :** કોને અહંકાર આવ્યો ?

**દાદાશ્રી :** જેને અણસમજણ તેને. અજ્ઞાનને અહંકાર આવ્યો.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાન કોનું ?

**દાદાશ્રી :** બે વસ્તુ, અજ્ઞાન અને જ્ઞાન. જ્ઞાન એટલે આત્મા અને અજ્ઞાન એટલે અનાત્મા. તેને અહંકાર આવ્યો, અજ્ઞાનને. એટલે અહંકાર આવ્યો તેનું આ બધું ઊભું થઈ ગયું. તે રાત-દહાડો ચિંતા-ઉપાધિઓ, સંસારમાં ના ગમે તોય પડી રહેવું પડેને, ક્યાં જાય તે ? ક્યાં જવાય? ત્યાં ને ત્યાં જ. એટલે અહીં ખાટલામાં સૂઈ રહેવાનુંને, ઊંઘ ના આવે તોય!

**પ્રશ્નકર્તા :** અહંકાર ક્યાંથી ઉત્પન્ન થયો ?

**દાદાશ્રી :** અહંકાર એ જ અજ્ઞાનને. અજ્ઞાન ને જ્ઞાન બે જુદી વસ્તુ છે. આપણે અહીં આગળ અત્યારે એક, મોટા શેઠ આવ્યા છે, એ શેઠ બહુ સુંદર વાતોચીતો કરે, પણ કો'કે અડધો રતલ બ્રાન્ડી પાઈ દીધી એમને, પછી એ વાત કેવી કરે ?

**પ્રશ્નકર્તા :** બ્રાન્ડીનો સંયોગ થયો, એટલે બીજી વાત કરે.

**દાદાશ્રી :** આ સંયોગ ભેગા થયા છેને, એટલે આ બધું ઊભું થયું. જ્ઞાન સ્વરૂપને સંયોગ ભેગો થયો એટલે આ ભ્રાંતિ ઉત્પન્ન થઈ. જેમ પેલો શેઠ એમ કહે છેને કે 'હું તો વડાપ્રધાન છું, આમ છું, તેમ છું,' બોલે...

**પ્રશ્નકર્તા :** દાદા, તો જ્ઞાન ક્યાંથી ઉત્પન્ન થયું ?

**દાદાશ્રી :** જ્ઞાન તો ઉત્પન્ન હોય જ નહીંને ! જ્ઞાન તો પરમેનન્ટ વસ્તુ છે. બહારની વસ્તુઓને લઈને અજ્ઞાન ઊભું થયું, જેમ પેલો દારૂ પીધોને, સંયોગથી. એટલે પછી આ બધા સંયોગોથી છૂટી જાય તો બધું મુક્ત થાય.

**પ્રશ્નકર્તા :** ભાવ કર્યો તો તે અજ્ઞાનનો સંયોગ થયોને એને ?

**દાદાશ્રી :** ભાવનો કશો સવાલ નથી. અજ્ઞાનનો સંયોગ નથી

ભેગો થતો. બીજા સંયોગો ભેગા થાય છે. પેલો દારૂ પીધોને ? અજ્ઞાનતા એ જ અહંકાર જ છે.

**પ્રશ્નકર્તા :** આત્મા તો મૂળ પ્રકાશ છે, અનંત શક્તિવાળો છે, તો એને આ અહંકાર ક્યાંથી આવી છે ?

**દાદાશ્રી :** એને ક્યાં આવી જાય છે ? અજ્ઞાનતા એ જ અહંકાર છે.

**પ્રશ્નકર્તા :** આવરણ આવે તોય વાંધો શું છે ? એ પોતે તો જાણે જ છેને કે હું પ્રકાશ છું !

**દાદાશ્રી :** એમાં દહાડો વળે નહીંને ! અહંકારને શો લાભ ? અહંકારને ગળ્યું લાગે નહીં ત્યાં સુધી એ કહે નહીં કે આ સાકર છે. એટલે અહંકારનો નિવેડો કરવાનો છે. આત્માનો તો નિવેડો થયેલો જ છે.

## આપણે પોતે કોણ ?

એવું છે ને, આપણે અત્યારે જે છીએ ને, તે વસ્તુમાં આપણે ખરેખર શું છીએ ? આ નામરૂપ નથી આપણે, વ્યવહારરૂપ નથી આપણે, તો ખરેખર શું છીએ આપણે ? ત્યારે કહે છે, જેટલું આપણું જ્ઞાન અને જેટલું આપણું અજ્ઞાન એટલું, એ જ આપણે. જ્ઞાન હોય એ પ્રમાણે સંજોગો બાઝે. અજ્ઞાન હોય તો તે પ્રમાણે સંજોગો બાઝે. જ્ઞાન-અજ્ઞાનનાં પ્રમાણે સંજોગો બાઝે છે.

**પ્રશ્નકર્તા :** અને એ જ્ઞાન-અજ્ઞાન પ્રમાણે કર્મ થાય ?

**દાદાશ્રી :** હા, તે પ્રમાણે કર્મ થાય ને તેના હિસાબે આ બધા સંજોગ બાઝે. આ નામ એ પોતે નથી, અહંકાર એ પોતે નથી, 'આ' (જ્ઞાન-અજ્ઞાન) પોતે છે.

**પ્રશ્નકર્તા :** 'આ પોતે છે' એટલે શું, દાદા ?

**દાદાશ્રી :** જ્ઞાન કે અજ્ઞાન, તે જ પોતે. એ જ એનું ઉપાદાન.

પણ એ સમજણ ના પડે એટલે એના પ્રતિનિધિ એટલે અહંકારનો આપણે સ્વીકાર કરીએ છીએ. આ બહુ ઊંડી વાત છે. સંતોય જાણતા નથી. ક્રમિક માર્ગના જ્ઞાનીઓય જાણતા નથી.

**પ્રશ્નકર્તા :** અત્યાર સુધી આપણે એમ કહીએ છીએ કે અહંકાર કરે છે એ.

**દાદાશ્રી :** આ તો ભઈ આવ્યા તેથી વાત નીકળી, નહીં તો નીકળે નહીં ને આવી ઝીણી વાત. વાત તો મેં કહી દીધી. વાત સમજવા જેવી છે, ઝીણી છે.

એટલે આ જ્ઞાન-અજ્ઞાનને લઈને કર્મ થાય છે. એ ઉપાદાન કહો, અને એ અહંકાર જે કહો તે એ. એ પોતે જ. પણ આમ ખરેખર અહંકાર જુદો પડે છે. અહંકાર જુદો દેખાય અને આ તો જ્ઞાન અને અજ્ઞાન, પ્રકાશ ને અંધારું તેના આધારે જ 'એ' ('પોતે') કરે છે.

**પ્રશ્નકર્તા :** હા, પણ જ્ઞાન હોય, અજ્ઞાન હોય અને અહંકાર ના હોય તો પછી શું થાય ? તો કર્મ થાય જ નહીં ને ?

**દાદાશ્રી :** અહંકાર હોય જ. જ્યાં જ્ઞાન ને અજ્ઞાન બે ભેગું હોય ત્યાં અહંકાર હોય જ.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાન હોય એટલે અહંકાર હોય ?

**દાદાશ્રી :** હોય જ. જ્યારે અજ્ઞાન જતું રહે ત્યારે અહંકાર જતો રહે. ત્યાં સુધી જ્ઞાન ને અજ્ઞાન જોડે રહેવાનું. એને ક્ષયોપક્ષમ કહેવામાં આવે છે.

**પ્રશ્નકર્તા :** તો જ્ઞાન મળ્યા પછી જે પુરુષ થાય છે તો પુરુષ કયો ભાગ કહેવાય ?

**દાદાશ્રી :** જ્ઞાન એ જ પુરુષ, એમાં વળી ભાગ કેવો ? અજ્ઞાન એ છે તે પ્રકૃતિ. જ્ઞાન-અજ્ઞાનનું ભેગું સ્વરૂપ એ પ્રકૃતિ. જ્ઞાન એ જ પુરુષ, એ જ પરમાત્મા. જ્ઞાન એ જ આત્મા છે. જે જ્ઞાન, વિજ્ઞાનસ્વરૂપનું હોય એ આત્મા છે, એ જ પરમાત્મા છે.

**પ્રશ્નકર્તા :** હવે આ જ્ઞાન કે અજ્ઞાન એ બન્નેનું આદિ કયું ?

**દાદાશ્રી :** બન્નેનું આદિ વિજ્ઞાન. મૂળ આત્મા, વિજ્ઞાનમય આત્મા. એમાંથી આ જ્ઞાન ને અજ્ઞાન, તડકો-છાંયડો બે શરૂ થઈ ગયા.

## અહંકારની આદિ ને વૃદ્ધિ !

**પ્રશ્નકર્તા :** અહમ્ એટલે જ અહંકાર, એવું માનતા હતા.

**દાદાશ્રી :** ના, એ તો અહંકાર ને અહમ્‌માં બહુ ફેર.

**પ્રશ્નકર્તા :** એમાંય ફરક છે ? એમાં શું ફરક છે ? એ સૂક્ષ્મતાએ ફોડ પાડો ને !

**દાદાશ્રી :** 'હું'પણું એ અહમ્ અને 'હું'પણાનો પ્રસ્તાવ કરવો (હું ચંદુ છું) એ અહંકાર. 'હું પ્રેસિડન્ટ છું' એ અહંકાર ના કહેવાય. એ તો આપણા લોકો કહે કે અહંકારી પુરુષ છે, પણ ખરેખર એ માની પુરુષ કહેવાય. અહંકાર તો, કશું સંસારની ચીજ-બીજ અડતી ના હોય ને જ્યાં પોતે નથી ત્યાં પોતે 'હું છું' એમ માને, તે અહંકારમાં જાય. વસ્તુમાં કશુંય ના હોય. અને બીજી વસ્તુને અડે એટલે માન થયું ! 'હું પ્રેસિડન્ટ (પ્રમુખ) છું', એ બધું દેખાડે એટલે આપણે સમજીએને કે આ માની છે.

**પ્રશ્નકર્તા :** પ્રસ્તાવમાં શું આવે ?

**દાદાશ્રી :** વધારે પડતું 'હું'પણું બોલવું. પેલું 'હું'તો છે જ, અહમ્ તો છે જ માન્યતામાં, પણ એનો પ્રસ્તાવ કરવો, 'આ ખરું ને આ ખોટું' બૂમાબૂમ કરવા જાય, એ અહંકાર કહેવાય. પણ બીજી વસ્તુ ના હોય મહીં, માલિકીપણું ના હોય કશાયમાં. માલિકીપણું આવે એટલે માન આવે.

**પ્રશ્નકર્તા :** અહંકારનો દાખલો ?

**દાદાશ્રી :** અહંકારના દાખલા તો બધા છે ને!

એ માન એકલું નહીં, પછી જેમ જેમ માલિકીભાવ વધારે થયો

ને, તે અભિમાન. દેહધારી હોય તે માની કહેવાય ને 'આ ફ્લેટ અમારો, આ અમારું' એ (મમતાવાળું) તે અભિમાન. એટલે અહંકારથી માની, અભિમાની, બધા બહુ જાતના પર્યાય ઊભા થાય છે.

અહંકાર એટલે આપણા લોકો સમજે છે એને અહંકાર કહેવાતો નથી. આપણા લોકો જેને અહંકાર કહે છે ને, એ તો માન છે. અહંકાર બિલીફ(માન્યતા)માં હોય, જ્ઞાનમાં ના હોય. જ્ઞાનમાં આવે એ માન કહેવાય. પોતે કરતો નથી, ત્યાં આગળ 'પોતે કરું છું' એવું માને છે, એનું નામ અહંકાર.

**પ્રશ્નકર્તા :** હવે એક દાખલો આપીને સમજાવો એ.

**દાદાશ્રી :** આપણે અહીં કહે છે કે, 'હું નીચે આવ્યો' હવે ઉપરથી નીચે આવ્યો, એમાં પોતે આવ્યો જ નથી, એ તો આ શરીર આવ્યું. આ બધું શરીર આવ્યું, તેને પોતે માને કે, 'હું આવ્યો' એવી માન્યતા, એ અહંકાર અને પછી એ મોઢે બોલે કે 'હું આવ્યો', એ માન કહેવાય. તો આપણા લોકો 'હું આવ્યો' તેને અહંકાર કહે છે.

**પ્રશ્નકર્તા :** અહમ્પણું અને પોતાપણું બે એક જ કે અલગ અલગ?

**દાદાશ્રી :** બહુ ફેર.

**પ્રશ્નકર્તા :** શું ફેર ?

**દાદાશ્રી :** અહમ્ તો માનેલું જ રહ્યું અને પોતાપણું વર્તનમાં રહ્યું. વર્તનમાં હોય એને એ રહે અને માનેલું તો જતું રહે. 'હું'પણું માનેલું એ જતું રહે, પણ પછી વર્તનમાં રહે ને !

**પ્રશ્નકર્તા :** આપણા મહાત્માઓને પોતાપણું હોય ?

**દાદાશ્રી :** પોતાપણું તો જબરજસ્ત હોય. ભોળો હોય ને, તેને ઓછું હોય.

**પ્રશ્નકર્તા :** એ 'હું' વિશે વધારે કહો ને !

**દાદાશ્રી :** 'હું' તો એવરીવ્હેર એડજસ્ટેબલ કે 'હું' તો જમાઈ થઉં. તો તે જમાઈએય થાય. સસરો થઉં તો એય થાય અને 'હું' શુદ્ધાત્મા છું એટલે શુદ્ધાત્માય થાય અને 'હું' પુદ્‌ગલ છું તો પુદ્‌ગલેય થાય.

'હું' તો એવરીવ્હેર એડજસ્ટેબલ, એવી કેવી સરસ વસ્તુ છે ! જોને, 'હું' હમણે ચંદુભાઈ હતો, બે કલાક પછી 'હું' શુદ્ધાત્મા થઈ ગયો. એનો એ જ 'હું'. હજુ નવડાવ્યું-ધોવડાવ્યું કશું નહીં, એવું ને એવું જ. જો એ 'હું' અપવિત્રેય થતો નથી ને ! કસાઈ થયેલો 'હું', શુદ્ધાત્મા થઈ જાય. પહેલાં કસાઈ હોય. તે એને પૂછે કે તું કોણ છો? તો એમ કહે, 'હું કસાઈ છું.' એટલે જ્ઞાન પછી શુદ્ધાત્મા થઈ જાય. ધોવડાવવું-નવડાવવું કશું નથી પડતું અને આ લોકો તો નહાય નહાય કરે છે રોજ, તોય કોઈ દા'ડો સુધર્યા નહીં. એ 'હું' ઉપર વિચાર કરવા જેવો છે ! કેવું છે એ ! એવરીવ્હેર એડજસ્ટેબલ !

'હું'માં ઓવરહોઈલીંગ કરવાનું કશું જ નથી. એમાં સ્પેરપાર્ટ એકેય નથી. અનંત અવતારની સ્થિતિમાં ક્યારેય પણ બદલાય નહીં.

પોતાપણું એવરીવ્હેર એડજસ્ટ નહીં થાય. પોતાપણું પોતાપણાને જ એડજસ્ટ થઈ શકે. બીજા કોઈને એડજસ્ટ થાય નહીં. એટલે 'હું' ને 'પોતાપણું' બેઉ બહુ જુદી વસ્તુ છે. એ અમારે પોતાપણું ના હોય. આ જ્ઞાન પછી તમારું પોતાપણું છૂટવા માંડ્યું હવે.

**પ્રશ્નકર્તા :** દાદા, અજ્ઞાન દશામાં 'ત્યાં' ધર્મભક્તિ કરતા'તા ત્યારે તો પોતાપણાને ગુણ માની લીધો'તો ને? તો પછી એ છૂટે જ એમાંથી કેવી રીતે ?

**દાદાશ્રી :** માની બેસનાર કોણ ?

**પ્રશ્નકર્તા :** પોતે.

**દાદાશ્રી :** એ પોતે, એ જ પોતાપણું છે. અહંકાર એ 'હું', એ પોતાપણું નથી. પોતે એ પોતાપણું. 'હું' તો મને પોલીસવાળો કહેશે કે, 'આ ગાડી આમ કેમ ફેરવાવડાવી ? શું નામ છે ?' તો કહું,

'લખો, હું એ.એમ.પટેલ.' 'ભઈ, ક્યાંના રહીશ છો ?' તો કહું 'હું ભાદરણનો.' 'કઈ નાતના છો ?' 'પટેલ છું.' શું કહું ? 'હું' તો મારું એડજસ્ટેબલ થઈ ગયું ને ! 'હું' આજે દાદા ભગવાનેય કહી શકું, કોઈ જગ્યાએ જ્યાં કહેવાય એવું હોય, નહીં તો 'એ.એમ.પટેલે'ય કહી શકું. નહીં તો કન્ટ્રાક્ટરેય કહું અને હીરાબાના ગામમાં જઉં છું ત્યારે લોકો 'ફૂઆ' કહે ત્યારે 'હું ફૂઓ, હા બરોબર.' નહીં ? કોઈ ફૂઆ કહે, કોઈ બનેવી કહે, કોઈ મામા કહે, કોઈ કાકા કહે, એવરીવ્હેર એડજસ્ટેબલ. એ 'હું' કેવું સરસ હશે ! અને 'પોતે' એડજસ્ટેબલ થાય એવો હોત તો તો બહુ સારું કહેવાયને ! ત્યાં બીજે બધે તો પોતાપણું કરે છે.

'હું' વસ્તુ નહીં સમજાવાથી, 'હું'માંથી બીજી વસ્તુમાં આરોપ કર્યો. એટલે વિકલ્પ ઊભો થયો. એટલે વિકલ્પનો આખો ગોળો એનું નામ પોતાપણું. વિકલ્પનો આખો ગોળો ભેગો થયો. આમથી વિકલ્પ ને તેમથી વિકલ્પ એ પોતાપણું. એમાં જેટલા વિકલ્પ ઓછા કરે એટલા ઓછા થાય ને જેટલા વધારે એટલા વધે, પણ એ ગોળો રહ્યા કરે.

એ ગોળો બહુ વસમો. એ ગોળો હોય છે ને પોતાપણાનો. આ તમારી જોડે ધર્મસ્થાનકોમાં, ભક્તિમાં બેસનારા છે ને, એમના ગોળા તો આવડા આવડા મોટા છે. ટીકામાં ના ઉતરવું જોઈએ, પણ ગોળા જોઈએ તો એ મોટા મોટા છે. એ ગોળો ક્યારે કાઢી રહેશે, એ જ મને સમજાતું નથી.

**પ્રશ્નકર્તા :** આ પોતાપણું 'હું'ને લીધે મનાય છે, દાદા ? 'હું' તમે કહ્યુંને, 'હું' એ આ પોતાપણું મનાવડાવે છે ?

**દાદાશ્રી :** 'હું' તો જુદી વસ્તુ છે. 'હું'નો આરોપ કરવો કોઈ પણ જગ્યાએ, 'હું'ને અવળી જગ્યાએ વાપર્યું, એ ઘડીએ પોતાપણું ઊભું થાય.

**પ્રશ્નકર્તા :** એ વિકલ્પ થાય ત્યારે ?

**દાદાશ્રી :** હા, બીજી જગ્યાએ (અજ્ઞાને) વાપર્યું તો વિકલ્પ. પણ તેમાં 'હું'ને શું લેવાદેવા ? 'હું' તો ચોખ્ખું ને ચોખ્ખું. અહીં લાવો

તો અહીં એ પાછું. એને કશું લેવાદેવા નથી. એનાથી પોતાપણું ઊભું થાય છે, તે લેવાદેવા છે. તમારે પોતાપણું થયેલું કે ન'તું થયેલું?

**પ્રશ્નકર્તા :** દાદા, જરા દાખલો આપીને સમજાવોને ! સમજાયું નહીં 'હું' અને 'પોતાપણું', બન્ને ડિફરન્ટ કેવી રીતે ?

**દાદાશ્રી :** મેં દાખલો જ આપ્યા જેવું જ થયું છે ને ! 'હું' એટલે કોઈ પણ વસ્તુમાં આરોપ કરવો કોઈ જગ્યાએ 'હું'નો કે 'હું આ છું. હું આ છું, તે છું' અને તે છો નહીં, છતાંય 'તમે' એમ કહો કે, 'હું આ છું' એટલે આરોપ થયો, એટલે એમાંથી પોતાપણું ઊભું થયું. હવે એ 'હું' નથી કરતો એવું. પણ 'હું એ છું' એવો આરોપ કર્યો, માટે આરોપ કરનારને પોતાપણું ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** એ આરોપ કોણ કરે છે ?

**દાદાશ્રી :** એ જ મહીં છે. એને અજ્ઞાન કહેવામાં આવે છે. હવે અજ્ઞાન એ શું, કે 'હું'થી પણ પહેલાંની વસ્તુ છે, 'હું'ને આરોપ કરનારી વસ્તુ જ અજ્ઞાન છે અને 'હું'નું આરોપણ છોડી દે તો એનું બધું ચાલ્યું જાય. 'હું'નું આરોપણ છોડી દીધું, 'હું' શુદ્ધાત્મા થયો, એનો 'અહંકાર' જતો રહ્યો.

**પ્રશ્નકર્તા :** દાદાનું જ્ઞાન લીધું એટલે ગયું ?

**દાદાશ્રી :** 'એનું' આરોપણ છૂટી ગયું તો સહેલી વાત છે ને ! ક્યાં અઘરી વાત છે ?

**પ્રશ્નકર્તા :** એટલે તમે જ્ઞાન આપો, ત્યારે આરોપણ છોડાવડાવો છો ?

**દાદાશ્રી :** તો જ છૂટે, નહીં તો છૂટે નહીંને ! પછી આપણે કહીએ, અરે, તમે શુદ્ધાત્મા છો કે ચંદુભાઈ ?' ત્યારે કહે, 'ના, હું શુદ્ધાત્મા છું.' તે ઘડીએ વળગી રહે કે 'ના, હું ચંદુભાઈ છું', તો આપણે જાણીએ કે આરોપણ છૂટ્યું નથી. પણ તે ઘડીએ બધાંય કહે છે કે 'હું શુદ્ધાત્મા છું', નહીં ?

**પ્રશ્નકર્તા :** હા. એટલે દાદા, અનંત અવતારનું આરોપણ એક કલાકમાં છૂટીને પાછું હતું તે મૂળ જગ્યાએ આવી જાય છે, તો એ 'હું' પણ કેટલો ફ્લેક્સિબલ છે ને ?

**દાદાશ્રી :** 'હું' તો એવરીવ્હેર એડજસ્ટેબલ છે.

**પ્રશ્નકર્તા :** પણ એક વખત 'હું શુદ્ધાત્મા છું', એમાં જો એડજસ્ટ થઈ ગયો, પછી નથી ખસતું એ. એમાં પછી સ્થિર થઈ જાય છે.

**દાદાશ્રી :** થઈ જ જાયને પછી.

**પ્રશ્નકર્તા :** એ શાથી ?

**દાદાશ્રી :** મૂળ જગ્યાએ બેઠું એટલે થઈ જ જાયને ! લોકોનેય મૂળ જગ્યાએ બેસાડવું છે, પણ બેસતું નથીને ! શી રીતે બેસે ? એ તો બધાં પાપો ભસ્મીભૂત થાય એટલે હલકાફૂલ થઈ જવાય. પાપો ભસ્મીભૂત થાય ત્યારે 'હું' મૂળ જગ્યાએ બેસે. એ તો 'એને' પછી ઠંડક વળેને ! એટલે પછી કહે, 'ના, અહીં જ રહીશું.' હવે છૂટે નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, એ 'હું'પણું છૂટું થઈ જાય છે, જ્ઞાન આપો છો ત્યારે, પણ જે 'હું'પણું છે, એ જાગૃતિ જેટલી વધારે, એ પ્રમાણે રહેને કે જાગૃતિ ઓછી હોય એ પ્રમાણે રહે ? એમાં જાગૃતિ કામ કરે ખરી ?

**દાદાશ્રી :** જાગૃતિ જ છે ને ! (ભાવ)નિદ્રાથી 'હું'પણું અવળી જગ્યાએ વપરાય અને જાગૃતિ થાય ત્યારે સવળી જગ્યાએ વપરાય, જાગૃતિથી.

## 'હું'ની વર્તના ફરે આમ...

**પ્રશ્નકર્તા :** તન્મયાકાર કોણ થાય છે ?

**દાદાશ્રી :** અહંકાર. એમાં તન્મયાકાર ના થવા દે એ જાગૃતિ. એ જ છૂટું રાખે. મૂળ આત્મા તન્મયાકાર થતો નથી. આપણે અજાગૃતિમાં તન્મયાકાર થઈ જઈએ છીએને !

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્મા જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી જાગૃતિ હોય તો તન્મયાકાર ના થાય ?

**દાદાશ્રી :** પછી ભાન રહે છે એ એક જાગૃતિ છે ને જાગૃતિ એના સ્વભાવમાં આવશે એટલે એ તન્મયાકાર થાય નહીં. આ તો પાછલો ફોર્સ છે ત્યાં સુધી ખસી જાય. ફોર્સ ઓછો થાય પછી તન્મયાકાર ના થાય. જે ડિસ્ચાર્જ છે એ બધું ટાંકીનું પાણી, ભરેલો માલ છે.

**પ્રશ્નકર્તા :** જાગૃતિ થઈ, એટલે તમે તન્મયાકાર ના થાવ એવું તમે કહ્યું, એટલે કેવી રીતે સમજવું ?

**દાદાશ્રી :** તમે એટલે શું ? મૂળ આત્મા નહીં. હજુ છે તે 'હું' તો રહેલું જ છે, પહેલાં છે તે પ્રતિષ્ઠિત આત્મા તરીકે 'હું' હતું, હવે જાગૃતિ તરીકે 'હું' છે. એ 'હું' તન્મયાકાર ના થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આપણે તન્મયાકાર ના થઈએ, એટલે પ્રતિષ્ઠિત આત્મા તન્મયાકાર નથી થતો, એનો અર્થ એ થયો ?

**દાદાશ્રી :** ના, આપણે એટલે કોણ ? તે વખતે હાજર જે છે તે. તે વખતે જે આપણી બિલીફમાં છે. હજુ શુદ્ધાત્મા સંપૂર્ણ થયા નથી. મૂળ પ્રતિષ્ઠિત આત્મા પાછો છૂટી ગયો. હવે જાગ્રત આત્મા, એટલે જાગૃતિ. જાગૃતિ જે પરિણામ છે, એ ત્યાં અત્યારે આમ તન્મયાકાર નથી થતી.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન મળ્યા પછી પ્રતિષ્ઠિત આત્મા તો છે જ, તો એ શું કરે છે ? એની સ્થિતિ શું પછી?

**દાદાશ્રી :** પછી એની કશી સ્થિતિ નથી, એ ડિસ્ચાર્જ સ્વરૂપ છે. એટલે નિશ્ચેતન ચેતન છે. એ જ્ઞેય સ્વરૂપે રહે છે. પછી જ્ઞેય સ્વરૂપે 'શું કરે છે ને શું નહીં ?' તેને જાણનાર જાગૃતિ છે.

સ્વરૂપનું ભાન થતાં પહેલાં પ્રતિષ્ઠિત આત્માને જ આપણે જ્ઞાતા માનતા હતા. સ્વરૂપ જ્ઞાન પછી એ પ્રતિષ્ઠિત આત્મા પોતે જ્ઞેય થઈ જાય છે અને ત્યાં આગળ જાગૃતિ પોતે જ જ્ઞાતા થાય છે. એટલે કે

પહેલાં પ્રતિષ્ઠિત આત્મા તરીકે 'હું' હતું, તે હવે જાગૃતિ તરીકે 'હું' થાય છે અને મૂળ આત્મા તો એની આગળ રહ્યો હજુ. આ જાગૃતિમાં આવી ગયું. સંપૂર્ણ જાગ્રત થયો એટલે મૂળ આત્મામાં એકાકાર થઈ જાય છે. સંપૂર્ણ ના થાય ત્યાં સુધી જુદું રહે છે. ત્યાં સુધી અંતરાત્મા તરીકે રહે. ત્યાં બહિર્મુખી પદ છૂટી ગયેલું હોય છે. અંતરાત્મ દશા પૂરી થાય કે પરમાત્મા પદ પ્રાપ્ત થાય!

## 'હું'નું સ્થાન, શરીરમાં...

**પ્રશ્નકર્તા :** માણસ માત્ર 'હું' જે કહે છે, એ ક્યાં રહેતો હશે?

**દાદાશ્રી :** આખા શરીરમાં જ્યાં સોય મારીએને ત્યાં આગળ એને ખબર પડે, ત્યાં 'હું' છે. સોય આમ અડાડી જોવી. આંખો મીંચીને જ્યાં આગળ સોય અડે, ત્યાં એની મેળે હુંકારો બોલશે, હંઅ, ના બોલે?

**પ્રશ્નકર્તા :** બોલે.

**દાદાશ્રી :** એટલે 'હું' આ જગ્યાએ રહે છે. આ વાળમાં નહીં, વાળ કોઈ કાપે તો હુંકારો નહીં બોલે. આ નખ કોઈ કાપે તો હુંકારો નહીં બોલે. 'હું' ઓઓઓ બોલે, એ બધું 'હું' જ છે, તે જગ્યાએ. આ મોટી બસનો ડ્રાઈવર હોય, તેને હું ક્યાં હશે ?

**પ્રશ્નકર્તા :** એના શરીરમાં.

**દાદાશ્રી :** ના, આખી બસમાં. તે ડ્રાઈવિંગ કરે તે જરાય અથડાય નહીં, પેલી બાજુ. આખી બસ રૂપે જ થઈ જાય એનું 'હું'. જ્યાં અથડાય ત્યાં 'હું' તે બિલકુલ અથડાવા ના દે. મોટી સો ફૂટની બસ હોય, તોય એય અથડાવા ના દે, મૂઓ. શી રીતે ખબર પડે કે આ કોર્નર પર અથડાશે કે નહીં? પણ 'હું'પણું છે એટલે. 'હું'પણું એટલું બધું વિસ્તાર કરે છે, કે જ્યાં બસમાં બેઠો હોય તો બસમાં, કારમાં બેઠો હોય તો કારમાં. વિસ્તારપૂર્વક એટલે જરાય અથડાતો નથી, કશે ક્યાંય. નહીં તો ખરી રીતે આમાં જ છે. આ દેહમાં જ જ્યાં સોય અડાડે, ત્યાં તેને ખબર પડે કે ના પડે ? કહેવા જવું પડે ? ઘૈડો હોય તેનેય ખબર પડે.

**પ્રશ્નકર્તા :** દરેકને ખબર પડે. વાત નીકળી'તી ને, 'હું' સૂઈ ગયો છે, 'હું' જુએ છે, 'હું' સાંભળે છે, તો 'હું' એ આત્મા છે ? પ્રકૃતિ છે ? શું છે ?

**દાદાશ્રી :** એ તો અહંકાર છે. (હું કરું છું એટલે અહંકાર)

**પ્રશ્નકર્તા :** હા, પણ એ આત્મવિભાગમાં સમાય ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** તો પ્રકૃતિમાં ?

**દાદાશ્રી :** હં...

**પ્રશ્નકર્તા :** કર્તાપણું એનું નથી ? ખરેખર કર્તા નથી એ ?

**દાદાશ્રી :** ખરેખર કર્તા નથી, એ તો માની બેઠો છે કે 'આ હું કરું છું.' જેમ સ્ટેશન પર ગાડી ચાલે છે ને, તો એ જાણે કે 'હું ચાલ્યો'. એવું માની બેસે છે. ગાડી આમ જાય ને ત્યારે પોતે આમ ખસતો હોય એવું દેખાય. એટલે આપણે ના સમજીએ કે આને ફેર ચઢ્યા છે. એવું એ માને છે.

**પ્રશ્નકર્તા :** એટલે દરેક ક્રિયામાં એ પોતે માને જ છે. એટલે જોનાર જુદો છે ને પોતે માને છે, 'હું જોઉં છું.'

**દાદાશ્રી :** જોનાર તો એ છે જ નહીં.

**પ્રશ્નકર્તા :** એ પોતે નથી ?

**દાદાશ્રી :** એ બિલકુલ આંધળો જ છે.

**પ્રશ્નકર્તા :** હમણાં કહ્યું ને, પેલો 'હું' જ, એ 'હું' જ જુએ છે, 'હું' સાંભળે છે.

**દાદાશ્રી :** ના, એ તો મહીં પ્રકૃતિ જાણે છે કે પ્રકૃતિમાં જાણવાપણાની છે તે આત્માની મહીં શક્તિ ઉતરી છે, પાવર ઉતર્યો છે. કોઈ પણ વસ્તુમાં પાવર ભરવાથી, પોતાનો પાવર ન ખૂટતો હોય

અને પેલી વસ્તુ પાવરવાળી થતી હોય.

**પ્રશ્નકર્તા :** એટલે આત્માનો પાવર પ્રકૃતિમાં ઉતર્યો છે ? એના આધારે એ બધું આ જ્ઞાન સમજી શકે છે ? એના આધારે આ જાણવાનું-સાંભળવાનું થયું ?

**દાદાશ્રી :** બુદ્ધિ એના આધારે જાણે છે આ બધું. પાછો અહંકાર કહે, 'હું જાણું છું, કરું છું એય હું.' બેમાંથી એક બોલને તો કંઈ રાગે પડે.

**પ્રશ્નકર્તા :** એટલે એ જરા ના સમજાયું. આત્માનો પાવર પ્રકૃતિમાં ઉતર્યો ?

**દાદાશ્રી :** 'હું કરું છું' એમ બોલે ને, તે ઘડીએ 'હું' ખરેખર ઈગોઈઝમ નથી. એ છે આત્માનું વિશેષ પરિણામ, પણ 'પોતે' આત્મા જ છે, પણ હવે 'એ' છે તો 'આ હું છું' એમ માને છે. વચ્ચે ઊભી થઈ એક વસ્તુ, આત્માની બહાર, વિશેષભાવ એને કહેવાય.

**પ્રશ્નકર્તા :** આ 'હું' એ આખો વિશેષભાવ છે ?

**દાદાશ્રી :** વિશેષભાવ થયો. પોતાનો સ્વભાવભાવ નહીં, પણ વિશેષભાવ થયો.

**પ્રશ્નકર્તા :** તો હવે એ પ્રકૃતિમાં પાવર ઉતારવાનું કેવી રીતે બને છે ?

**દાદાશ્રી :** 'હું કરું છું' એટલે પ્રકૃતિમાં પાવર ઊતર્યો. 'હું જાણું છું' એ પાવર ઊતર્યો. અહંકાર જે જે બોલે છે ને, તેનાથી પ્રકૃતિમાં પાવર ઊતર્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** એટલે એ 'હું' ભાવ કરી શકે છે ?

**દાદાશ્રી :** ભાવ જ કરે છે ને ! વિશેષભાવ કરે છે.

**પ્રશ્નકર્તા :** એ પોતે પણ વિશેષભાવ છે ?

**દાદાશ્રી :** હં. પોતે વિશેષભાવ જ છે. (ફર્સ્ટ લેવલનો મૂળ વિશેષભાવ)

**પ્રશ્નકર્તા :** અને એ પાછો વિશેષભાવો કરે છે ?

**દાદાશ્રી :** વિશેષભાવ કર્યા કરે. (સેકન્ડ લેવલનો વિશેષભાવ)

**પ્રશ્નકર્તા :** એનાથી પ્રકૃતિ ?

**દાદાશ્રી :** એનાથી પ્રકૃતિ ઊભી થઈ. એ પ્રકૃતિ પ્રાણવાન થઈ પાછી. છે નિશ્ચેતન ચેતન, ખરેખર ચેતન નથી, પણ ચેતન જેવી દેખાય છે.

**પ્રશ્નકર્તા :** અહંકારી પ્રકૃતિ અને વિકારી પ્રકૃતિ આમ પેરેલલ દેખાય એક જાતનું, એટલે આમાં કંઈક કર્તાપણાની માન્યતા છે અને આમાં કંઈક સુખની માન્યતા છે. તો એવું કંઈક આમ કનેક્શન ખરું કે નહીં ?

**દાદાશ્રી :** અહંકાર એટલે તો આ કરે છે બીજો કોઈ અને કહે છે હું કરું છું. ઈટ હેપન્સ છે, તેય 'હું કરું છું' એમ આ માને છે બસ, એટલું જ, એ જ અહંકાર ! અને વિકાર તો એના સંજોગો બાઝે છે, ત્યારે 'એ' વિકારી થઈ જાય. આમ સવળાં સંજોગો બાઝે છે, ત્યારે 'તે' નિર્વિકારી થઈ જાય. એટલે 'એને' કંઈ વિકારી કે ના વિકારીનું નથી.

**પ્રશ્નકર્તા :** એટલે આ વિકારી એ પોતે જ થાય છે અથવા નિર્વિકારી પણ એ જ થાય છે ?

**દાદાશ્રી :** એ પોતે કહેય ખરો, 'મારો સ્વભાવ વિકારી છે' અને નિર્વિકારીય થઈ જાય, આમ સંજોગો બાઝે તો.

અહંકાર ના હોય તો કશું થાય જ નહીં. આ વિકાર જ ના થાય અને એ પાછો નિર્વિકારેય ના થાય. અહંકાર છે તો થાય છે.

**પ્રશ્નકર્તા :** મૂળ આત્મા તો નિર્વિકારી જ છે ?

**દાદાશ્રી :** ત્યાં તો વિકાર હોય જ નહીં. 'અનાસક્ત' છે. 'અકામી', 'અનાસક્ત', નિર્વિકારી જ છે એ વળી ! 'હું શુદ્ધાત્મા છું' ત્યાં શુદ્ધ થઈ ગયો અને 'હું છું વિકારી' તો વિકારી થઈ ગયો. 'હું નિર્વિકારી છું' તો નિર્વિકારી ! 'હું બ્રહ્મચારી' તો તે બ્રહ્મચારી થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** ચિંતવન કરે તેવું થઈ જાય.

**દાદાશ્રી :** હા, જેવો ચિંતવે એવો થઈ જાય !

## ત્યારે અહંકાર સોંપે ગાદી મૂળને...

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' એવું કોણ જાણે છે ?

**દાદાશ્રી :** એ તો અહંકાર જાણે છે. એ અહંકાર એટલે 'હું' જાણે છે. 'હું ચંદુભાઈ છું' એ ચંદુભાઈ ('હું' ચંદુભાઈની સીટ ઉપર બેઠો છે તે અહંકાર)નું જ્ઞાન બદલાયું ને 'હું શુદ્ધાત્મા છું' થયું. અને અહંકાર બુદ્ધિ સહિત જ હોય એ તો. બાકી આમ તો અહંકારને જરાય જ્ઞાન નથી. બુદ્ધિ એકલી જાણી શકે નહીં આત્માને. અહંકાર સહિત બુદ્ધિ હોય તો જ જાણી શકે.

**પ્રશ્નકર્તા :** આત્માની ઓળખ અહંકારને થાય છે, એનો અર્થ એવો થયો ?

**દાદાશ્રી :** બીજા કોને થાય ? બીજી કોઈ વસ્તુ નથી આમાં.

**પ્રશ્નકર્તા :** દાદા જ્ઞાન આપે છે તે ઘડીએ તો અહંકાર લઈ લે છે, પછી જાણનારો કોણ રહ્યો ?

**દાદાશ્રી :** શું કામ છે હવે પેલા અહંકારનું ? જેટલો જરૂરિયાત પૂરતો અહંકાર છે, ડિસ્ચાર્જ અહંકાર, તે ડિસ્ચાર્જ એનું કામ કર્યા કરશે. હવે રહ્યું જ ક્યાં આગળ ? અહંકાર સિવાય તો સંસારનું કોઈ કાર્ય જ ના થાય. પણ તે તમારે ડિસ્ચાર્જ અહંકાર છે એ, પણ પેલો ચાર્જ અહંકાર બંધ થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** એ તો આપે પેલું કહ્યુંને કે આત્માને કોણ જાણે

છે, અહંકાર જાણે છે, તો અહંકાર તો લઈ લીધો તમે, પછી ક્યાં રહ્યો જાણનારો ?

**દાદાશ્રી :** ના, એ તે દહાડે જાણ્યું એટલે તો એનું બધું છૂટી ગયું બિચારાનું. એ જાણીને છૂટી ગયો. 'હું'પણુંય છોડી દીધું ને માલિકીયે છોડી દીધી ને અહંકારેય છૂટી ગયો. બધું ખલાસ થઈ ગયું તે દહાડેથી. જીવતો અહંકાર ખલાસ થઈ ગયો, આ ડિસ્ચાર્જ રહ્યો.

**પ્રશ્નકર્તા :** તો પછી આ અહંકારને કોણ જાણે છે ?

**દાદાશ્રી :** આત્મા જાણે છે. જ્યારે અમે આ લાઈન ઑફ ડિમાર્કેશન મારીએ, ત્યારે અહંકાર (એટલે આઈ વીથ ચંદુ), બુદ્ધિ સહિત સમજી જાય કે આ મારું અસ્તિત્વ જ ખોટું છે. અને શુદ્ધાત્માને જાણી જાય કે આ જ છે. મૂળ સ્વભાવ શુદ્ધાત્મા, એટલે એને સોંપી દે. પછી બધું છૂટું થઈ જાય. આમાં ક્યાં સમજવાની ભૂલ થાય ? શુદ્ધાત્માને જાણી જ જાયને, આમ ને આમ ના જાણે. અજ્ઞાની માણસને આત્મા જાણવા માટે આખાં બધાં શાસ્ત્રો મૂક્યાં. આ તો હું જ્ઞાન આપું ત્યારે શુદ્ધાત્માને જાણવાનું થાય, નહીં તો શી રીતે જાણી શકે ? અને એ જાણે તે દહાડે પોતાનું અસ્તિત્વ ખલાસ થાય. જ્યારે અહંકાર છે તે બુદ્ધિ સહિત આત્માને જાણે ત્યારે એનું પોતાનું અસ્તિત્વ ખલાસ થાય. એટલે આ વાક્ય બહાર લઈ જવાનું નહોય. જો જો આ વાતો, આત્મિક વાક્યો બહાર લઈ જઈએને તો બહાર ગોટાળો ઊભો થઈ જશે. તમારું કહેવું ખરું છે કે 'અહંકાર આત્મા જાણે છે' એવું કહે, પછી લોકો જાણે કે આ લોકો ઊંધા ચાલે છે. બાકી, અહંકાર આત્માને ક્યારેય પણ ન જાણી શકે. ફક્ત જ્ઞાની પુરુષ જ્ઞાન આપે ત્યારે અહંકાર પોતે સમજે છે કે આ મારું સ્વરૂપ ન હોય. 'આ' જ છે તે, હું તો વચ્ચે વગર કામનો છું, પોતાનું અસ્તિત્વ જ એ ડિઝૉલ્વ કરી નાખે છે.

**પ્રશ્નકર્તા :** પછી તે આત્મા અહંકારને જુએને ?

**દાદાશ્રી :** આત્મા તો અહંકારને પહેલેથી જોતો'તો. આ સંસારીનેય

આત્મા તો જુએ કે 'મારો અહંકાર વધી ગયો, ઘટી ગયો.' ના જાણે ? એને જાણનારો કોણ હશે ? 'મારી બુદ્ધિ વધી ગઈ છે, મારી બુદ્ધિ અવળી ચાલે છે, ઊંધી ચાલે છે', બધું જાણનારો કોણ ?

**પ્રશ્નકર્તા :** અહંકાર આત્માને જાણે છે, એ જરા બરાબર નહીં સમજાયું.

**દાદાશ્રી :** એ જાણતો જ નથી. આ તો આપણી ભાષામાં વાત છે, વાસ્તવિકતામાં. બહારની ભાષામાં નથી આ. જ્યારે અમે જ્ઞાન આપીએને ત્યારે જ એ અહંકાર છૂટી જાય છે, ત્યાં સુધી એ અહંકાર જતો રહેતો નથી. અમે જ્ઞાન આપીએ ત્યારે, જ્ઞાનમાં 'એ' સ્તબ્ધ થઈ જાય છે કે આમાં મારો સ્કોપ ક્યાં આગળ ? મારું માલિકીપણું ક્યાં ને મારો સ્કોપ ક્યાં ? તે વખતે લાઈન ઑફ ડિમાર્કેશનમાં સમજી જાય છે એમાં, કે આ જ શુદ્ધાત્મા છે એટલે એ પોતે 'હું'પણું ત્યાં છોડી દે છે. અહંકાર પોતે છોડી દે છે. આ આત્માને જાણી જાય છે કે આત્મા જ છે. આ જ માલિક છે. એટલે તરત કૂંચી સોંપી દે છે. જેમ સાચો પ્રેસિડન્ટ આવે તો આ ઝૈલસિંઘને (વચગાળાના પ્રેસિડન્ટને) છોડી દેવું પડે કે ના પડે કે ઝૈલસિંઘ પછી બૂમાબૂમ કરે ?

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાન થાય છે એટલે અહંકાર જાય છે ને ?

**દાદાશ્રી :** પહેલું જ્ઞાન નથી થતું, પહેલો અહંકાર જાય છે. પછી જ્ઞાન થાય છે. અહંકાર જાય છે શેનાથી ? વિરાટ સ્વરૂપના પ્રતાપથી અહંકાર જાય છે.

**પ્રશ્નકર્તા :** પેલુ અહંકાર છૂટે એટલે પોતે મૂળ વસ્તુમાં બેસી ગયો, કીધું. તો મૂળ વસ્તુથી જુદો પડ્યો'તો, એવું પણ કહી શકાય ને ?

**દાદાશ્રી :** ના. એવું જુદું પડ્યો'તો એવું કશું નહીં. જુદો પડ્યો'તો ને બંધ થયો તો એવું નહીં. આ બધી રોંગ બિલીફો હતી, તે ઊડી ગઈ.

**પ્રશ્નકર્તા :** પણ એમ ના કહેવાય દાદાજી કે આ અહંકાર ઊભો

થયો એટલે આ (આત્મા) ઢાંકેલો પડેલો હતો ?

**દાદાશ્રી :** હા, પણ એ તો એનો આત્મા લાભ જ ના મળે ને !

**પ્રશ્નકર્તા :** હા, એટલે એનું આ એ અહંકારનું આવરણ હતું એના પર એ, નહીંતર તો એ પ્રકાશમાં છે જ પોતે.

**દાદાશ્રી :** બસ એવું છે ને, એ કહે છે હું છે તો હિન્દુસ્તાનનો પ્રેસિડન્ટ છું એવું બોલે, એટલે કંઈ શેઠપણું જતું રહ્યું એનું ?

**પ્રશ્નકર્તા :** ના, ન જતું રહ્યું. તમે કહ્યું ને પેલું, કે ભોગવે છે એ અને મોક્ષેય એને જ જવું છે.

**દાદાશ્રી :** ત્યારે બીજું કોને જવાનું ? બંધાયેલો છે તેનો મોક્ષ થાય ને !

**પ્રશ્નકર્તા :** પણ એક રીતે જોઈએ તો એનું અસ્તિત્વ છે જ નહીં.

**દાદાશ્રી :** અસ્તિત્વ છે નહીં. છતાં પણ એનું માનેલું છે ને !

**પ્રશ્નકર્તા :** એટલે 'એને' ખબર પડે કે આ મારું અસ્તિત્વ નથી એટલે એનો મોક્ષ થયો.

**દાદાશ્રી :** આ બધું ઊડી ગયું એનું.

**પ્રશ્નકર્તા :** જે એ માને છે એ કોણ છે ?

**દાદાશ્રી :** અહંકાર બીજું કોણ ? બુદ્ધિ સહિત.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ સહિત ?

**દાદાશ્રી :** એટલે એ અહંકાર, હંમેશા આખું અંતઃકરણ સહિત જ હોય, એકલો ના હોય.

**પ્રશ્નકર્તા :** એટલે અંતઃકરણ સહિત જે અહંકાર છે એને જ આત્મા જાણવાની ઈચ્છા છે ને ?

**દાદાશ્રી :** નહીં. આત્મા જાણવાની કોઈને કંઈ ઈચ્છા નથી.

એમને આત્મા જાણવાની ઈચ્છા શું કરવા ? એમને શું જરૂર આત્માની?

**પ્રશ્નકર્તા :** મોક્ષે જવું છે, એ કહ્યું ને.

**દાદાશ્રી :** એમને તો આ સુખ જોઈએ છે. અમારું સુખ ક્યાં ખોવાયુ ? ત્યારે કહે, નથી ખોવાઈ ગયું આમાં તારું. આ અહીં આવતા રહો. આ અહંકાર કહે છે ને, હું દુઃખી દુઃખી થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** પણ તો પછી અહંકાર તો ત્યાં જવાનો નથી.

**દાદાશ્રી :** ના, જવાનો નથી. એ ઊડી જાય એટલે આવી ગયું, એ બધું. એ માન્યતા, રોંગ બિલીફો હતી, એ ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** આ સુખ-દુઃખનોય ભમ્ર ઊભો થયો છે.

**દાદાશ્રી :** આપણે આ ભ્રમ જ છે ખાલી. બીજુ કશું છેય નહીં. ભ્રમ છે પણ પાછું એ રિલેટિવ સત્ય છે. બિલકુલ ભ્રમણામાં ચિંતા ના હોય. આ તો રિલેટિવ સત્ય છે. ઈલ્યુઝનમાં તો બહુ આપણને ગભરામણ ને બધું અવળું દેખાય ને એવું બધું થાય. પણ ચિંતા ના હોય. ચિંતા તો, આ રિલેટિવ સત્ય માન્યું છે, એટલે ચિંતા થાય.

**પ્રશ્નકર્તા :** આ બધું મારું માન્યું છે એટલે...

**દાદાશ્રી :** કેવું સજ્જડ માન્યું છે !

## દૃષ્ટિ શું ? દૃષ્ટિ કોને ?

આ જ્ઞાન મળ્યા પછી 'પોતે' હવે સમ્યક દૃષ્ટિવાળો થયો. પહેલાં 'પોતે' મિથ્યાદૃષ્ટિવાળો હતો. આ રોંગ બિલીફો ફ્રેક્ચર કરી નાખે, ત્યારે રાઈટ બિલીફ બેસે. રાઈટ બિલીફ એટલે સમ્યક્ દર્શન. એટલે પછી 'હું ચંદુભાઈ ન હોય, હું શુદ્ધાત્મા છું', એવી બિલીફ બેસી જાય. બંને અહંકારની જ દૃષ્ટિ છે. પેલી દૃષ્ટિ એ દૃશ્યને જોતી હતી, ભૌતિક વસ્તુને અને આ દૃષ્ટિ ચેતન વસ્તુને જુએ. ચેતન છે તે દ્રષ્ટા છે અને પેલું બીજું બધું દૃશ્ય છે. ચેતનના દ્રષ્ટા અને જ્ઞાતા બન્ને ગુણ છે.

**પ્રશ્નકર્તા :** દૃષ્ટિ એ દ્રષ્ટાનું કાર્ય છેને ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** તો દૃષ્ટિ શું છે ?

**દાદાશ્રી :** દૃષ્ટિ તો અહંકારને છે. આત્માને દૃષ્ટિ ના હોય. આત્માને તો સહજ સ્વભાવે મહીં દેખાયા કરે, મહીં અંદર ઝળકે ! પોતાની અંદર જ બધું ઝળકે !

**પ્રશ્નકર્તા :** તો પછી આ આત્માને જાણનાર કોણ છે ? આત્મજ્ઞાન થાય છે તે કોને થાય છે ?

**દાદાશ્રી :** એ અહંકારને દૃષ્ટિ થાય છે. પેલી મિથ્યાદૃષ્ટિ હતી, તેના કરતાં 'આમાં' વધારે સુખ પડ્યું એટલે પછી એ અહંકાર ધીમે ધીમે આમાં ઓગળતો જાય છે. અહંકાર શુદ્ધ થયો કે એ શુદ્ધાત્મા જોડે ઓગળી જાય છે, બસ ! જેમ સાકરની પૂતળી હોય ને તેલમાં નાખીએ તો ઓગળે નહીં, પણ પાણીમાં નાખીએ તો ઓગળી જાય, એવી રીતે છે. એટલે શુદ્ધાત્માની દૃષ્ટિ* થઈ કે બધું ઓગળવા માંડે. ત્યાં સુધી અહંકાર છે.

## એ અહંકાર નહિ પણ 'હું' !

**પ્રશ્નકર્તા :** એટલે આ અહંકાર જ બોલે છેને ? જે અવળો ચાલ્યો હતો તે જ હવે... 'હું શુદ્ધાત્મા છું' એમ બોલે છે ?

**દાદાશ્રી :** 'હું', 'હું' (જાગૃત આત્મા) બોલે છે, અહંકાર નથી બોલતો. અહંકાર તો જુદો રહે. અહંકાર ના બોલે. 'હું', 'હું' પોતાનું સ્વરૂપ જ. હવે (મૂળ) સ્વરૂપ જાતે બોલે નહીં, પણ આ ક્રિયા એના તરફની ફરેલી છે. શુદ્ધાત્મા આપણે બોલીએ છીએ તે શુદ્ધાત્માય પોતે શબ્દ નથી, આ ક્રિયા એ તરફ ફરી છે હવે. 'તમારી' શ્રદ્ધા ફરી, બિલીફ ફરી, તેમ તેમ આવરણ તૂટતું જાય. આવરણ તોડનારી વસ્તુ છે આ. પણ 'હું'નું અસ્તિત્વ, 'હું શુદ્ધાત્મા છું' એ જ ભાન છે.

*(દૃષ્ટિના વધુ રેફરન્સ માટે આપ્તવાણી-૩, ૮ અને ૧૩)

ભાનમાં ફેરફાર થયો. અહંકાર હોય તો કામમાં જ ના લાગેને! એ વસ્તુ જ જુદી છે. અહંકારને લેવાદેવા નથી. અહંકાર ઓગળ્યા પછી તો પોતાનું સ્વરૂપ, 'એ'(ભાન) થાય. આ વચગાળાનું બધું કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** ભૂલો પડેલો અહંકાર એ કયો, સજીવ કે નિર્જીવ?

**દાદાશ્રી :** સજીવ.

**પ્રશ્નકર્તા :** ભૂલો એટલે અહંકાર કેમનો ભૂલો પડે ?

**દાદાશ્રી :** જ્યારથી એને ખબર પડે, કોઈ કહે કે આ ખોટો રસ્તો છે. પાછો ફરે ત્યારથી એ નિર્જીવ કહેવાય. પછી નિર્જીવ અહંકારથી 'એ' પાછો જાય છે.

**પ્રશ્નકર્તા :** બરાબર. પણ પાછા જવું એ નિર્જીવ અહંકાર ?

**દાદાશ્રી :** કોઈક 'એને' પાછો કાઢે કે 'આ રસ્તો ખોટો, અહીં ક્યાં ? આ તો મૂઆ અહીં આમ જઈશ.' ત્યારે કહે છે કે હેં ? હેંડ્યો પાછો. તો પાછા નિર્જીવ અહંકારથી જવું પડે. તે ઘડીએ સજીવ અહંકાર નહીં. આ બીજા બધા લોકો મળે. ત્યાર પછી કહે, આ કેમ પાછો જાય છે ? આમ જા, તે પછી ત્યાં હેંડે. તે પાછો સજીવ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** અહંકાર સજીવ છે કે નિર્જીવ એનું ડિમાર્કેશન કેવી રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** કઈ બાજુ જઈ રહ્યો છે તે દિશા પરથી ખબર પડે.

**પ્રશ્નકર્તા :** ઊંધે રસ્તે ગયો અને માર ખાય એ બધો સજીવ?

**દાદાશ્રી :** સજીવ જ છે. અહંકાર બળ્યો સજીવ જ છે. નિર્જીવ ક્યારે થાય, કે એને કોઈ કહે કે 'આ રસ્તો ના હોય. આ ખોટે રસ્તે છું. આ બિલીફ તારી ખોટી છે. તું પાછો જા.' પાછો ફરે તે ઘડીએ નિર્જીવ અહંકારથી ચાલે છે. આમ પહેલો જતો હતો તે સજીવ અહંકારથી અને પાછો ચાલે છે એ નિર્જીવ અહંકારથી. ભલેને સાતસેં માઈલ ચાલશે, પણ નિર્જીવ અહંકારથી.

## નિશ્ચય કામનો, વ્યવહાર નિકાલી...

**પ્રશ્નકર્તા :** એ નિર્જીવ અહંકારને શુદ્ધ અહંકાર કહી શકાય ?

**દાદાશ્રી :** હા, શુદ્ધ અહંકાર કહેવાય. એ બન્નેમાં ફેર એટલો જ છે કે શુદ્ધ અહંકાર એમાં કોઈ પરમાણુ નથી હોતું. ક્રોધ-માન-માયા-લોભ, રાગ-દ્વેષ કશું પરમાણુ નહીં. બિલકુલ બધા પરમાણુ કાઢી કાઢી કાઢીને શુદ્ધ કરેલું. બધા પરમાણુ કાઢી લીધેલા. અને કાઢતાં કાઢતાં એ પ્રયોગ જ છે આખો. પરમાણુ કાઢતાં કાઢતાં કાઢતાં કાઢતાં શુદ્ધ અહંકાર રહ્યો, એ આત્મામાં ભેગો થઈ જાય. અને શુદ્ધ રહ્યો એ નિર્જીવ જ છે. જોવા જાય, તો પણ આ નિર્જીવમાં (અક્રમ માર્ગમાં તો) બધા પેલા પરમાણુ તો છે જ.

**પ્રશ્નકર્તા :** પેલા ક્રોધ-માન-માયા-લોભ એ પરમાણુઓ ને ?

**દાદાશ્રી :** હા, કારણ કે આપણને તો રસ્તે જતા આ પ્રાપ્ત થયેલું છે ને !

**પ્રશ્નકર્તા :** તો 'મારું' બાદ કરતાં સેપરેટ કરવાથી જે 'આઈ' રહે છે, એ અહંકાર ?

**દાદાશ્રી :** એ 'આઈ' રહ્યો 'આઈ', એ 'આઈ' 'માય' સાથે અહંકાર કહેવાય. 'માય' તેમાં ભળી ના જાય તો 'આઈ' તો નિર્અહંકાર છે, આત્મા કહેવાય. બિલકુલ 'માય'નો છાંટો ના રહે એક પરમાણુનો, તો એ આત્મા કહેવાય. નહીં તો 'માય' સાથેનો 'આઈ' અહંકાર કહેવાય.

**પ્રશ્નકર્તા :** આપે આપ્તસૂત્રમાં કહ્યું છે કે ક્રમિક માર્ગમાં અહંકારને શુદ્ધ કરતાં કરતાં, ડેવલપ કરતાં કરતાં ત્યાં સુધી લઈ જવાનો છે કે એ પોતે જ ભગવાન સ્વરૂપ થઈ જાય. અહંકાર જ ભગવાન બની જાય.

**દાદાશ્રી :** શુદ્ધ અહંકાર થાય. એ અહંકારમાં જે વિકૃતિ હતી તે માત્ર કાઢી નાખી. તે શું શું વિકૃતિ ? ત્યારે કહે, જે નબળાઈ ક્રોધ-માન-માયા-લોભ, રાગ-દ્વેષ પરમાણુ માત્ર ખેંચી લીધા. એ શુદ્ધ અહંકાર રહ્યો.

શુદ્ધ અહંકાર થાય એ શુદ્ધાત્મા જેવો થઈ જાય. એટલે પણ છેલ્લો શુદ્ધ અહંકાર થાય ત્યારે. ત્યાં સુધી તો નેવું ટકા શુદ્ધ અને દશ ટકા અશુદ્ધ.

**પ્રશ્નકર્તા :** દાદા, એ શુદ્ધ અહંકાર ભેગો થઈ જાય, આત્મા ને એ, આપે કહ્યું, તે કોણ કોને ભેગો થઈ જાય ?

**દાદાશ્રી :** કોઈ કોઈને ભેગા નથી થતા. શુદ્ધ અહંકાર થયો, શુદ્ધ થઈ ગયો એટલે સ્વભાવ, સ્વભાવ થઈ ગયો. સ્વભાવે સ્વભાવ એક થઈ ગયો. અને જ્યાં સુધી અશુદ્ધ ચેતન છે, વિભાવ છે ત્યાં જુદો રહ્યો છે. દસ ટકા અશુદ્ધિ હોય, નાઈન્ટી પરસેન્ટ શુદ્ધ હોય તોય નહીં ચાલે. ત્યાં સુધી (ક્રમિક માર્ગના) જ્ઞાની બોલે, 'હું જુદો ને તમે શિષ્ય જુદા છો.' ત્યાં સુધી જ્ઞાની અકળાયેય ખરા.

**પ્રશ્નકર્તા :** હા પણ તમે કહો છો, શુદ્ધ અહંકાર થાય છે પણ તે રિલેટિવમાંથી રિયલ થાય છે. એ તો કાંઈ ફોડ પડ્યો જ નથી.

**દાદાશ્રી :** ના, પણ શુદ્ધ અહંકાર થાય છે ને સ્વભાવથી જ એકાકાર થઈ જાય છે, શુદ્ધાત્મા ને અહંકાર. કારણ કે 'હું' એકલું જ રહે છે. બીજું કશું રહ્યું જ નહીં, એય અજાયબી છે ને !

**પ્રશ્નકર્તા :** ક્રમિક માર્ગમાં છેલ્લા સ્ટેપમાં 'હું' રહે છે ?

**દાદાશ્રી :** 'હું' એકલું જ રહે છે.

**પ્રશ્નકર્તા :** હવે એ 'હું' ઓગળે છે, પોતે કરીને (જાતે) તો ઓગળતું નથી ?

**દાદાશ્રી :** ના, 'હું' બેસેય ક્યાં આગળ ? શુદ્ધાત્મામાં બેસી જાય.

**પ્રશ્નકર્તા :** હા, શુદ્ધાત્મામાં બેસે, પણ જ્યારે આ બીજી જગ્યાએ 'હું' બેઠો છે, માટે શુદ્ધાત્મા નથી મળ્યો, એવું એને સમજાવનારો તો જોઈએ ને?

**દાદાશ્રી :** આ 'હું'માં સહેજ પણ પરમાણુ બીજા હોય, ત્યાં સુધી 'હું' બહાર બેસે. અને પરમાણુ ગળી ગયા, ગલન થઈ ગયા, એટલે

'હું' એની મહીં બેસી જ જાય, એ જ મોક્ષ, એ જ છેલ્લો અવતાર. અને ચરમ શરીર કહેવાય. એ દેહ કાપે તો કપાય નહીં તેવો હોય.

ક્રમિક માર્ગ છે એમાં ઠેઠ છેલ્લા અવતાર સુધી અહંકાર હોય. પણ એ અહંકાર કેવો હોય ? એ અહંકાર શુદ્ધ થતો થતો થતો થતો થતો લોભના પરમાણુ નીકળી જાય, માનના પરમાણુ નીકળી જાય, ક્રોધના પરમાણુ નીકળી જાય, વક્રતાના પરમાણુ નીકળે, માયાના, બધા પરમાણુ નીકળતા નીકળતા નીકળતા નીકળતા... જે 'હું' રહ્યું તદ્દન શુદ્ધ, તે અને શુદ્ધાત્મા બે એકાકાર થઈ જાય એની મેળે જ, ઓટોમેટિકલી, એનું નામ આ ક્રમિક માર્ગ.

દરેકનામાં ત્રણ વસ્તુ છે; પ્રકૃતિ, અહંકાર ને શુદ્ધાત્મા. તમને (મહાત્માઓને) અહંકાર નિર્મૂળ થયો. હવે તમને બે વસ્તુ રહી. એક પ્રકૃતિ અને બીજો શુદ્ધાત્મા.

**પ્રશ્નકર્તા :** હવે આ પ્રકૃતિ એ જેવા ભાવે રંગાયેલી છે એવા ભાવે એ ડિસ્ચાર્જ થશે, તો તે વખતે 'હું' નથી હોતું ?

**દાદાશ્રી :** એ તો પરિણામ છે ને !

**પ્રશ્નકર્તા :** તેનું પરિણામ જ રહે છે એકલું ?

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** એટલે એમાં 'હું'ની જરૂર નથી હોતી ?

**દાદાશ્રી :** 'હું'ની જરૂર નહીં. પરિણામમાં કશી જરૂર નહીં. એટલે 'હું' હોય છે ખરું પણ તેય પરિણામ સ્વરૂપ, ડિસ્ચાર્જ સ્વરૂપ.

**પ્રશ્નકર્તા :** એટલે પ્રકૃતિની ક્રિયા પૂરી થવા પૂરતું એને 'હું' હોય છે ?

**દાદાશ્રી :** હા, બસ એટલું જ.

**પ્રશ્નકર્તા :** એટલે એની સહી હોય તો પેલી પ્રકૃતિ પૂરી થાય, એવું ?

**દાદાશ્રી :** ના, જેવું નાટક ભજવ્યું'તું એવું જ નાટક અહીં ભજવવું પડે. પેલું કર્તાભાવે નાટક ભજવેલું, એવું જ અહીં ભોક્તાભાવે ભજવવું પડે. તો જ એ ચોખ્ખો થાય, પ્યૉર. આ ભોક્તાભાવે હોય છે, એનું એ જ નાટક. ભોક્તા એટલે અહંકાર ખરો પણ ડિસ્ચાર્જ હોય અને કર્તા એટલે અહંકાર ખરો પણ તે ચાર્જ ભાવે હોય.

## 'હું' રહ્યું ડિસ્ચાર્જ પરિણામ સ્વરૂપે !

**પ્રશ્નકર્તા :** આમાં 'હું' જ જ્ઞાતા-દ્રષ્ટા થયો છે ? અત્યારે એને ભાન થયું કે 'હું' તો શુદ્ધાત્મા છું, તો એ 'હું' જ જ્ઞાતા-દ્રષ્ટાપદમાં રહે છે ?

**દાદાશ્રી :** એ પ્રજ્ઞા.

**પ્રશ્નકર્તા :** તો 'હું' ક્યાં હોય છે, તે વખતે ?

**દાદાશ્રી :** હું તો ડિસ્ચાર્જ કર્મમાં છે.

**પ્રશ્નકર્તા :** 'હું' ડિસ્ચાર્જ કર્મમાં જ રહ્યું ?

**દાદાશ્રી :** હં. 'હું'નો વાંધો નથી. 'હું છું' એનું અસ્તિત્વ છે ને, જે અસ્તિત્વ છે એ બોલવામાં વાંધો શું છે ? 'હું છું' એનું બોલે છે કે 'હું શુદ્ધાત્મા છું'. પેલું તો નાસ્તિત્વને અસ્તિત્વ માને છે. જ્યાં પોતે નથી ત્યાં 'હું ચંદુલાલ છું' કહેશે. 'તમે ચંદુલાલ' શી રીતે ? ત્યારે 'બાએ નામ પાડેલું' કહે છે. ત્યારે મૂઆ તારી બાએ નામ પાડ્યું તો લખી આપ્યું છે. તારી બાએ વળી બામણને પૂછયું હશે, શું નામ પાડું ? બધું પોલંપોલ દુનિયામાં.

રાગ-દ્વેષ નહીં થવાના આપણે. તને થતાં નથી હવે પછી શું? બહુ ઊંડા ઉતરીએને ત્યારે કોઠી ધોઈને કાદવ નીકળે પછી, જાડું સારું. થોડુંક જાણી લીધું પછી બહુ ઊંડા ઉતર ઉતર નહીં કરવાનું.

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે એ 'હું' આખું પરિણામ સ્વરૂપ છે ને? તો એ કોનું પરિણામ સ્વરૂપ છે ?

**દાદાશ્રી :** ગયા અવતારે એ પ્રતિષ્ઠિત કર્યું તેનું પરિણામ. 'આ મેં કર્યું.' પુદ્ગલનું પરિણામ સ્વરૂપે.

**પ્રશ્નકર્તા :** તો ગયા અવતારે એ કરનારો એ કોણ રહ્યો ?

**દાદાશ્રી :** 'હું' એનું એ જ છે.

**પ્રશ્નકર્તા :** હં, તો એ પાછું જુદું પડ્યું ને !

**દાદાશ્રી :** ના, એ ત્યાં સુધી જીવે છે કે બીજાને જીવતો કરીને જતો રહે છે.

**પ્રશ્નકર્તા :** તો જ્ઞાન દર્શનને અને 'હું'ને સંબંધ શો છે ?

**દાદાશ્રી :** કશોય નહીં.

**પ્રશ્નકર્તા :** કશોય નહીં ? તો રોંગ બિલીફ કીધીને એને. બિલીફ કીધીને, રોંગ બિલીફ.

**દાદાશ્રી :** બિલીફ એ દર્શન છે.

**પ્રશ્નકર્તા :** હં. તો રોંગ બિલીફથી 'હું' ઊભું થાય છે, એવું કહ્યું ને !

**દાદાશ્રી :** 'હું' (પ્રતિષ્ઠિત આત્માવાળો હું) તો 'હું' (વિભાવિક હું)થી જ ઊભો થાય છે. (માટે એને દર્શન સાથે સીધો સંબંધ નથી.)

**પ્રશ્નકર્તા :** 'હું' 'હું'થી જ ઊભું થાય છે, એ કેવી રીતે ?

**દાદાશ્રી :** બીજાને જીવતો કરીને પોતે મરે છે. બીજાને જન્મ આપીને મરે છે.

**પ્રશ્નકર્તા :** એ જરા એમ ફોડ પાડોને, થોડો. એટલે બીજાને જન્મ આપીને પોતે જતો રહે છે એટલે ?

**દાદાશ્રી :** (પ્રતિષ્ઠિત આત્માવાળો 'હું') આ પ્રતિષ્ઠા કર કર કરે છે. એને પોષણ આપ આપ કરે છે. પોતાની સ્વરૂપ મૂર્તિ ઘડે છે. પછી જતી વખતે છે તે બીજાને જન્મ આપી દે છે તરત. પેલો કામ કરતો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે એક અવતાર પૂરતું આખું હોય છે, એવું છે કે પ્રત્યેક અવસ્થામાં ઊભું થાય છે અને ઍન્ડ આવે છે એનો ? કહ્યું ને કે પ્રતિષ્ઠા કરી એટલે બીજાને જીવતો કર્યો અને પોતે ગયો, તો એ પ્રત્યેક અવસ્થા વખતે હોય છે કે આખી જિંદગી એક જ ચાલે છે ?

**દાદાશ્રી :** આખી જિંદગી એક જ.

**પ્રશ્નકર્તા :** એક જ હોય છે અને આવતા જન્મ માટે...

**દાદાશ્રી :** તે જુદો. તે પછી આખી જિંદગી એકનો એક જ પાછો.

**પ્રશ્નકર્તા :** તો એ આપ જ્ઞાન આપો છો ત્યારે એને અસર પહોંચે છે કે કોને અસર પહોંચે છે એની ?

**દાદાશ્રી :** પુદ્‌ગલને.

**પ્રશ્નકર્તા :** એટલે એ જે બીજાને જીવતો કરતું હતુંને, એ ઊડી જાય છે?

**દાદાશ્રી :** ઊડી જાય, રોંગ બિલીફ ઊડી જાય એટલે ઊડી જાય. રોંગ બિલીફથી જીવતું થાય. રોંગ બિલીફ ઊડી જાય એટલે જીવતું બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એવો કે રોંગ બિલીફથી હું જીવતું થાય છે ?

**દાદાશ્રી :** રોંગ બિલીફથી આ સંસાર ઊભો રહ્યો છે તે ! એટલે એક 'હું' નહીં, કેટલાય 'હું'.

**પ્રશ્નકર્તા :** તો પછી 'હું'ને અને દર્શનને સંબંધ થયો ને ?

**દાદાશ્રી :** કશોય સંબંધ નહીં.

**પ્રશ્નકર્તા :** કેમ પેલું મિથ્યા દર્શનથી 'હું' ઊભું રહ્યું છેને ! એવું નથી, તો કેવું છે ? તો હકીકત શું છે, આ 'હું'ની ?

**દાદાશ્રી :** રોંગ બિલીફ છે.

**પ્રશ્નકર્તા :** કારણ કે પેલી બિલીફમાં ફેરફાર થયોને તો 'હું' ઓગળી ગયેલું દેખાય છે. કોઈ પણ અવસ્થામાં 'હું' ઊભું થતું હોય અને બિલીફમાં ફેરફાર થાય તો 'હું' ઓગળેલું દેખાય.

**દાદાશ્રી :** તે રાઈટ બિલીફ બેસે એટલે ઊડી જાય. રોંગ બિલીફથી કાયમનો ઊભું થયેલું છે. (દર્શન એ આત્માનો કાયમનો ગુણ છે અને બિલીફ અહંને ઊભી થઈ છે તે વિનાશી છે, માટે બેને સંબંધ નથી.)

**પ્રશ્નકર્તા :** બરોબર.

**દાદાશ્રી :** આપણે રાત્રે સૂઈ ગયા હોય અને બપોરે છે તે પુસ્તક વાંચ્યું હોય, ભૂતની વાતો વાંચી હોય બપોરે, રાત્રે એકલા સૂઈ ગયા હોય તો જોડેની રૂમમાં પ્યાલો ખખડ્યો તો તરત મનમાં એમ થયું કે કોઈ છે નહીં ને સાલું આ કોણ... એકદમ મહીં ભૂતનું ભય પેસી જાય તે કેટલા વાગ્યા સુધી...ક્યાં સુધી રહે એ ?

**પ્રશ્નકર્તા :** સવાર સુધી. સવારે દિવસ ઊગે ત્યાં સુધી.

**દાદાશ્રી :** એ સવાર સુધી ફોડ ના પડે ત્યાં સુધી રહે. પછી રાઈટ બિલીફ બેસે એટલે ઊડી જાય કે ના, આ તો ખોટી વાત છે, આ કશું છેય નહીં. આમ એવી રીતે આ રોંગ બિલીફથી ચાલ્યા જ કરે છે ભૂતની અસર. તે કેટલાય અવતારે તમારે ગઈ અસર (આ જ્ઞાન મળવાથી) !

## 'હું'ને ઓળખનારો, થયો ભગવાન !

**પ્રશ્નકર્તા :** આ તો આપનું વાક્ય એવું નીકળેલું કે અહંકારને ઓળખે તો ભગવાન બનાવે એવો છે. એટલે અહંકારને ઓળખવાનો ?

**દાદાશ્રી :** અહંકારને ઓળખે તો બહુ થઈ ગયુંને ! કોઈ અહંકારને ઓળખી શકે નહિને !

**પ્રશ્નકર્તા :** એ ના સમજાયું. અહંકારને ઓળખવો એટલે શું ?

**દાદાશ્રી :** અહંકારને ઓળખે એટલે આખા પુદ્ગલને ઓળખવું.

'હું'ના કહેનારને સારી રીતે ઓળખવા, આખું પુદ્‌ગલને ઓળખ્યું, તો ભગવાન જ થઈ ગયોને !

**પ્રશ્નકર્તા :** એ 'હું' એટલે આખું પુદ્‌ગલ ઓળખવું એવુંને ?

**દાદાશ્રી :** 'હું' એટલે જ આખું પુદ્‌ગલ. હું એટલે બીજું કોઈ નહિ. માટે આ પુદ્‌ગલ બધું અહંકારનું જ છે. એ અહંકારને ઓળખે એનું કલ્યાણ થઈ જાય. અહંકાર કરે છે ખરા બધા. પણ ઓળખતા નથીને !

**પ્રશ્નકર્તા :** આમાં અહંકાર અને એને ઓળખનારો કોણ ?

**દાદાશ્રી :** ઓળખનારો એ જ ભગવાન છે.

**પ્રશ્નકર્તા :** હવે એ અહંકારને પુદ્‌ગલનું સ્વરૂપ કીધું, તો એ અહંકાર પણ ભગવાન થાય છે પાછો.

**દાદાશ્રી :** એ અહંકાર શુદ્ધ થતો થતો થતો શુદ્ધ અહંકાર થાય છે ત્યારે આ 'ભગવાન' ને 'એ' બધું એકાકાર થઈ જાય છે. શુદ્ધ અહંકાર એ જ શુદ્ધાત્મા છે. અશુદ્ધ અહંકાર એ જીવાત્મા.

**પ્રશ્નકર્તા :** અહંકારનું સ્વરૂપ ઓળખાય ત્યાર પછી 'એ' શુદ્ધ તરફ જાય છે ?

**દાદાશ્રી :** હા, ત્યારે જ ને ! પણ તે આખું ઓળખાય નહીં, આખું ઓળખાય તો ભગવાન થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** હવે અહંકાર પુદ્‌ગલનું સ્વરૂપ કીધું, તો એ પોતે એમાંથી શુદ્ધ થાય છે કઈ રીતે ? અશુદ્ધ તરફથી શુદ્ધમાં એ કઈ રીતે આવે છે ?

**દાદાશ્રી :** એ શેની ભજના છે ? શુદ્ધની ભજના હોય તો શુદ્ધ થાય. 'હું શુદ્ધાત્મા છું' એ ભજના હોય તો શુદ્ધ થાય. નહિ તો 'હું રાજા છું' તો રાજા થઈ જાય.

ભજના કરે એ અહંકાર જ. અશુદ્ધની ભજના કરે છે ત્યાં સુધી

આવો અશુદ્ધ થાય છે, શુદ્ધની ભજના કરે તો આવો શુદ્ધ થઈ જાય. જેવું ચિંતવે એવો થયા કરે. આખો દહાડો ચોરીઓ કરતો હોય એ શુદ્ધાત્માની શી રીતે ભજના કરે ? 'હું ચોર જ છું' એવી ભજના થયા કરેને ? અને તે થઈ જ જાય ચોર.

**પ્રશ્નકર્તા :** એટલે આ પાછું એ જેવો વ્યવહાર કરે એવી ભજના હોય જ એની ?

**દાદાશ્રી :** વ્યવહાર ઉપર જ ભજના બધી. એની ભજના હોય એ પ્રમાણે જ વ્યવહાર હોય અને વ્યવહાર હોય એ પ્રમાણે ભજના હોય. એક ફક્ત છેલ્લા અવતારમાં જ્ઞાન થયા પછી વ્યવહાર અને ભજના બે જુદી હોય. વ્યવહાર નકામો છે અને નિશ્ચય કામનો છે ત્યારે એ બાજુ ભજના ચાલે કે વ્યવહારનો હવે નિવેડો લાવવાનો છે.

**પ્રશ્નકર્તા :** તો વ્યવહાર અર્પણ કરનારું કોણ ?

**દાદાશ્રી :** અર્પણ કરનારું આનું આ જ પુદ્‌ગલ. એ સમાઈ જવા માંગે છે, બીજું શું ? એનું એ જ પુદ્‌ગલ.

એક વસ્તુ સમજી લેવાની કે આપણો વ્યવહાર આત્મા છે તે મૂળ આત્મા જોડે જોઈન્ટ થવા માંગે છે. મૂળ વસ્તુ, ચેતન ચેતનમાં ભળી જવા માંગે છે અને પુદ્‌ગલ પુદ્‌ગલમાં ભળી જવા માંગે છે.

એની ઉપર બહુ વિચાર નહીં કરવાના. આ બધું ઊંડા ના ઉતરો, આવું ઊંધું ગાંડપણ બધું ઊભું થશે મહીંથી તો. મહીં એક જ વાર જે કહ્યું એટલું જ કરો ને!

## મોક્ષ ખોળનારો અને મોક્ષ સ્વરૂપ !

હંમેશાંય તે મૂળ સેલ્ફ, એ સેલ્ફ છે. શુદ્ધાત્મા એ મૂળ સેલ્ફ છે. પણ 'પેલી' સેલ્ફ ડેવલપ થતી થતી, આવરણરહિત થતી થતી થતી ઉપર આવે છે ને આ મૂળ સેલ્ફ જોડે ને જોડે રહે છે.

**પ્રશ્નકર્તા :** જે અજ્ઞાનમાંથી 'હું' ઊભો થયો, એ અને ઓરીજીનલ હું છે, એને ને આને કોઈ લેવાદેવા નથી ને ?

**દાદાશ્રી :** લેવાદેવા નથી. પણ 'હું' એ 'હું' જ છે. 'હું' આ જગ્યાએ ફીટ નથી થયું ને બીજી જગ્યાએ ફીટ થયેલું છે.

**પ્રશ્નકર્તા :** પણ અજ્ઞાનમાં જે 'હું કરું છું' એ જે બોલે છે, એ ઓરીજીનલ 'હું' તો નથી બોલતો ને ?

**દાદાશ્રી :** 'એને' ત્યાં ઓરીજીનલ 'હું'નો જ ભાસ થાય છે કે આ 'હું જ છું' એટલે પછી જ્યારે 'હું નથી આ' એવું ભાન થાયને, ત્યારે ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનમાં 'હું' જે છે, એ 'હું' કરું છું એમ માને છે. એ ઓરીજીનલ 'હું' નથી ને ?

**દાદાશ્રી :** ના, ઓરીજીનલ 'હું' ક્યાંથી લાવે ? ઓરીજીનલ 'હું' તો હોય જ નહીં ને ? આ તો ભ્રાંતિનો 'હું' છે.

**પ્રશ્નકર્તા :** હા, એ ભ્રાંતિનો. એટલે કહે છે ને આ ભ્રાંતિવાળો 'હું' ઓરીજીનલ જગ્યાએ બેસી ગયો.

**દાદાશ્રી :** ના, બેસી ગયો, એવું નહીં. પેલું છે તે 'હું ચંદુ'માં 'હું' પેસી ગયું'તું એ ભાંજગડ છે. એ 'હું'ને ફ્રેકચર કરવા માટે આ બોલું છું. આ માન્યતાવાળું 'હું' છે એ ત્યાંથી નીકળી જાય, એ 'હું', 'હું'માં બેસી ગયો.

**પ્રશ્નકર્તા :** દાદા, ક્રમિક માર્ગવાળા એવું કહે છે ને, અહંકારથી મૂઢ થયેલો આત્મા એમ કહે છે કે કર્તા હું છું. વાસ્તવિકતામાં કર્તા નથી. આ તો અહમ્ બોલે છે. અજ્ઞાન બોલે છે, આત્મા બોલતો નથી.

**દાદાશ્રી :** બધું અજ્ઞાન જ બોલે છે ને !

બે જ વાત છે, ત્રીજો કોઈ છે જ નહીં. એક મોક્ષ ખોળતો હતો તે છે અને એક ભગવાન છે, મોક્ષ સ્વરૂપ થઈને બેઠા છે તે.

❖❖❖❖❖

## ભાગ - ૧

## ખંડ - ૨

# દ્રવ્ય-ગુણ-પર્યાય !

## [૧]

## પરિભાષા, દ્રવ્ય-ગુણ-પર્યાય તણી !

### દ્રવ્ય એટલે ?

**પ્રશ્નકર્તા :** તો દાદા, દ્રવ્ય એટલે શું ? સ્વભાવિક રીતે દ્રવ્યનો આધ્યાત્મિક અર્થ શો થાય ?

**દાદાશ્રી :** દ્રવ્યનો અર્થ વસ્તુ. એટલે છ દ્રવ્યો છે આ જગતમાં. તેમાં આત્મા એક દ્રવ્ય છે. આખા જ્ઞાનમાં દ્રવ્ય જે આવે છે ને, તે આ છ દ્રવ્યો ગણાય છે, જે ઈટર્નલ છે. ગુણ, પર્યાય સહિત હોય તેને દ્રવ્ય કહેવાય.

**પ્રશ્નકર્તા :** સાધારણ ભાષામાં તો દ્રવ્યનો ગુણધર્મ ખરો ને ?

**દાદાશ્રી :** વસ્તુ એટલે આ જેને તમે દ્રવ્ય કહો છો ને, તે અનિત્ય વસ્તુઓ છે અને આ દ્રવ્ય નિત્યને માટે છે. નિત્યમાં આ રૂપી કયું છે ? એક જ તત્ત્વ છે, જે આ અણુ-પરમાણુ આવે છે ને, એ એક જ તત્ત્વનું આ બધું આંખે દેખાય છે આપણને. બીજાં તત્ત્વો દેખાતાં નથી, મહીં છે ખરાં છૂપાં. તેથી આપણે દ્રવ્ય કહ્યું છે એને.

દ્રવ્યમાં શું શું આવે છે, જાણો છો ? વસ્તુનો સ્વભાવ અને

વસ્તુના ગુણો, દ્રવ્યમાં આ બે આવે અને બીજું બધું પર્યાયમાં આવે. તો આત્માનાય પર્યાય છે.

**પ્રશ્નકર્તા :** 'દ્રવ્ય-ગુણ-પર્યાયનાં અન્યત્વ છે પણ પૃથક્ત્વ નથી, બીજાં દ્રવ્યો સાથે.' આ વાક્ય સમજાવો.

**દાદાશ્રી :** બીજાં દ્રવ્યો સાથે અન્યત્વ છે, બિલકુલ કનેક્શન નથી, નો કનેક્શન. એક દ્રવ્ય બીજા દ્રવ્યને કંઈ જ મદદ કરતું નથી કે કંઈ નુકસાન કરતું નથી.

**પ્રશ્નકર્તા :** અને પૃથક્ત્વ એટલે કે એનો ભાગ ના પાડી શકે?

**દાદાશ્રી :** ના, પૃથક્ત્વ નથી તે દ્રવ્ય-ગુણ-પર્યાયનું છે, એ એક બીજાથી જુદાઈ નથી. અને અન્યત્વ એ બીજા દ્રવ્યનું છે. પર્યાય વિનાનું દ્રવ્ય ના હોય અને દ્રવ્ય વિનાનો પર્યાય ના હોય. દ્રવ્ય ક્યારે કહેવાય? દ્રવ્ય પોતે ત્યારે જ કહેવાય કે ગુણ અને પર્યાય હોય, તો જ દ્રવ્ય કહેવાય. આને પૃથક્ત્વ એટલે જુદાઈ એકબીજાથી નથી એવું કહ્યું.

કોઈ પણ વસ્તુ, પુદ્ગલ પણ ગુણ અને પર્યાય સહિત જ હોય. અને ગુણ-પર્યાય સહિત ના હોય, એ વસ્તુ જ ના હોય. પર્યાય ના હોય તો ગુણ ના હોય. ગુણ ના હોય તો વસ્તુ ના હોય. અને જો ગુણ છે તો પર્યાય હોવા જોઈએ. સૂર્યનો જે પ્રકાશ નામનો ગુણ છે એટલે કિરણ હોય જ. કિરણ બદલાય પણ પ્રકાશ રહે.

**પ્રશ્નકર્તા :** હા, બરોબર. હવે સમજાયું દાદાજી.

**દાદાશ્રી :** અને ગુણો જ્યારે કાર્યકારી થયા હોય ત્યારે પર્યાય કહેવાય. સૂર્યનારાયણ દ્રવ્ય કહેવાય, વસ્તુ કહેવાય. પ્રકાશ નામનો ગુણ કહેવાય અને રેઝ (કિરણો) એના બહાર પડે એ પર્યાય કહેવાય. તે પર્યાયો નાશ થાય અને ગુણ નાશ ના થાય અને વસ્તુ નાશ ના થાય.

**પ્રશ્નકર્તા :** ગુણ-પર્યાય વિનાની કોઈ પણ વસ્તુ હોય જ નહીં ને ?

**દાદાશ્રી :** અવિનાશી વસ્તુ ના હોય.

**પ્રશ્નકર્તા :** અને વિનાશી ચીજ ગુણ-પર્યાય વગરની હોઈ શકે?

**દાદાશ્રી :** વિનાશીમાં તો બધું વિરોધાભાસી હોય ને !

**પ્રશ્નકર્તા :** પણ એના ગુણ અને પર્યાય તો હોય ને ?

**દાદાશ્રી :** એના ગુણ કાયમના હોતા નથી. ગુણ કોને કહેવો? કાયમનો હોય તો એને ગુણ કહેવાય. પણ આ વિનાશી ચીજો તો પોતે જ કાયમની નહીં, એની પાછળ શી માથાફોડ ? ગુણ કોને કહેવામાં આવે છે ? પરમેનન્ટ રહેનારા હોય, અન્વયમાં હોય, કાયમને માટે હોય. આ તો પોતે જ પરમેનન્ટ નથી, ત્યાં ગુણ શેના કહેવાય ? છતાં આપણે એમ કહી શકીએ કે ભઈ, આ અવસ્થાઓ છે. પર્યાય ના કહેવાય. પર્યાય બહુ સૂક્ષ્મ વસ્તુ છે અને અવસ્થાઓ જાડી વસ્તુ છે. જેમ અજ્ઞાની માણસ એ સમજી શકે, મારી અવસ્થા બદલાઈ ગઈ છે. એ પર્યાયનું જ સ્વરૂપ છે પણ જાડું છે.

## પર્યાય અને અવસ્થામાં ફેર !

**પ્રશ્નકર્તા :** પર્યાય એટલે શું ?

**દાદાશ્રી :** આ લોકો બોલે પર્યાય, એ વસ્તુ જુદી છે અને પર્યાય ખરેખર વસ્તુ જુદી છે. પર્યાય મનુષ્યને સમજાય નહીં એવી વસ્તુ છે! મનુષ્યને અવસ્થા સમજાય.

**પ્રશ્નકર્તા :** અવસ્થા કહો, પર્યાય કહો, એ બધું એક સમાનાર્થી શબ્દ છે ?

**દાદાશ્રી :** એ એક ન્હોય, એ જુદું છે. પર્યાય બહુ જુદી વાત છે. એ તો અત્યારના લોકો આ સમજણ નહીં પડવાથી, પર્યાય ને અવસ્થા ને બધું એક ગણી નાખે, પણ પર્યાય બહુ જુદી વસ્તુ છે. એ જ્ઞાની પુરુષનું કામ, બીજા લોકોનું કામ નહીં.

અવસ્થા જે આપણે જોઈએ છીએ, તેમાં નાનામાં નાની અવસ્થાને

પર્યાય કહેવામાં આવે છે. પર્યાયના આગળ ભાગ ના થાય.

**પ્રશ્નકર્તા :** નિશ્ચયથી દ્રવ્ય છે તે પર્યાયનો કર્તા છે ?

**દાદાશ્રી :** કોઈ કર્તા છે નહીં. પર્યાય એટલે જેમ આ સૂર્ય હોય છે ને, તે સૂર્યના જે રેઝ (કિરણો) પડે છે ને, તે સૂર્યને પોતાને કરવું ના પડે, એની મેળે સ્વભાવિક પડે. એવી રીતે આ પર્યાય સ્વભાવિક ઉત્પન્ન થાય. એટલે કરવું ના પડે કોઈને, કોઈ કર્તા નહીં.

અવસ્થાનું જ્ઞાન નાશવંત છે. સ્વભાવિક જ્ઞાન અવિનાશી છે. આ સૂર્ય છે ને તેના કિરણો છે. તેમ આત્મા છે ને આત્માના કિરણો છે, એ પર્યાય છે. આ તો બહુ સૂક્ષ્મ વાતો છે.

**પ્રશ્નકર્તા :** આ વસ્તુની અવસ્થાઓ કઈ શક્તિથી બદલાય છે ?

**દાદાશ્રી :** કાળ તત્ત્વ, કાળ ફરે તેમ અવસ્થા બદલાયા કરે.

રિયલ વસ્તુની સરખામણી કરવાની ન હોય, એ એક જ વસ્તુ છે. ઉત્પન્ન થવું અને તેના કાળ પ્રમાણે રહેવું અને પછી નાશ થવું, તે અવસ્થાનો સ્વભાવ. બધા મનુષ્યો તત્ત્વની અવસ્થાઓ જ જોઈ શકે. પૂર્ણ જ્ઞાની સિવાય તત્ત્વને જોઈ શકે તેવો વર્લ્ડમાં બીજો કોઈ છે નહીં. અત્યારે હું સર્વ તત્ત્વોને જાણું છું. હું એબ્સૉલ્યુટિઝમ એટલે કેવળ જાણું છું.

એ પર્યાય બીજી જગ્યાએ વપરાય જ નહીં ખરી રીતે, છતાં પણ લોકો વાપરે છે. પર્યાય અવિનાશી ચીજોના માટે જ લાગુ થાય. પર્યાય એટલે અવસ્થા થઈ અને અવસ્થા એટલે બધા છૂટથી વાપરવા માંડ્યા.

**પ્રશ્નકર્તા :** અવસ્થા અને પર્યાયમાં શું ફરક, એનું એકાદ દૃષ્ટાંત આપો ને !

**દાદાશ્રી :** કલાક ને પળ એમાં જેવો ફેર છે, એટલો બધો ફેર છે એમાં. બેમાં ફેર ખરો. આપણે કલાકોને છેલ્લી દશા કહીએ છીએ ? ના, આપણે અહીં વ્યવહારમાં પળને છેલ્લી દશા ગણવામાં આવે છે.

પર્યાય છે તે એના જેવી સૂક્ષ્મ વસ્તુ છે. છતાં એ પળના જેવી સ્થૂળતા ના હોય, ત્યાં સ્થૂળ ના હોય.

અવસ્થા આંખે દેખી શકાય, અનુભવી શકાય, બધું સ્થૂળ હોય અને પર્યાય તો બહુ સૂક્ષ્મ હોય. આ રાત્રી હોય છે ને, તે રાત્રીના પર્યાય સમયે સમયે બદલાયા જ કરે, પણ આપણને તેનો તે જ દેખાય. રાતે પર્યાય તો બદલાયા જ કરવાના. આ માણસનાય બધા, દિન-રાત બધા પર્યાય બદલાયા જ કરે પણ આપણને તો એના એ જ ચંદુભાઈ દેખાય. પછી ઘૈડા થાય ત્યારે કહીએ કે હા, હવે ઘૈડા થઈ ગયા. ત્યારે મૂઆ થતા'તા જ, ઘૈડા થઈ જ રહ્યા'તા. (ઘૈડપણ એ અવસ્થા કહેવાય.) એટલે અવસ્થા ને પર્યાયમાં ફેર આટલો બધો.

તે એક ગામમાં એવું બનેલું કે બે ભઈઓ, તે મેડા પર નાનો ભઈ રહે ને નીચે મોટો ભાઈ રહે. જગ્યા વહેંચી લીધેલી પાછી, નીચે ભેંસ બાંધવાની. આ મારી ને આ તારી જગ્યા ભેસ બાંધવાની. હવે ભેંસને પાડી હતી તે બાંધવી ક્યાં ? રાત્રે ટાઢે મરી જાય. ને નીચે પેલો મોટો ભાઈ બાંધવા ના દે. ત્યારે પેલી નાની વહુ એને ઊંચકીને લઈ જાય ઉપર, રોજેય. હવે એને તો પાડીનો એનો એ જ પર્યાય દેખાયા કરે. અને એ તો મોટું પાડું થઈ ગયું, તોય લઈ જતી'તી એ. અને ધીમે ધીમે વધે, ગ્રેજ્યુઅલી એને કશી ખબર પડે નહીં. એને એની એ જ દેખાય. પણ તેની અવસ્થામાં તો નિરંતર ફેરફાર થયા જ કરે.

એટલે પર્યાય ને અવસ્થા. તે લોકોએ પછી કહ્યું કે 'આ મૂઆ પાડું કઈ રીતે લઈ જાઉં છું તું !' ત્યાર પછી વિચારમાં પડ્યા ને ત્યાર પછી છૂટી ગયું. વેચી ખાધું પાડું. એટલે આવું છે બધું.

## જ્ઞાન એ જ આત્મા, દ્રવ્ય-ગુણરૂપે !

**પ્રશ્નકર્તા :** આપ્તવાણી ચોથીમાં એમ લખ્યું છે કે જ્ઞાન એ જ આત્મા છે, તે કેમ ? તે આત્મા એ તો દ્રવ્ય છે ને જ્ઞાન તેનો ગુણ છે.

**દાદાશ્રી :** જ્ઞાન એ જ આત્મા છે. ખરેખર પણ જ્ઞાન કયું ? કેવળજ્ઞાન. કેવળ એટલે એમાં કંઈપણ બીજું મિક્ષ્ચર નહીં. કેવળજ્ઞાન જ, પ્રકાશ જ ચોખ્ખો, શુદ્ધ પ્રકાશ. આ અત્યારે અશુદ્ધ પ્રકાશ દેખાય છે. શુભ, અશુભ પ્રકાશ દેખાય છે. શુભાશુભ પ્રકાશને લઈને આ બધો માર ખાવો પડે છે. પેલો શુદ્ધ પ્રકાશ એટલે હીરો, પોતે પોતાના સ્વભાવમાં ચકચક્યો.

**પ્રશ્નકર્તા :** એટલે તાદાત્મ્ય સંબંધ બતાવ્યો, જ્ઞાન અને આત્માનો ?

**દાદાશ્રી :** હંઅ, જ્ઞાન એ જ આત્મા છે. અને જ્ઞાન એ એનો ગુણ છે. અને જ્ઞાન વપરાય એ એનો પર્યાય કહેવાય. આ જ્ઞાન એ જ આત્મા, જ્ઞાન કેવળ હોય ત્યારે દ્રવ્યરૂપે કહેવાય અને કેવળ ના હોય ત્યાં સુધી એ જ્ઞાન, ગુણરૂપે કહેવાય. તે આત્મા મૂળેય જ્ઞાન સ્વરૂપે જ છે, પણ શુદ્ધ જ્ઞાન હોય તો એ દ્રવ્ય કહેવાય. અને તે જ જ્ઞાન છે. એટલે જ્ઞાન સ્વરૂપ ઉપર પહોંચી જવાની વાત કરવાની, જ્ઞાનની જ વાત કરવાની, બીજી વાત નહીં. દ્રવ્ય બીજી કશી વસ્તુ નથી, પણ દ્રવ્ય એટલે અમુક ગુણોથી ભરેલી વસ્તુ. જ્ઞાન, દર્શન, શક્તિ, સુખ બધા જે ગુણ છે તે ભરેલી વસ્તુ, તેમાં વિશેષ કરીને એનો સ્વભાવ કેવો છે ? એ જ્ઞાયક સ્વભાવ છે. એટલે જાણવાનો સ્વભાવ. તરત જાણી જાય, સમજી જાય એ અવિનાભાવ સંબંધ છે.

**પ્રશ્નકર્તા :** અવિનાભાવ સંબંધ, જ્ઞાન અને આત્મદ્રવ્યનો ?

**દાદાશ્રી :** હા, દ્રવ્ય અને જ્ઞાન તેનો અવિનાભાવ સંબંધ છે અને જ્ઞાન એ જ અમુક અપેક્ષાએ દ્રવ્ય કહેવાય છે. જ્યાં સુધી જ્ઞાન અધૂરું છે ત્યાં સુધી જ્ઞાન જુદું પાડ્યું. આત્મજ્ઞાન જ્યાં સુધી છે ત્યાં સુધી દ્રવ્ય અને જ્ઞાન જુદું પડ્યું છે અને સંપૂર્ણ કેવળજ્ઞાન, ત્યાં આગળ દ્રવ્ય, જ્ઞાન એક જ થાય છે.

## સંખ્યા, તત્ત્વોના ગુણોની !

**પ્રશ્નકર્તા :** ગુણોની દૃષ્ટિએ, સંખ્યાની દૃષ્ટિએ આત્મામાં જેટલા

ગુણો છે એટલા જ પુદ્ગલ પરમાણુમાં છે, એ વાત સાચી ?

**દાદાશ્રી :** ના, એના અનંત ગુણો છે. અનંત જ્ઞાનવાળો આ આત્મા. પેલામાં ગુણો જુદા પ્રકારના હોય પુદ્ગલ પરમાણુમાં. બધામાંયે ગુણો છે. છએ દ્રવ્યોમાં ગુણો રહેલા છે. દ્રવ્યોમાં પોતપોતાના ગુણો અને પોતાના પર્યાય, બેઉ સાથે જ છે.

**પ્રશ્નકર્તા :** પણ એની સંખ્યાને ને એને લાગતુંવળગતું નથી? આના ગુણ આટલી સંખ્યામાં અને આના આટલા, એવું કશું નહીં?

**દાદાશ્રી :** સંખ્યા ગણવાની જરૂર જ ક્યાં રહી એમાં ? આ તાંબાના આવા ગુણ હોય, સોનાના આવા ગુણ હોય, પિત્તળના આવા ગુણ હોય, પોતપોતાના ગુણમાં જ રમણતા હોય.

**પ્રશ્નકર્તા :** એક બાજુ ગુણોથી પણ સંપૂર્ણ શુદ્ધ છું, સર્વાંગ શુદ્ધ છું, કહીએ છીએ અને એક બાજુ આત્માના મુખ્ય આઠ ગુણો કહીએ છીએ, તો એ કોન્ટ્રાડિક્શન (વિરોધાભાસ) નથી ?

**દાદાશ્રી :** ના, એના એ આઠેય ગુણો શુદ્ધ છે. એ શુદ્ધમાં અશુદ્ધિ થઈ ગઈ છે આ ભ્રાંતિને લીધે. એ જ્ઞાનાવરણ ગુણ છે, (પણ વિભાવ દશાનો) એની શુદ્ધિ થઈ જાય એટલે જ્ઞાન થાય. દર્શનાવરણ ગુણ છે, એની શુદ્ધિ થાય એટલે દર્શન થાય. ચોખ્ખા ગુણો શુદ્ધ સ્વભાવિક ગુણમાં આવી જાય. શું પૂછવા માંગો છો તમે ?

**પ્રશ્નકર્તા :** નિજગુણ એટલે આત્મા પોતાના ગુણે કરીને તો શુદ્ધ જ છે પણ આવરણે કરીને ગુણ છે ને ?

**દાદાશ્રી :** ના, એ તો છે જ શુદ્ધ. સ્વભાવે જ શુદ્ધ છે.

**પ્રશ્નકર્તા :** અને જે આપણે પહેલા ગુણો કહીએ છીએ તે આવરણે કરીને ગુણો કહીએ છીએને ?

**દાદાશ્રી :** એ તો આવરણે કરીને. સ્વભાવે કરીને શુદ્ધ જ છે. એ તો આવરણ અપેક્ષાએ કહીએ છીએ. એ તો નિર્પેક્ષ ભાવે શુદ્ધ

જ છે. (અનંત જ્ઞાન, દર્શન, શક્તિ, સુખ, વિ. વિ... આવરણની અપેક્ષાએ વિભાવિક દશાના ગુણ કહીએ છીએ)

## ઘાતી ગુણમાંથી, અઘાતી પર્યાયમાંથી....

**પ્રશ્નકર્તા :** પર્યાય એ પણ અનાદિ કાળની સત્ વસ્તુ છે કે કોઈએ ઉત્પન્ન કરેલી છે ?

**દાદાશ્રી :** સત્ વસ્તુ કોને કહેવાય છે ? ગુણ અને પર્યાય બન્ને સહિત હોય તો સત્ કહેવાય. ગુણ હોય, પર્યાય ન હોય તો સત્ ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો પર્યાય કોણે ઉત્પન્ન કર્યા પછી ?

**દાદાશ્રી :** ઉત્પન્ન કર્યા નથી, સ્વભાવથી જ છે.

**પ્રશ્નકર્તા :** કોના સ્વભાવથી ?

**દાદાશ્રી :** જે સત્ વસ્તુ છેને, એના સ્વભાવમાં જ ગુણ-પર્યાય છે. સ્વભાવમાં એટલે કોઈને ઉત્પન્ન કરવાની જરૂર નથી. કોઈ તે ઉત્પન્ન કરનારો પાક્યોય નથી, ઉત્પન્ન કરશેય નહીં. એવું કશું છે જ નહીં આ.

**પ્રશ્નકર્તા :** તો પછી પર્યાય પણ કોઈ ઉત્પન્ન કરી નથી શકતું, તો કેવી રીતે માનીએ ?

**દાદાશ્રી :** ના, પણ તે ઉત્પન્ન કરવાની જરૂર નહીં ને ! સ્વભાવથી જ છે.

**પ્રશ્નકર્તા :** કોના સ્વભાવથી છે ?

**દાદાશ્રી :** આ સૂર્ય છે ને, પ્રકાશ એનો પોતાનો ગુણ છે. અને જે આ કિરણો છે બહારના તે નિરંતર ફર્યા કરે. એ પર્યાય કહેવાય. એવી રીતે જ્ઞાન-દર્શન-શક્તિ-સુખ એ બધા આત્માના ગુણ છે. જ્ઞાન-દર્શન-સુખ-શક્તિ, જેટલા ઘાતી કર્મ કહેવાય છે, એ બધા (વિભાવિક

દશાના) ગુણ છે અને પર્યાય કયા? અઘાતી જે કહેવાય છે એ પર્યાય છે બધા. એટલે વેદનીય, નામ, ગોત્ર ને આયુષ્ય, એ બધા પર્યાયને લઈને ઊભા થાય છે.

એટલે અત્યારે સિદ્ધગતિમાં જે બેઠા છે એ લોકો (સિદ્ધો) પોતાના સ્વરૂપમાં જ છે નિરંતર, મસ્ત. પોતાના ગુણ જ્ઞાન-દર્શન-સુખ એ બધું છે. એ પોતે જ્ઞાતા ને દ્રષ્ટા છે. એટલે જગતના જીવમાત્રને તે જુએ છે. પોતે જ્ઞાતા-દ્રષ્ટા એટલે એ એનો ગુણ હોવાથી એ બધાને નિરંતર જોઈ શકે છે. તે પણ આમ બહાર નથી જોતા, અંદર જ દેખાય છે મહીં. જેમ અરીસામાં દેખાયને એવી રીતે પોતાના દ્રવ્યમાં જ દેખાય છે. મહીં ઝળકે છે એને. હવે ઝળકે એ સવારનો પહોર હોયને, ચાર વાગે તે કોઈ ઊઠ્યું જ ના હોય, એટલે બધા સૂઈ રહેલા હોય તેવું દેખાય. પછી પાંચ વાગે હરફર થતી હોય થોડી થોડી થોડી એવું દેખાય. પછી છ વાગે વધુ થયેલું દેખાય. આઠ-નવ વાગે ફર ફર બધું, આખું ટોળેટોળાં ફરતાં હોય એવું દેખાય.

**પ્રશ્નકર્તા :** ફેરફાર થયા કરે.

**દાદાશ્રી :** આ લોકોમાં ફેરફાર થાય એ એમના પર્યાયો છે. એ એમને ત્યાં ફેરફાર દેખાય. હવે મેં હાથ ઊંચો કર્યો, એમના જ્ઞાનમાં પર્યાય થયો. જ્ઞાન કાયમનું, અવસ્થાઓ બધી ફર્યા કરે આ. એટલે દ્રવ્ય-ગુણ-પર્યાય એ આત્માના છે. પછી પુદ્‌ગલનાય દ્રવ્ય-ગુણ-પર્યાય છે.

**પ્રશ્નકર્તા :** આ દ્રવ્ય-ગુણ જે છે એ આત્મામાં દેખાય કે પર્યાયમાં દેખાય?

**દાદાશ્રી :** ગુણ તો કાયમનો સ્વભાવ. ગુણ એટલે શું ? નિરંતર સાથે રહેનારા.

**પ્રશ્નકર્તા :** હવે એને તો કંઈ કરવાનું નથી, ગુણને તો ?

**દાદાશ્રી :** કશું કરવાનું ન હોય.

**પ્રશ્નકર્તા :** આત્માનો એક ભાગ છે, જે પર્યાય, એ ફરતું છે, એને કરવાનું છે ને ?

**દાદાશ્રી :** કરવાનું તો કશું કોઈને છે જ નહીં. આ સોનું છે ને, તે સોનાના ગુણધર્મ કોઈ દહાડો આઘાપાછા થતા નથી. પણ એની જે વીટીં થાય, ફલાણું થાય, જાત જાતના દાગીના બધી અવસ્થાઓ થાય એ બધી ફર્યા કરે પણ સોનું તેનું તે રહે.

**પ્રશ્નકર્તા :** હવે જે આત્મદર્શન થાય એ તો પર્યાયમાં થાય ને, બીજે ક્યાં થાય ?

**દાદાશ્રી :** નહીં, પહેલું 'એને' (વિભાવિક 'હું'ને) દર્શન થઈ જાય. એને શ્રદ્ધા બેસી જાય. પ્રતીતિ થાય કે હું છું આ. પછી એ અનુભવ થઈ જાય. એટલે પહેલાં અશુદ્ધ પર્યાય હતા, તે શુદ્ધ પર્યાય થઈ ગયા.

**પ્રશ્નકર્તા :** હવે દ્રવ્ય-ગુણ આ પ્રમાણે જે છે એની અનુભૂતિ તો થવી જોઈએ, તો જ આત્માની આપણને અનુભૂતિ થઈ કહેવાયને ?

**દાદાશ્રી :** બરોબર છે. અનુભૂતિ તો મુખ્ય વસ્તુ છે ને ! આપણને તો એટલું જ જોઈએ કે આ આવરણ તૂટ્યાં.

**પ્રશ્નકર્તા :** આ જે અનુભૂતિ થાય છે એ તો પર્યાયને થાય છે ને ?

**દાદાશ્રી :** મૂળ દ્રવ્ય-ગુણ-પર્યાય બધાનો ભેગો જ અનુભવ 'હું'ને થઈ જાય, એકલા પર્યાયને જ ના થાય, જોડે જ હોય બધું. ગુણ વગર પર્યાય હોય જ નહીં. પર્યાય ના હોય તો ગુણ ના હોય. અવિનાભાવી છે બધા. એટલે સાથે જ અનુભવ થઈ જાય છે.

## શુદ્ધ ચિત્ત પર્યાય રૂપે, શુદ્ધાત્મા દ્રવ્ય-ગુણરૂપે !

**પ્રશ્નકર્તા :** આત્મા આ દેહમાં છે અને પર્યાય સાથે છે, તો આ અશુદ્ધ ચિત્ત, પ્રજ્ઞા અને આત્માના પર્યાય એનો શું સંબંધ હોય છે ?

**દાદાશ્રી :** એ (મૂળ) આત્માના પર્યાય શુદ્ધ હોય. ગુણોય શુદ્ધ હોય ને પર્યાયેય શુદ્ધ હોય.

**પ્રશ્નકર્તા :** તો અત્યારે આ બધું ચિત્તનું ફંક્શન હોય ? પ્રજ્ઞાનું ફંક્શન હોય ?

**દાદાશ્રી :** હા, એ તો બધા ગુણ ને પર્યાય શુદ્ધ થાય તો 'પોતાને' કેવળજ્ઞાન થઈ જાય. એટલે આ ત્યાં સુધી પ્રજ્ઞા જુદી રહે.

**પ્રશ્નકર્તા :** હંઅ. તો તે ઘડીએ આત્માના પર્યાય હોય ને ?

**દાદાશ્રી :** હા, પણ (વિભાવ દશા પછીના) પર્યાય શુદ્ધ થાય ને ગુણ પણ શુદ્ધ થાય તો પછી 'એને' કેવળજ્ઞાન થાય. એટલે પેલું બાકી હોય તેને લઈને આ બધું જુદું હોય.

**પ્રશ્નકર્તા :** બરોબર. એટલે ગુણ તો શુદ્ધ જ હોય ને ? ગુણને પણ શુદ્ધ થવાનું બાકી રહે છે ?

**દાદાશ્રી :** ગુણનેય શુદ્ધ થવાની જરૂર.

**પ્રશ્નકર્તા :** એ કઈ રીતે ?

**દાદાશ્રી :** આ બધું ડિસ્ચાર્જ કર્મો શુદ્ધ ઉપયોગપૂર્વક ખપે ત્યારે એનો ગુણ શુદ્ધતાનું ફળ આપે, નહીં તો આપે નહીં. તો જ કેવળજ્ઞાન થાય, નહીં તો થાય નહીં. અત્યારે ગુણ આવરણવાળા હોય.

દ્રવ્ય, ગુણે કરીને શુદ્ધ જ છે (વ્યવહાર) આત્મા બધાનો, પણ પર્યાયે કરીને અશુદ્ધ થયેલો છે. આમાં પર્યાયનું શુદ્ધિકરણ થઈ ગયું, તે થઈ ગયો પૂર્ણ શુદ્ધાત્મા.

**પ્રશ્નકર્તા :** અશુદ્ધ ચિત્તને આત્માના પર્યાય સાથે શું સંબંધ છે ?

**દાદાશ્રી :** બુદ્ધિ અને ચિત્ત એ પ્રતિષ્ઠિત આત્મા('હું' - વિભાવિક આત્મા)નું કહેવાય છે, કારણ કે બુદ્ધિ એ આશયયુક્ત છે. આ જ્ઞાન-દર્શન છે તે ગુણે કરીને ભરપૂર છે, પણ અવસ્થાએ કરીને સીમિત છે. આ ચિત્ત છે તે બુદ્ધિના પર્યાયો છે. એ પર્યાયો અશુદ્ધ થયેલા હોય

છે. ચિત્ત અશુદ્ધ જ્ઞાન-દર્શન પર્યાય છે, એ બુદ્ધિની અવસ્થાઓ છે, તે પર્યાયો છે. બુદ્ધિની લિમીટ પૂરી થાય ત્યારે એ બુદ્ધિને અનુસરે છે. બુદ્ધિ તો ડિસીઝન આપે છે તે વ્યવસ્થિત પ્રમાણે જ આપે છે. જેટલો બુદ્ધિનો પ્રકાશ હોય, તેટલા ચિત્તના પર્યાયો હોય.

શુદ્ધ ચિત્ત એ પર્યાયરૂપે છે અને શુદ્ધાત્મા દ્રવ્ય-ગુણરૂપે છે, પણ અંતે તો એકની એક જ વસ્તુ છે બધી !

## બદલાય કેવળ પર્યાય, નહીં જ્ઞાન-દર્શન !

**પ્રશ્નકર્તા :** દ્રવ્ય, ગુણ અને પર્યાય, એમાં પર્યાય એ આત્માનો ગુણ છે કે એની અવસ્થા છે ?*

**દાદાશ્રી :** ગુણ હોય તો એ તો ગુણમાં આવે. પર્યાય એટલે અવસ્થા એક જાતની અને તેય ગુણની અવસ્થા. આત્માની અવસ્થા નથી, ગુણની અવસ્થા છે. આ સૂર્યમાં પ્રકાશનો ગુણ છેને, તે સૂર્ય આવે એટલે અજવાળું થાય.

એવું છેને, લાઈટ (ઈલેક્ટ્રિકનો બલ્બ) એ દ્રવ્ય કહેવાય અને જે પ્રકાશ આપવાની શક્તિ છે એ ગુણ કહેવાય. જ્ઞાન-દર્શન એ ગુણ કહેવાય અને પ્રકાશમાં આ બધી વસ્તુઓ જુએ-જાણે એ પર્યાય કહેવાય. આ બધી વસ્તુઓ દેખાય એ જ્ઞેય-દ્રશ્ય કહેવાય. દ્રવ્ય ગુણ જ્ઞેય પ્રમાણે ના થાય. જ્ઞેય પ્રમાણે પર્યાય થાય 'લાઈટ' (બલ્બ) તેની તે જ જગ્યાએ હોય છે.

**પ્રશ્નકર્તા :** પર્યાય તો સમયે સમયે બદલાયને ?

**દાદાશ્રી :** હા, બદલાયા કરે. એ વસ્તુના ગુણ તેના તે જ રહે, પર્યાય બદલાયા કરે. પર્યાય છે તે...

**પ્રશ્નકર્તા :** પણ ક્યારેક અશુભ આવે અને ક્યારેક શુભ આવે ?

**દાદાશ્રી :** ના, એવું નહીં. જ્ઞાનના પર્યાય બધા બદલાયા કરે, અને

*આપ્તવાણી-૩ પાના નં. ૬૦ થી ૬૮ - આત્મા- દ્રવ્ય-ગુણ-પર્યાય વિશે વિશેષ વિગત.

જેમ જેમ વસ્તુઓ ફરતી જાય એમ પેણે જ્ઞાનના પર્યાય ફરતા જાય. અશુભ ને શુભ તો એ પર્યાયમાં ના ગણાય, એ તો ઉદય કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ ઉદય કહેવાય ?

**દાદાશ્રી :** હં. પર્યાય તો વસ્તુના હોય, મૂળ વસ્તુના.

**પ્રશ્નકર્તા :** આત્માના પર્યાય જે છે એ અવસ્થાંતર છે. જેવી રીતે બાળક જન્મે, પછી મોટું થાય, પછી જવાની આવે, પછી બુઢાપો આવે, એને પર્યાય કહેવામાં આવે છે ?

**દાદાશ્રી :** એને પર્યાય ના કહેવાય. એ તો બધી અવસ્થાઓ કહેવાય. પર્યાય તો બહુ સૂક્ષ્મ હોય. એને જગતના લોકો સમજે જ નહીં પર્યાયને, આ અવસ્થાઓને સમજે. પર્યાય મૂળ વસ્તુને લાગુ થાય છે. હવે છ મૂળ વસ્તુ છે. એક ચેતન, બીજું અણુ-પરમાણુ (જડ), પછી આ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, કાળ અને આકાશ. આ એના પર્યાય હોય, બીજા બધાના પર્યાય ના હોય. બધી મૂળ વસ્તુના પર્યાય હોય. એટલે ખરેખર તો મૂળ વસ્તુના ગુણ હોય તે ગુણના પર્યાય હોય, મૂળ વસ્તુના પર્યાય ના હોય. વસ્તુના ગુણના જ પર્યાય હોય.

ગુણ નિરંતર સાથે રહેવાવાળા અને નિરંતર સાથે રહેવાના. ગુણમાં ને દ્રવ્યમાં ફેર જ નહીં, ફક્ત પર્યાય એના બદલાયા કરે.

પોતે તત્ત્વ સ્વરૂપે કાયમ રહે છે અને ફેઝીઝ ઉત્પન્ન થાય, પછી વિનાશ થાય છે. જો આમાં ચંદ્ર છે ને ફેઝીઝમાં, આ ત્રીજ થઈ, ચોથ થઈ, પાંચમ થઈ, પણ ચંદ્ર તો મૂળ સ્વરૂપે છે જ. આ તો એના ફેઝીઝ છે, સંજોગોના આધારે. 'તમે' પોતે 'હું ચંદુ છું' માનો છો. એટલે ફેઝ સ્વરૂપ થયા છો.

**પ્રશ્નકર્તા :** માનવી, એ પોતે મિશ્ર ચેતનનો ભાગ છે માટે ફેઝરૂપ (અવસ્થારૂપ) છે ?

**દાદાશ્રી :** ના, મિશ્ર ચેતનનો જો ભાગ હોતને તો મૂળ સ્વરૂપે હોત. આ માનવી એ તો ફેઝ સ્વરૂપે છે. કારણ કે 'એની' માન્યતા

રોંગ છે કે 'હું ચંદુભાઈ છું', એનું વર્તન રોંગ છે અને એનું જ્ઞાન રોંગ છે. જેની માન્યતા, વર્તન અને જ્ઞાન એ જો ફેક્ટ હોય તે ફેઝ સ્વરૂપ ના કહેવાય, તે મૂળ સ્વરૂપ કહેવાય.

જેમ આ ફેઝીઝ ઑફ મૂન છે, એવું આ આત્માના ફેઝીઝ છે, એ જ પર્યાય છે. એ ફેઝીઝ પૂરા થાય એટલે પૂનમ થાય.

## તત્ત્વથી શૂન્ય, પર્યાયથી પૂર્ણ !

**પ્રશ્નકર્તા :** 'આત્મા પર્યાયે કરીને પૂર્ણ છે અને સ્વભાવે કરીને શૂન્ય છે' એ કેવી રીતે ? એ જરા સમજવું છે.

**દાદાશ્રી :** આ પૌદ્ગલિક પર્યાય છે ને, એના આધારે પૂર્ણ છે અને સ્વભાવે સંકલ્પ-વિકલ્પ રહિત છે, સ્વભાવે શૂન્ય છે.

**પ્રશ્નકર્તા :** હા, પણ આમાં પુદ્ગલની વાત કેવી રીતે આવે છે? આત્માના જે પર્યાય છે, એ પુદ્ગલને જ્ઞાતા-દ્રષ્ટા રૂપે જુએ છે એટલે?

**દાદાશ્રી :** પર્યાય તે, અહીં પુદ્ગલને લાગુ થાય છે. કારણ કે સ્વભાવ પછી આવે છે. સ્વભાવમાં બધું શૂન્ય હોય, એટલે ત્યાં પર્યાય-બર્યાય બધું શૂન્ય હોય.

જ્ઞેયમાં જ્ઞેયાકાર પરિણામ તે પર્યાય, તેથી પૂર્ણ છે અને તત્ત્વથી શૂન્ય છે. અનંત જ્ઞેયોથી અનંતા પર્યાય ઊભા થાય છે, તે જાણવામાં પૂર્ણ છે, પણ તે કેવળજ્ઞાન થાય ત્યારે.

તત્ત્વથી શૂન્ય છે, પર્યાયથી પૂર્ણ છે. પર્યાય એટલે સંપૂર્ણ લોક પ્રમાણ. વ્યવહાર પર્યાયથી લોક પ્રમાણ થાય. (આખા લોકને પ્રકાશમાન કરી શકે એટલા.)

**પ્રશ્નકર્તા :** આત્મા દ્રવ્યથી શૂન્ય છે અને પર્યાયથી પરિપૂર્ણ છે, તે કયો આત્મા સમજાવો.

**દાદાશ્રી :** આ તો માનેલા આત્માની વાત છે, વ્યવહાર આત્માની.

તે દ્રવ્યે કરીને મૂળ વસ્તુ સ્વરૂપે શૂન્ય છે, કશું છે નહીં. અને પર્યાયો આખા લોકને પ્રકાશમાન કરે છે. એ પરિપૂર્ણ છે.

રિલેટીવ આત્માના સંબંધમાં છે આ. આ રિલેટીવ માટે છે. રિયલને શૂન્યેય નથી ને પૂર્ણેય નથી.

## ફેર, રિયલ ને રિલેટીવ આત્મ પર્યાયોમાં !

**પ્રશ્નકર્તા :** તો પર્યાય છે ને આત્માને, તે આ પ્રતિષ્ઠિત આત્માની વાત છે કે રિયલ આત્માની વાત છે ?

**દાદાશ્રી :** રિયલમાંય થવાના અને પ્રતિષ્ઠિતમાંય થવાના, બધામાં જ થવાના.

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્માના જે પર્યાય થાય અને રિયલ આત્માના જે પર્યાય થાય એ બેમાં ફેર શું ?

**દાદાશ્રી :** પેલું શુદ્ધ થાય અને આ અશુદ્ધ થાય. આ પૌદ્ગલિક અને પેલું શુદ્ધાત્માનું, ચેતનનું ચોખ્ખું.

**પ્રશ્નકર્તા :** એટલે આત્માની જે અવસ્થા છે એને પર્યાય કહો છો ?

**દાદાશ્રી :** બીજું શું ? એ અવસ્થા એટલે પર્યાય થયા કરે, ઉત્પન્ન થાય, વિલય થાય. આ હમણે જોયું, આત્મશક્તિથી જોયું, દ્રષ્ટા થયો, એ દૃશ્ય બદલાઈ ગયું એટલે પાછું વિલય થયો ને એ પાછું નવું ઉત્પન્ન થાય. એ નિરંતર થયા જ કરે છેને બધું.

**પ્રશ્નકર્તા :** પણ એ તો પર્યાય થયોને ! એને અવસ્થા કહેવી કે પર્યાય કહેવા ? એ તો આત્માનો સીધો પર્યાય થયોને ? પહેલાં અવસ્થા થાય પછી પર્યાય ઊભો થાય ?

**દાદાશ્રી :** અવસ્થા એ જ પર્યાય. નિરંતર હોય જ એ. કોઈ પણ તત્ત્વ હોયને, તે પર્યાય સહિત જ હોય. નહીં તો તત્ત્વ જ કહેવાય નહીં.

**પ્રશ્નકર્તા :** પણ આમ વૈજ્ઞાનિક રીતે જોઈએ તો પુદ્‌ગલના જે પર્યાય છે અને આત્માના પર્યાય છે એ બેમાં ઘણો તફાવત કહેવાય. એ બેની સરખામણી થાય નહીં.

**દાદાશ્રી :** આ ચેતન છે ને આ જડ છે.

**પ્રશ્નકર્તા :** હવે જડના જે પર્યાયો છે એની સરખામણીમાં આ જે ચેતનના જે પર્યાયો છે એ કેવા જતા હશે અને કેવી રીતે એની અસરો થતી હશે ?

**દાદાશ્રી :** કશું અસરો નહીં થાય. પેલા દૃશ્ય રૂપે છે અને આ દ્રષ્ટા રૂપે છે, એકના એક જ જાતના. પેલા જ્ઞેય રૂપે છે અને આ જ્ઞાતા રૂપે છે. ફિલ્મમાં જડ વસ્તુ આવે અને જોનાર ચેતન હોય. અને વસ્તુ તો એક જ ને બેઉ સ્પર્શ એક જ જાતનાને ! જો આત્માના પર્યાય ના બદલાતા હોય તો જ્ઞાતા-દ્રષ્ટા શી રીતે થાય 'પેલો' ? દૃશ્ય બદલાયા કરે એટલે પછી આત્માના પર્યાય બદલાય.

**પ્રશ્નકર્તા :** આત્માના પર્યાય અને અવસ્થા બે એક જ કહેવાય ?

**દાદાશ્રી :** બધું એક જ. એ અવસ્થા એટલે ફેરફાર થયો. પેલું દૃશ્ય જે જોયું તે દ્રષ્ટા બદલાયા કરવાનો, એટલે આત્માને એ જોવાપણું બદલાયા કરવાનું. પેણે બીજું દૃશ્ય આવીને ઊભું રહ્યું હોય તો આત્મા બીજું દૃશ્ય જુએ. જ્ઞેયે ફેરફાર થાય અને આ જ્ઞાતાય ફેરફાર થાય.

**પ્રશ્નકર્તા :** એટલે આત્માના પર્યાયને અવસ્થા કહી શકાય ?

**દાદાશ્રી :** અવસ્થા શબ્દ હોય જ નહીં, આ તો બધું પર્યાય હોય પણ આ તો પર્યાય તમને સમજ પડે નહીં, માટે અવસ્થા શબ્દ બોલવો પડે છે.

**પ્રશ્નકર્તા :** તો અવસ્થા શબ્દ જ ખોટો છે ?

**દાદાશ્રી :** ના, ના, અવસ્થા તમને સમજવા માટે કહેવું પડે, જાડી ભાષામાં. તમને પર્યાય સમજાય નહીં. પર્યાય તો તમને હું કહું

છું તોય નહીં સમજાતું. એ તો બહુ જ ઊંડી, બહુ ઝીણી વાત છે.

**પ્રશ્નકર્તા :** હવે થોડું ઘણું સમજાવોને, દાદા. એટલે અમને સમજણ પડે.

**દાદાશ્રી :** ના, એ બુદ્ધિમાં નથી ઊતરે એવી. એટલે આ અમે તમને કહીએ ને, એ તમને બુદ્ધિથી જેટલું સમજાય એટલું સમજો.

**પ્રશ્નકર્તા :** પણ આત્માના પર્યાય એ જ નિજઅવસ્થા કહેવાય?

**દાદાશ્રી :** ના, ના, પર્યાય એકલી નિજઅવસ્થા ક્યાંથી ? એ તો ગુણ, દ્રવ્ય ને પર્યાય ત્રણેવ સાથે હોય એને નિજઅવસ્થા કહેવાય. સાથે ના હોય તો એ તત્ત્વ જ ના કહેવાય. દરેક તત્ત્વને ત્રણેવ સાથે હોય. જડ તત્ત્વને, ચેતન તત્ત્વને, બધાને હોય, નહીં તો તત્ત્વ જ ના કહેવાય. એટલે દરેક તત્ત્વ વ્યવહારથી વિનાશી છે અને નિશ્ચયથી બધા અવિનાશી છે.

એટલે આ બધી બહુ ઝીણી વાતો, બહુ ઊંડા ઉતરવું એના કરતાં આપણને દાદાએ કહ્યું એ જ્ઞાતા-દ્રષ્ટા રહેવું અત્યારે. જ્ઞાતા-દ્રષ્ટા શેમાં રહો? ત્યારે કહે, આ ચંદુભાઈનું જે ચાલે છે એ જોયા કરવાનું. આ ઝીણું કાંતવા જતાં તો ભૂલા પડી જઈએ. એટલે આ જાડું શીખવાડ્યું છે એ રીતે સારું છે. જ્ઞાતા-દ્રષ્ટા, જ્ઞેય આવ્યું કે જ્ઞાતા ઊભો થયો. દશ્ય આવ્યું કે દ્રષ્ટા ઊભો થયો. જ્ઞેય અને દશ્ય અનેક હોય. જ્ઞેય અને દશ્ય બદલાયા જ કરે, વારેઘડીએ. ધર્માસ્તિકાય એટલે કે ગતિસહાયક તત્ત્વેય બદલાયા કરે, પેલા બીજા સનાતન તત્ત્વોય બદલાયા કરે. દરેક તત્ત્વો પરિવર્તન થયા કરે. આ બુદ્ધિ સાથે ઊંડા ઉતરવા જતાં વિકલ્પમાં ઘૂસી જાયને તો પછી ખરડાય ઊલટો, ડાઘ પડે. એના કરતાં આજ્ઞામાં રહેવું.

**પ્રશ્નકર્તા :** ના, બરોબર છે. એ વાત ખરી છે.

**દાદાશ્રી :** અર્જુનને જે જ્ઞાન પ્રાપ્ત થયું હતું, તે જ્ઞાન મેં તમને આપ્યું છે, ક્ષાયક સમકિત. એટલે આ આત્માની ઉપર જે પ્રતીતિ બેઠી, તે ખસે જ નહીં. અમારી આજ્ઞા પાળેને એટલે પ્રતીતિ રહે. પછી

એમાંથી વિજ્ઞાન ઊભું થાય અને એનાથી મુક્તિ ઊભી થાય, બધું આમ જોડે જોડે થયા જ કરે.

## જુદા બન્નેના પર્યાય, સંગદોષ અને એબ્સૉલ્યુટના !

**પ્રશ્નકર્તા :** પહેલો જે પર્યાય ઊભો થઈને આપણને જોવામાં આવ્યો, કર્મફળરૂપે જ પર્યાય હોય છે, તો એ કર્મ ક્યારે બંધાયા ?

**દાદાશ્રી :** કર્મનો ક્યાં સવાલ છે ? પર્યાય એ કર્મ નથી. ઈટર્નલ વસ્તુ કોનું નામ કહેવાય ? કોઈ પણ વસ્તુ ઈટર્નલ હોય તો એની અંદર ગુણ હોવા જ જોઈએ. ગુણ પરમેનન્ટ છે અને પર્યાય વિનાશી છે. આ રીતે આ જગત ઊભું થયેલું છે.

**પ્રશ્નકર્તા :** એને માટે આ લોકોએ એબ્સૉલ્યુટ શબ્દ વાપર્યો ?

**દાદાશ્રી :** તે એબ્સૉલ્યુટ વસ્તુ જુદી છે અને એબ્સૉલ્યુટ જે છે ને, એય પર્યાય સહિત છે. પણ એના પર્યાય પછી જુદા હોય છે, આ પર્યાય જુદા છે. આ સંગદોષ પર્યાય છે. અનાત્માના સંગદોષથી તો આ પર્યાય છે. આ સંગ છુટ્ટો પડ્યા પછી પર્યાય પેલા ચોખ્ખા, ક્લિયર રહે છે.

હવે આ કહે છે કે શેના આધારે આ બધું ચાલી રહ્યું છે ? તો નિયતિના આધારે. આ પ્રવાહની પેઠ વહી રહ્યું છે અને અનાદિથી પ્રવાહ વહ્યા જ કરે છે. હવે આમાં બુદ્ધિ શી રીતે કામ કરે ?

આત્માઓ અનંત છે અને પુદ્ગલ એટલે પરમાણુ અનંત છે અને આમ સમસરણમાં છે. એટલે બે સાથે થયા એનો સંગદોષ લાગ્યો છે. એ સંગદોષથી આ ઉત્પન્ન થયું ત્યારે સંગ તો છે, જ્યારથી છે ત્યારથી સંગદોષ છે. એટલે આ ઈટર્નલને શરૂઆત ન હોય.

**પ્રશ્નકર્તા :** આપ હમણાં જ બોલ્યા કે ઉત્પન્ન થયું છે ?

**દાદાશ્રી :** શબ્દ તો બોલવો પડે તમને સમજવા માટે કે ભઈ, તમને દેખાય છે તે શેના આધારે ? આ સૂર્ય આપણે સવારમાં ઊગે છે. ત્યાં ઊગ્યો કહેશે, અહીં આથમ્યો છે, ઈસ ધેટ ફેક્ટ ?

**પ્રશ્નકર્તા :** ના, એ તો દેખાય છે.

**દાદાશ્રી :** તારી સમજણમાં દેખાય કે નહીં ? એવું જ છે આ. અમને બધું દેખાય કે આવું કશું છે નહીં આ બધું. પેલાને ત્યાં એમ જ દેખાય કે સૂર્ય ઊગ્યો અને આથમ્યો. એટલે એ લોકો માટે બરોબર છે, એને જેવું દેખાય છે, એવું એ બોલે છે. સૂર્યને એવું દેખાતું હશે? સૂર્યને શું દેખાતું હશે ?

**પ્રશ્નકર્તા :** સૂર્યની જગ્યાએ જઈને જુએ તો ઊગ્યો નથી ને આથમ્યોય નથી એમ આવે ને જવાબ ?

**દાદાશ્રી :** હં. ઊગ્યોય નથી ને આથમ્યોય નથી. ઘણી ચીજો એવી છે કે જે પોતાની દૃષ્ટિ બહારની છે, આ બુદ્ધિની બહારની છે.

**પ્રશ્નકર્તા :** એટલે બિગીનીંગલેસ, એન્ડલેસ. (શરૂઆત વગરનું, અંતહીન) આ બે વાક્યો ?

**દાદાશ્રી :** એન્ડલેસ, બસ. પણ આ વાત સમજવા જેવી છે.

**પ્રશ્નકર્તા :** ના, મને તો આ અનંતીના નિયમનું સમાધાન જોઈએ છે.

**દાદાશ્રી :** બધા નિયમનું સમાધાન છે. પણ નિયમનું સમાધાન પદ્ધતસર સમજીને હોવું જોઈએ. જેમ આ સૂર્યના જેવું થાય છે. દરેક લોકો કહે છે, ઊગ્યો ને આથમ્યો.

આત્મામાં એવા ગુણ છે, અનાત્મામાંય એવા ગુણ છે. ઉત્પન્ન થવું, વિનાશ થવું, ધ્રુવતા છોડવી નહીં. આ કાળ તત્ત્વમાંય એવા ગુણ છે. આ કાળ જે છે ને, ઉત્પન્ન થવું, વિનાશ થવું, ધ્રુવતા છોડતું નથી. આકાશમાંય એવા ગુણ છે. આકાશમાં ઉત્પન્ન થવું, વિનાશ થવું, ધ્રુવતા છોડતો નથી.

❖❖❖❖❖

# [૨]

# ગુણ-પર્યાયના સાંધા, દૃશ્યો સાથે !

## ભેદ, બુદ્ધિથી જોવામાં ને પ્રજ્ઞાથી જોવામાં !

**પ્રશ્નકર્તા :** હું જ્ઞાતા-દ્રષ્ટા થઈને જોવાનો પ્રયત્ન કરું છું, તે ઘડીએ પણ બુદ્ધિ જોતી હોય એમ લાગે છે.

**દાદાશ્રી :** એ ખરું કહે છે. બુદ્ધિ જ જુએ છે (રિયલ) જ્ઞાતા-દ્રષ્ટા તો બુદ્ધિય ન પહોંચે ત્યાં શરૂ થાય છે.

આ બધી જ્ઞેય વસ્તુનો જ્ઞાતા-દ્રષ્ટા 'હું' નથી લાગતો, પણ આ બુદ્ધિ લાગે છે. પણ આ બુદ્ધિનો જ્ઞાતા-દ્રષ્ટા કોણ ? આત્મા. 'એવું લાગે છે' ત્યારે દ્રષ્ટા તરીકે જોયું અને 'જાણવામાં આવે છે' ત્યારે જ્ઞાતા તરીકે જાણ્યું.

**પ્રશ્નકર્તા :** એટલે આ આખા દિવસનું જોવાની પ્રક્રિયા હતી તો એને જોનારો જે છે, એને પણ જોનારો બીજો હોય છે એમ ? તો પહેલો જોનારો કોણ છે ?

**દાદાશ્રી :** એ છે તે ઉપાદાન કહો, બુદ્ધિ કહો કે અહંકાર કહો, ને તેને પણ જોનારો એ આત્મા. જોનારનેય જાણે.

**પ્રશ્નકર્તા :** તો આમાં પ્રજ્ઞા ક્યાં આવી ?

**દાદાશ્રી :** એ જ પ્રજ્ઞાને ! મૂળ આત્મા તો મૂળ આત્મા જ છે.

**પ્રશ્નકર્તા :** એ ડિમાર્કેશન કેવી રીતે ખ્યાલ આવે કે આ બુદ્ધિનું જોવા-જાણવાનું છે અને આ 'પોતાનું' જોવા-જાણવાનું છે ?

**દાદાશ્રી :** બુદ્ધિનું તો આમ આંખે દેખાય તે જ જોવા-જાણવાનું અથવા કાનથી સંભળાય તે, જીભથી ચખાય તે, એ બુદ્ધિ બધી.

**પ્રશ્નકર્તા :** એટલે આ ઈન્દ્રિયનું થયું પણ બીજું બધું પણ અંદર ચાલતું હોય ને બુદ્ધિનું દેખાવાનું કે આ પક્ષપાતી છે, આવા છે, તેવા છે એ બધું પણ બુદ્ધિ જ જુએ ને ?

**દાદાશ્રી :** આ બધું જુએ, એ બુદ્ધિનું જ. અને આત્માનું જ્ઞાન-દર્શન તો જોવું ને જાણવું એ જુદી વસ્તુ છે. દ્રવ્યોને જુએ-જાણે, દ્રવ્યના ગુણને જાણે, એના પર્યાયને જાણે, એ બધું જાણવું-જોવું, એનું નામ આત્મા. અગર તો મનના બધા પર્યાયને જાણે. બુદ્ધિ તો મનના પર્યાય અમુક હદ સુધી જ જાણી શકે, જ્યારે આત્મા મનના બધા જ પર્યાયને જાણે. બુદ્ધિને જાણે, પરિસ્થિતિને જાણે. અહંકારના પર્યાયો જાણે, બધું જ જાણે. જ્યાં બુદ્ધિ ના પહોંચે, ત્યાં પછી એનું (આત્માનું) ચાલુ થાય.

**પ્રશ્નકર્તા :** અને જે ચંદુભાઈને જુએ છે એ બુદ્ધિ ?

**દાદાશ્રી :** એ બુદ્ધિ જુએ અને બુદ્ધિને જુએ છે તે આત્મા. બુદ્ધિ શું કરી રહી છે, મન શું કરી રહ્યું છે, અહંકાર શું કરી રહ્યો છે, બધાને જાણનાર તે આત્મા. આત્માની આગળ પરમાત્માપદ રહ્યું. શુદ્ધાત્મા થઈ ગયો તે પરમાત્મા ભણી ગયો અને પરમાત્મા થયો તેને કેવળજ્ઞાન થઈ જાય. અગર તો કેવળજ્ઞાન થયું તે થઈ ગયો પરમાત્મા. ફૂલ (પૂર્ણ) થયો, નિર્વાણપદને લાયક થઈ ગયો. એટલે જોવા-જાણવાનો ઉપયોગ રાખવો જોઈએ, આખો દિવસ.

**પ્રશ્નકર્તા :** આ પુદ્ગલની બધી વસ્તુ જે જુએ છે એ જોવાની બધી જે ક્રિયા છે, એ બુદ્ધિક્રિયા છે કે જ્ઞાનક્રિયા છે ?

**દાદાશ્રી :** એ આમ તો પ્રજ્ઞાના ભાગમાં જ જાયને ! અહંકાર અને બુદ્ધિની ક્રિયાથી થોડું સમજ પડે, બાકી પ્રજ્ઞા સિવાય ના સમજ પડે.

**પ્રશ્નકર્તા :** આપ કહો છોને કે અમે જ્ઞાન આપીએ એટલે

આત્મા અને દેહને છૂટા પાડી આપીએ છીએ, તો આ બંનેને જુદો પાડનારો જુએ છે કોણ ?

**દાદાશ્રી :** બે વસ્તુ છે જોનારી. એક તો પ્રજ્ઞા છે અને પ્રજ્ઞાનું કામ પૂરું થઈ ગયા પછી આત્મા છે. આત્મા જ્ઞાયક તરીકે રહે છે. પ્રજ્ઞાથી માંડીને આત્મા સુધીનો જોનાર છે. પ્રજ્ઞાનું કામ પૂરું થાય એટલે આત્મા પોતે, જ્ઞાયક તરીકે થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ જોવું-જાણવું જે કીધું આત્માનું, એ દ્રવ્યોને જાણે ?

**દાદાશ્રી :** હં !

**પ્રશ્નકર્તા :** એ દ્રવ્યને, દ્રવ્યના ગુણધર્મ અને દ્રવ્યના પર્યાયને કેવી રીતે જાણે, એમાં શું શું જોઈ શકે ? એનો એક્ઝેક્ટ દાખલો આપોને !

**દાદાશ્રી :** આ કોના ગુણધર્મ છે એ બધું જાણે. પુદ્ગલના ગુણધર્મ છે કે ચેતનના ગુણધર્મ છે. પછી બીજા ગુણધર્મેય જાણે બધા. આકાશના ગુણધર્મ શું છે એ બધું જાણે. પછી કાળના શું ગુણધર્મ છે એ જાણે.

## ફેર, પ્રજ્ઞા અને પર્યાયમાં !

**પ્રશ્નકર્તા :** આત્માનો પર્યાય એટલે એવો એક દાખલો બતાવો કે ખ્યાલ આવે કે આ આત્માનો પર્યાય કહેવાય.

**દાદાશ્રી :** આ તમે છે તે ચંદુભાઈની ભૂલ જોઈ લો છો ને, એ ભૂલ પછી ફરી દેખાય છે ?

**પ્રશ્નકર્તા :** ના, એ પછી ના દેખાય.

**દાદાશ્રી :** પછી ના દેખાય, એટલે એનું નામ પર્યાય કહેવાય. આત્માની સાથે જે કાયમ રહે એ છે તે જ્ઞાન કહેવાય, ગુણ કહેવાય. અને જે અવસ્થા પૂરતું રહે, તત્પૂરતું એ પર્યાય કહેવાય. જે જ્ઞાન

પોતાના દોષને દેખાડે છે, એ જ્ઞાન નથી, પણ એ જ્ઞાનનો પર્યાય છે.

**પ્રશ્નકર્તા :** આ પ્રજ્ઞા છે તે પર્યાય કહેવાય ?

**દાદાશ્રી :** ના, પ્રજ્ઞા એ તો વસ્તુ જ જુદી છે. એ પર્યાય નહીં. પર્યાય તો કોનું નામ કહેવાય, આવીને જતો રહે તરત, અવસ્થા બિલકુલ ટૂંકી હોય.

આત્મા તો જ્ઞાન સ્વરૂપ છે. પણ એનો પ્રકાશ ઉત્પન્ન થાય. એમાં બધું દેખાય એ અવસ્થાઓ છે. આ જોયું, તે જોયું, બધું જો જો કર્યા કરે છે, પણ તે જોયા પછી એક પૂરું થયું, બીજું જુએ, ત્રીજું જુએ. એ અવસ્થાઓ કેવી હોય ? ઉત્પન્ન થાય, થોડો વખત ટકે, (ટકે એનો અર્થ ધ્રુવ નથી કારણ કે અવસ્થા ટકે ત્યારેય તેમાં સૂક્ષ્મતાએ પરિવર્તન તો ચાલુ જ હોય છે.) અને પાછું લય થાય. ઉત્પન્ન થાય, થોડો વખત ટકે ને લય થાય. અને લય થાય તો પાછી બીજી અવસ્થા ઉત્પન્ન થાય. એ નિરંતર ચાલ્યા જ કરવાનું, પુદ્ગલમાંય એવું. પુદ્ગલના પર્યાય તમને દેખાય બધા. પેલા તમને બહુ જલદી ના સમજાય. અત્યારે બધું (વિભાવિક) આત્મા જે જુએ છે બહાર, તે બધા પર્યાય છે. એના ગુણ છે તે કાયમના હોય, પર્યાય ટેમ્પરરી હોય.

**પ્રશ્નકર્તા :** પણ આત્માના તો અનેક પર્યાયો હોય, અસંખ્ય પર્યાયો હોય ?

**દાદાશ્રી :** આત્માના અસંખ્ય નહીં, નર્યા અનંત પર્યાય હોય. એની ગણતરી હોય નહીં ને !

## પર્યાય વિના, નહીં આત્મઅસ્તિત્વ !

**પ્રશ્નકર્તા :** પણ આત્માના પોતાના પર્યાય જે છે એ કંઈ જુદા જ હોય કે આ પુદ્ગલની સાથે જ લાગુ પડેલા હોય ?

**દાદાશ્રી :** (આત્માના) સ્વભાવની સાથે હોય.

**પ્રશ્નકર્તા :** હા, પણ એ તો આત્માના પર્યાય, એનો કંઈ દાખલો

આપો તો કંઈ સમજાય ને કે આ આત્માનો પર્યાય.

**દાદાશ્રી :** પર્યાય શબ્દ આવે ને ? એ હજુ સ્વભાવના પર્યાય ના હોય આ, આ વિભાવના પર્યાય છે.

**પ્રશ્નકર્તા :** પણ સ્વભાવના પર્યાય કેવા હોય ?

**દાદાશ્રી :** સ્વભાવના પર્યાય શુદ્ધ જ હોય.

**પ્રશ્નકર્તા :** હા, પણ એમાં કંઈ વિવિધતા હોય કે એક જ પ્રકાર હોય ?

**દાદાશ્રી :** એમાં વિકલ્પ ભાવ હોય નહીં ને ! પેલી માન્યતાઓ ના હોયને ! સ્વભાવથી જ હોય અને આ તો માન્યતાઓ બધી, વિકલ્પો. સંકલ્પ-વિકલ્પ. (બધું વિભાવના પર્યાયમાં હોય.)

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ પર્યાય તો સમજાય પણ આત્માના પર્યાય કેવા હોય ? એ દાખલો આપીને સમજાવો.

**દાદાશ્રી :** સૂર્યનું જે તેજ, અજવાળા નામનો ગુણ છે એ એનો ગુણ કહેવાય. કિરણો છે એ પર્યાય છે. એનો જે ગુણ છે, એ કાયમનો રહે. અને આ પર્યાય છે તે પાછા ઊડીયે જાય. પર્યાય વિનાશી છે.

**પ્રશ્નકર્તા :** પણ આમાં તો અજવાળાનાં કિરણ હોય છે, તો આત્મામાં જ્ઞાન-દર્શનના પર્યાય કેવા હોય ?

**દાદાશ્રી :** એ જ્ઞાન એ પ્રકાશ છે. અને જ્ઞાન થકી જાણવું એ પર્યાય છે. જાણવું-જોવું એ બધા પર્યાય. જે મૂળ સ્વભાવ છે એ કાયમનો હોય અને પર્યાય તો બદલાયા કરે, જે જાણવું-જોવું બદલાયા કરે એ એનું નામ પર્યાય કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞેય જે જાણવાનું અને જોવાનું છે, એ જ્ઞેય તો પૌદ્ગલિક છે, તો એમાં આનો પર્યાય ક્યાં ગણાય ?

**દાદાશ્રી :** પણ એ જ્ઞાનને પર્યાય છે. જ્ઞાનના પર્યાયથી 'તમે' જ્ઞેયને જાણી શકો. એ પર્યાય પછી નાશ થઈ જાય અને જે જ્ઞાન છે

એ કાયમને માટે રહે, એ ગુણ છે આત્માનો. જ્ઞાન અને દર્શન એ બે કાયમના ગુણો છે. કેટલાયે બીજાં ગુણો છે એવા કે જે કાયમના છે.

**પ્રશ્નકર્તા :** આ પુદ્ગલને અનુલક્ષીને જે પર્યાય ઉત્પન્ન થાય છે એ તો સમજાયું. પણ કે આત્માના સ્વતંત્ર પોતાના પર્યાયો ખરા કે જે ક્યાંય પુદ્ગલની જોડે સંબંધમાં નથી આવતા ?

**દાદાશ્રી :** સ્વતંત્ર પર્યાય સિવાય આત્મા હોય નહીં.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ ના હોય તો આત્માના પર્યાય જ ના હોય ને ?

**દાદાશ્રી :** એટલે આ આત્માના ગુણ અને પર્યાય તો હોય જ, નહીં તો આત્મા જ હોય નહીં. એ માન્યતા જ રોંગ પછી. શેમાં લખેલું છે આવું ? પ્રશ્ન જ ના હોય આવો. પુદ્ગલ ના હોય એટલે ? પુદ્ગલ ના હોય, તો બીજું હોય, ત્રીજું હોય, પણ આ જે જોવા-જાણવાની ક્રિયા છે, ગુણ છે, એ વપરાયા વગર રહે નહીં, નિરંતર ચાલુ. સિદ્ધક્ષેત્રમાંય વપરાયા કરે નિરંતર, ચોવીસેય કલાક. એ આત્માને આપણે શ્રદ્ધેલો કામનો, નહીં તો પછી જે આત્મામાં આપણે પર્યાય ના સમજીએ ને, તો એ શ્રદ્ધા ખોટી છે. આત્મા દ્રવ્ય, ગુણ અને પર્યાય સહિત જ હોય.

**પ્રશ્નકર્તા :** એટલે સિદ્ધક્ષેત્રમાંય પર્યાય ખરા ?

**દાદાશ્રી :** બધેય પર્યાય. જ્યાં આત્મા છે ત્યાં ગુણ અને પર્યાય, બેઉ સાથે હોય.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલની જોડે ક્યાંય સંબંધ લાગુ પડતો નથી એવા આત્માના સ્વતંત્ર પર્યાયો કયા ?

**દાદાશ્રી :** હોય, બધાય પર્યાયો જ હોય ને !

**પ્રશ્નકર્તા :** દાખલો આપી શકાય ?

**દાદાશ્રી :** બધા દાખલા છે ને ! પર્યાય હોય, તે પુદ્ગલ છે એને જોયા વગર રહે જ નહીં. પુદ્ગલ સિવાય બીજી વસ્તુઓ જોઈ

શકે. અને પોતાના પર્યાય વગર વસ્તુ જ ના હોય. આત્માના સ્વતંત્ર પર્યાય હોઈ શકે નહીં એવું બોલાય નહીં. આત્માના પર્યાય ના હોય તો આત્મા જ જતો રહે. પછી ખલાસ થઈ જાય. કંઈ એકલું પુદ્ગલ કામ નહીં કરતું, બધી બહુ ચીજો છે ત્યાં. પણ અત્યારે તો એક આ પુદ્ગલને એકલાને જોશો એટલે બધી બહુ ચીજોને જોઈ શકાશે. જોવા-જાણવાનો જેનો મુખ્ય ગુણ છે. અને ધંધો જ એનો જોવા-જાણવાનો, નિરંતર આખો દહાડો. એટલે પર્યાય આખો દહાડો હોય જ.

## બે-બે પ્રકારો, દ્રષ્ટા ને દશ્યોના...

ચાર ભાગ-બે ભાગ દ્રષ્ટા અને બે ભાગ દશ્ય.*

**પ્રશ્નકર્તા :** દાદા, એ દ્રષ્ટાના બે ભાગ કયા અને દશ્યના બે ભાગ કયા ?

**દાદાશ્રી :** દ્રષ્ટા મૂળ સ્વરૂપે રહે છે, દ્રષ્ટા સ્વરૂપે વીતરાગ અને બીજા દ્રષ્ટા 'હું', બુદ્ધિ છે તે 'આને' (પ્રતિષ્ઠિત આત્માના કાર્યોને) જુએ. પહેલું દશ્ય છે તે પ્રતિષ્ઠિત આત્મા, બીજું દશ્ય એનાં કાર્યો. બે પ્રકારનાં દશ્ય અને બે પ્રકારના દ્રષ્ટા.

બે પ્રકારના જ્ઞાતા અને બે પ્રકારના જ્ઞેય ! એટલે આત્મા (પ્રજ્ઞા, શુદ્ધાત્મા) અને આત્મા (વિભાવિક આત્મા, વિભાવિક 'હું')ના પર્યાય (તે બુદ્ધિ). અને આ પ્રતિષ્ઠિત આત્મા અને એના પર્યાય એ બે જ્ઞેય છે. ભગવાન (મૂળ દ્રવ્ય)ને કશું ના થાય, પર્યાયમાં દેખાય.

**પ્રશ્નકર્તા :** દાદા, આપે જે દ્રષ્ટા બે કીધા ને, તેમાં દરઅસલ આત્મા એ મૂળ દ્રષ્ટા ?

**દાદાશ્રી :** શુદ્ધાત્મા.

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા અને બીજો દ્રષ્ટા જે છે તે, આત્માના પર્યાયો જે છે તે ને ?

**દાદાશ્રી :** એ (વિભાવિક આત્મા)ના પર્યાયો ઊભા થાય છે તે.

*વધુ સત્સંગ માટે આપ્તવાણી-૧૩ (પૂ.), ચે.-૭ જોનાર, જાણનાર અને તેને જાણનાર.

આત્માના પર્યાયો છે, તે કોના પર્યાય જુએ છે ? પ્રતિષ્ઠિત આત્માના પર્યાયોને આ બધું મૂળ આત્મા ના જુએ. એને એમાં પડેલી નહીંને, વીતરાગ !

**પ્રશ્નકર્તા :** એ વીતરાગ છે ?

**દાદાશ્રી :** હા. વીતરાગ તો આ (આત્માના પર્યાયો)ય ખરા, જે 'આ રાગ છે' એવું જાણે અને 'આ દ્વેષ છે' એવું જાણે અને 'ભગવાન' (મૂળ આત્મા) પોતે વીતરાગ રહે. એમને એમાં રાગેય નથી ને દ્વેષેય નથી.

**પ્રશ્નકર્તા :** પહેલો દ્રષ્ટા એ દરઅસલ આત્મા, એ શું જુએ છે ?

**દાદાશ્રી :** એ તો વીતરાગતા જ જુએ. એ રાગ-દ્વેષ કેવી રીતે જુએ ? એ રાગ-દ્વેષ એમાં છે નહીં, કશું છે નહીં. એમને તો આ ઉદયને આધીન જે બધું છે, તે જોયા કરે. એમને સારું-ખોટું ના હોય.

**પ્રશ્નકર્તા :** એટલે તત્ત્વ સ્વરૂપે જોયા કરે બધું ?

**દાદાશ્રી :** તત્ત્વ સ્વરૂપેય જુએ ને અતત્ત્વનેય જુએ.

**પ્રશ્નકર્તા :** અતત્ત્વને પણ જુએ ?

**દાદાશ્રી :** બન્નેને જુએ, પણ વીતરાગ.

**પ્રશ્નકર્તા :** અને બીજા દ્રષ્ટા કોણ છે ?

**દાદાશ્રી :** એ એના પર્યાય છે.

**પ્રશ્નકર્તા :** મૂળ આત્માના પર્યાય એ પણ દ્રષ્ટારૂપે જ રહે છે ?

**દાદાશ્રી :** દ્રષ્ટારૂપે રહે, વીતરાગેય હોય પણ 'આ ખોટું છે અને આ સારું છે' એવું જાણે, એટલે ત્યાં સુધી એ પર્યાયો બુદ્ધિના કહેવાય. (જ્ઞાન લીધા પછી અહંકાર નથી રહેતો, તેથી બુદ્ધિ જુએ, એમાં અહંકાર નહીં હોવાથી રાગ-દ્વેષ નથી થતાં.) મૂળ આત્માના પર્યાય પણ શુદ્ધ હોય છે. મૂળ આત્માનું જ્ઞાન શુદ્ધ, એના પર્યાય શુદ્ધ અને આ

(વિભાવિક આત્માનું) (જ્ઞાની પદમાં) જ્ઞાન શુદ્ધ, પર્યાય શુદ્ધ નહીં.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન શુદ્ધ અને પર્યાય શુદ્ધ નથી, છતાં એ જુએ-જાણે છે ?

**દાદાશ્રી :** હા. આ દાદાને જે છે તે વીતરાગતા. પર્યાયમાં પણ એમને રાગ-દ્વેષ નહીં આવવાના. છતાં પણ 'આ સારું છે ને તે ખોટું છે' એવું જાણે. એનાથી નીચેના ભાગમાં બુદ્ધિ જેવું પદ, એ હોય છે, જે પૌદ્ગલિક ગણાય છે. એમાંથી રાગ-દ્વેષ હઉ થાય. (કારણ કે બુદ્ધિ જે જુએ-જાણે તેમાં અહંકાર ભળેલો હોય તો રાગ-દ્વેષ થાય) અને આ દશ્ય શું છે ? એ તો એના ચાર ભાગ કરવા સારા. એક દ્રષ્ટા, બીજો દ્રષ્ટા, ત્રીજું દશ્ય અને ચોથું દશ્ય.

**પ્રશ્નકર્તા :** પછી બીજો જ્ઞેય અને બીજા જ્ઞાતા, અને પહેલો જ્ઞાતા અને પહેલો જ્ઞેય પણ કહ્યુંને ?

**દાદાશ્રી :** હા, જ્ઞાતા ને દ્રષ્ટા, એ બેઉ સાથે છે.

**પ્રશ્નકર્તા :** એટલે બે રૂપે જ્ઞાતા ને દ્રષ્ટા, બે રૂપે દશ્યો અને બે રૂપે જ્ઞેયો.

**દાદાશ્રી :** બરોબર. જ્યારે જ્ઞેયથી શુદ્ધતા આવી જાય છે (જ્ઞેયમાં તન્મયાકારપણું છૂટે છે, જ્ઞેયથી છૂટો થાય, જ્ઞેયોનો વીતરાગતાથી જ્ઞાતા રહે એમ જ્ઞેયોથી પોતાને શુદ્ધતા આવતી જાય છે), એટલે પાછો મૂળ સ્વરૂપ આવ્યો.

**પ્રશ્નકર્તા :** આ વાત જરા ફરીથી કહો.

**દાદાશ્રી :** જ્ઞેયથી શુદ્ધતા આવી જાય એટલે 'પોતે' આખોય શુદ્ધ થઈ જાય, પર્યાય અને જ્ઞેયથી. વિચારી જોજે, આ બહુ ઝીણી વાત છે.

**પ્રશ્નકર્તા :** એક વખત એવી વાત નીકળી હતી, બે પ્રકારના જ્ઞેયો અવસ્થા રૂપે છે અને એક પ્રકારનું જ્ઞેય તત્ત્વ સ્વરૂપે છે.

**દાદાશ્રી :** એ તો આપણે ગણી જોયું, બાકી આમ બે ને બે ચાર

જ ગણાય. આત્માનું જ્ઞાન, એનો સ્વભાવ બગડતો નથી. જ્ઞાન વીતરાગ જ હોય છે. પર્યાય એકલા જ બગડે. કારણ કે જ્ઞાન છે તે પરમેનન્ટ છે અવિનાશી છે અને પર્યાય છે તે અવસ્થાઓ છે, એ વિનાશી છે. જે અવસ્થાવાળું જ્ઞાન એને બુદ્ધિ ગણાય છે. તેય વિનાશી છે. એ વિનાશીમાં આ દેખાય છે બધું.

**પ્રશ્નકર્તા :** હવે, આપે એમ કહ્યું કે પહેલું દૃશ્ય પ્રતિષ્ઠિત આત્મા અને બીજું દૃશ્ય પ્રતિષ્ઠિત આત્માની ક્રિયાઓ, તો એને જે શુદ્ધ દેખાય છે એ શુદ્ધ દેખાવામાં...

**દાદાશ્રી :** બેઉ, બેઉ.

**પ્રશ્નકર્તા :** આ બન્ને દેખાયા કરે ? પ્રતિષ્ઠિત આત્મા ને એની ક્રિયાઓ. બે દ્રષ્ટા કીધા અને બે દૃશ્ય કીધા, તો પહેલા દ્રષ્ટા પ્રતિષ્ઠિત આત્માને જુએ છે, એવું કહ્યું.

**દાદાશ્રી :** કયો આત્મા ?

**પ્રશ્નકર્તા :** પહેલો દ્રષ્ટા પ્રતિષ્ઠિત આત્માને જુએ છે, એટલે પ્રતિષ્ઠિત આત્મા પહેલું દૃશ્ય છે. અને પ્રતિષ્ઠિત આત્માની ક્રિયાઓ, એ બીજું દૃશ્ય છે અને બીજા દૃશ્યને બીજો દ્રષ્ટા એટલે પર્યાયો જુએ છે ?

**દાદાશ્રી :** હા. અને પહેલો દ્રષ્ટા પ્રતિષ્ઠિત આત્માને જુએ છે.

**પ્રશ્નકર્તા :** તો જે શુદ્ધ દશા ઉત્પન્ન થઈ, ત્યારે એને આ બન્ને દૃશ્યો હોય ?

**દાદાશ્રી :** એક જ દૃશ્ય હોય.

**પ્રશ્નકર્તા :** કયું ?

**દાદાશ્રી :** શુદ્ધ જ. શુદ્ધ અને અવિનાશી. શુદ્ધ વિનાશી હોય નહીં. શુદ્ધ તો અવિનાશી જ હોય હંમેશાં. એટલે શુદ્ધ ને એવી બધી અવિનાશી ચીજ જુએ, છયે તત્ત્વો.

વિભાવિક આત્મા પર્યાય સ્વરૂપે વિનાશી છે અને જ્ઞાન સ્વરૂપે

અવિનાશી છે. કેવળજ્ઞાન પછી વિભાવિક પર્યાય હોતા નથી.

'પોતે' પર્યાય સ્વરૂપે વિનાશી છે અને જ્ઞાન સ્વરૂપે અવિનાશી છે. કેવળજ્ઞાન પછી 'પોતે' પર્યાય સ્વરૂપે હોતો નથી. થોડું ઘણું તમને સમજાય એવું છે ?

**પ્રશ્નકર્તા :** દાદા, થોડું સમજાય છે.

**દાદાશ્રી :** મને બોલતાં ફાવતું નહીં.

**પ્રશ્નકર્તા :** ના, પણ દાદા હવે હમણાં કષ્ટ ન લો.

**દાદાશ્રી :** હા, તે વાંધો નહીં એ તો. પણ ફોડ તો પૂરેપૂરો નીકળે. જે વાતો નીકળી, ફરી કોઈ વાર આવી વાત નીકળે નહીં. આત્મા વિનાશી કહેવાય નહીંને ! અને એના પર્યાય વિનાશી છે એટલે એ બુદ્ધિમાં જાય. એને બુદ્ધિ ગણી છે. અને તે જે બુદ્ધિથી આ દેખાય છે, એ બુદ્ધિ ક્યાંથી ઉત્પન્ન થઈ ? ત્યારે કહે, (વિભાવિક) આત્માના પર્યાયથી નીકળે છે. બુદ્ધિ વિનાશી છે અને વિનાશી માત્ર મૂળ સ્વરૂપમાં નથી. એ તો જ્યારે પર્યાયમાંય તમને શુદ્ધ દેખાય, ત્યારે મૂળ શુદ્ધાત્મા થયો કહેવાય. પર્યાયમાં કેવું દેખાવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** શુદ્ધ દેખાવું જોઈએ. પણ એ શુદ્ધ દેખાતી વખતે 'આ સારું અને આ ખોટું', એવું પણ દેખી શકે છે ને ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** નહીં ? ત્યાં સુધી અશુદ્ધ કહેવાય ?

**દાદાશ્રી :** એ જે કહ્યું ને, એમાં જેટલી કચાશ છે 'અમારી' (જ્ઞાની પદ), એટલા જ પર્યાય 'મારે' બગડેલા. એટલા પર્યાય શુદ્ધ થઈ જાય, તો અમારા જ્ઞાનના પર્યાય એકદમ ચોખ્ખા થઈ જાય. સમજાય એવું નથી ? વાંધો શું આવે ?

બહુ ઝીણી વાત છે આ. આવી વાત જ ના કરાય. આ સામાન્ય વાત ન્હોય આ. આ તો અમારે એકલાને જ જાણવાની વાત. અમે

જાણીએ કે આટલા સુધી અશુદ્ધ છે.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યુંને કે આટલા જ્ઞાનના પર્યાય અશુદ્ધ છે, તો એ શેના આધારે ? એટલે કઈ અશુદ્ધતા છે એમાં ?

**દાદાશ્રી :** એ અમારી દશા સંપૂર્ણ થઈ નથી, સંપૂર્ણ વીતરાગ. પર્યાય પણ વીતરાગ જોઈશે અને જ્ઞાનેય પણ વીતરાગ જોઈશે.

**પ્રશ્નકર્તા :** પર્યાયમાં વીતરાગતા ક્યારે આવે ?

**દાદાશ્રી :** ચોખ્ખો થાય ત્યારે. બધાં કર્મોનો નિકાલ થઈ જાય. એ કર્મો કઈ જાતનાં પાછાં ? અંદર ચોખ્ખો થઈ જાય, પછી ઘણા કાળે છે તે બહાર ચોખ્ખો થાય. અમે કહીએને કે 'અમે' આત્માએ કરીને સંપૂર્ણ શુદ્ધ છીએ, જ્ઞાને કરીને સંપૂર્ણ શુદ્ધ છીએ, પર્યાયે કરીને 'અમે' અશુદ્ધ છીએ.

**પ્રશ્નકર્તા :** એટલે એ કર્મનો ઉદય આવે ત્યારે શુદ્ધતા પરિણામ પામે એવું ? ત્યાં સુધી એ બેલેન્સ રહેશે, પેન્ડિંગ રહેશે.

**દાદાશ્રી :** હા, પડી રહ્યા હોય ત્યાં સુધી ના થાય. એ (ભરેલો માલ) બહાર નીકળી જાયને, પછી પર્યાય શુદ્ધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** અને એ પર્યાયને આપણે જોવાથી શુદ્ધ થઈ જાય?

**દાદાશ્રી :** હા, પછી શુદ્ધ જ રહે છે. બીજું દેખાય નહીં. અશુદ્ધિ દેખાય નહીં. પર્યાયમાં ચંચળતા એ નાશ થઈ જાય. થોડું સમજાય છે?

એમ કરતાં પર્યાયનું સ્વરૂપ જુદું થયું (શુદ્ધ થયું), હવે આત્માનું સ્વરૂપ કેટલું? એ જ્ઞાન અને પર્યાય.

**પ્રશ્નકર્તા :** આત્માનું સ્વરૂપ જ્ઞાન અને પર્યાય ?

**દાદાશ્રી :** બસ.

**પ્રશ્નકર્તા :** એ આત્માનું સ્વરૂપ ગણાય ?

**દાદાશ્રી :** જ્ઞાનનો સ્વભાવ એવો કાયમનું રહેવું અને પર્યાયનો

સ્વભાવ જેવું દશ્ય દેખાય એવું જ જુએ.

**પ્રશ્નકર્તા :** અવસ્થારૂપે હોય ? અવસ્થા સ્વરૂપને જોવું, એ પર્યાયોનું કામ ?

**દાદાશ્રી :** અવસ્થા સ્વરૂપને જુએ. જેટલામાં જ્ઞાન અંતરાઈ રહે એટલામાં પર્યાયથી જુએ હઉ. અને પોતે જ્ઞાનમાં જુએ ત્યારે આખું કેવળજ્ઞાન સ્વરૂપ જ દેખાય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન અંતરાઈ રહ્યું હોય, એટલામાં એ પર્યાયરૂપે જુએ, એ જરા ફરીથી કહો.

**દાદાશ્રી :** કેવળજ્ઞાન પર્યાયરૂપે હોતું નથી. આ 'જ્ઞાન' તો આત્માનો ગુણ કહ્યો સંસાર અર્થે, સંસારના સ્વભાવ માટે. આત્માનો મૂળ ગુણ વિજ્ઞાન સુધી જઈ શકે. કારણ કે આત્મા જે અવિનાશી છે, એમાં વિનાશી પદ હોય જ નહીં. સમજણ પડી ?

**પ્રશ્નકર્તા :** હં.

**દાદાશ્રી :** કોની પાસે આ 'જ્ઞાન' મૂકવાનું છે ? ત્યારે કહે, પર્યાયી લોકોને માટે આ જ્ઞાન મૂકવાનું છે. બાકી મૂળ સ્વરૂપે કેવળજ્ઞાન જ હોય.

દ્રવ્ય, ગુણ, પર્યાયોથી એકતા જ, આ ત્રણેવનું શુદ્ધિકરણ થઈ ગયું, તે થઈ ગયો પૂર્ણ શુદ્ધાત્મા. પણ આ કાળને લીધે પૂર્ણ કેવળજ્ઞાન થતું નથી. મને જ ૩૫૬ ડીગ્રીએ આવીને રહ્યું છે ને !

## બુદ્ધિ, જડ કે ચેતન ?

બુદ્ધિને દરેક ધર્મવાળાએ જડ કહી. અને જૈન ધર્મે ચેતન કહી. સાંભળવામાં આવેલું કોઈ દહાડો ? જૈન ધર્મેય બુદ્ધિને ચેતન કહી છે, એવું ?

**પ્રશ્નકર્તા :** એ બુદ્ધિ એટલે મતિજ્ઞાનમાં મૂકી છે ને ?

**દાદાશ્રી :** જ્ઞાનમાં હોય જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** મતિજ્ઞાન સ્વરૂપે કહેવાય ?

**દાદાશ્રી :** બુદ્ધિ એટલે અહંકારી જ્ઞાન અને આત્માના (વિભાવિક) પર્યાય એ અહંકારી જ્ઞાન.

**પ્રશ્નકર્તા :** આત્માના વિભાવિક પર્યાય એ અહંકારી જ્ઞાન ?

**દાદાશ્રી :** હા. અને સ્વભાવિક પર્યાયેય વસ્તુ જુદી છે, બહુ ઊંડી વાત છે. વાત કરાય નહીં અત્યારે. અહીંથી બીજા લોકો વાત જાણે અને ચૂથણાં ચૂથ્યાં કરે. 'પ્રકાશ સાધનોને નિરુચાર્યા, જ્ઞાન-દર્શન પર્યાયે' શાસ્ત્રકારોએ કહ્યું છે. દાદાએ પર્યાયની ના પાડી છે, શું વાત છે ? એટલે વાત ના કરીએ. વાતો જ લોકો લઈ જાય ને પછી ! કો'ક બોલી ઊઠે ને ! આવી કેટલીક વાતો અમે આપીએ નહીં, જે દુનિયાને નુકસાન કરે, એવી. એ અમારે એકલાને જ સમજવાનું અને પુસ્તકમાં, જૈન શાસ્ત્રમાં જોશો ત્યારે ખબર પડશે, તે વેદાંત એને જડ કહે છે, ફલાણો એને જડ કહેશે, પણ જૈન શાસ્ત્રો એને (બુદ્ધિને) ચેતન કહે છે.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, આપણે જેને નિશ્ચેતન ચેતન કહીએ છીએ તે જ ચેતનને ?

**દાદાશ્રી :** હા, તે જ નિશ્ચેતન ચેતન.

નિશ્ચય ચેતન કહીએ તે નહીં. નિશ્ચય ચેતન કહીએ છીએ ને ! એ તો આપણે આત્મામાં રહ્યા ત્યારે, એ તો જ્ઞાનમાં આવે. નિશ્ચયનો ડખો નથી. નિશ્ચયમાં ડખો નથી. નિશ્ચય ચેતન કહીએ તો નિશ્ચય બુદ્ધિ કહેવાય, પણ એવું નથી.

## શુદ્ધ જ્ઞાનદશામાં દેખ્યું શુદ્ધ જ !

એવું સમજવાનું છે કે પર્યાય એ વિનાશી છે અને જ્ઞાન અવિનાશી છે. પર્યાય વિનાશી ચીજો (ને વિનાશીરૂપે) જોઈ ના શકે. (વિનાશી સંબંધને સાચો માને, કાયમનો માને.) વિનાશીમાં વિનાશી જોવાની શક્તિ જો કેળવાય ત્યારે જ્ઞાન કહેવાય. બીજું તો છે એને એ રૂપે જુએ, પુદ્‌ગલને જુએ. બીજું કશું નહીં. પુદ્‌ગલ એટલે વિકૃત પરમાણુ.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ (વિકૃત પરમાણુ) રૂપે જુએ, એટલે વિનાશીરૂપે જુએ એવી રીતે જ થયું ને ?

**દાદાશ્રી :** હા, એવી રીતે જ.

**પ્રશ્નકર્તા :** પણ વિશેષતારૂપે ના હોય એમાં, સામાન્યભાવે હોય, એવું ?

**દાદાશ્રી :** મૂળ તો શુદ્ધાત્મા, એવું કશું જોવાનું એને પડેલી નહીં ને ! કેવળજ્ઞાન જ અને તે અવિનાશી. અને એટલે કહીએ, જગત નિર્દોષ છે, એ અમારું શુદ્ધ દર્શન છે. એ શુદ્ધ જ્ઞાનમાં આવવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** અને શુદ્ધ જ્ઞાનમાં આવે ત્યારે શું થાય ?

**દાદાશ્રી :** સર્વજ્ઞ, પછી કંઈ દાવો કરવાનો રહ્યો જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** અને જગત નિર્દોષ એ શુદ્ધ જ્ઞાનમાં આવે, ત્યારે જે જ્ઞેયો ને દશ્ય એને કેવું દેખાય ?

**દાદાશ્રી :** એ તો બધું શુદ્ધ જ દેખાય એને. આ તો પર્યાય બુદ્ધિને લઈને આવું દેખાય છે. છે જ શુદ્ધને પછી !

## શુદ્ધતા પમાડે પૂર્ણતા !

**પ્રશ્નકર્તા :** આપણે એવું કહીએ છીએ કે દ્રવ્યે કરીને હું સંપૂર્ણ શુદ્ધ છું, સર્વાંગ શુદ્ધ છું. જ્ઞાન-દર્શનાદિ ગુણો થકી 'હું' સંપૂર્ણ શુદ્ધ છું, સર્વાંગ શુદ્ધ છું અને પર્યાયથી પણ એટલે કે જ્ઞેયોને જાણવામાં પરિણમેલી અવસ્થા... તો એ જ્ઞેયો એટલે પર્યાય થકી પણ આપણે સંપૂર્ણ શુદ્ધ છીએ, સર્વાંગ શુદ્ધ છીએ ?

**દાદાશ્રી :** શુદ્ધ જ છીએ, પર્યાયથી.

**પ્રશ્નકર્તા :** પર્યાયથી પણ શુદ્ધ છીએ, કહીએ છીએ અને પર્યાયને શુદ્ધ કરવાના બાકી પણ છે, એ બે કેવી રીતે ?

**દાદાશ્રી :** પર્યાય શુદ્ધ ક્યાં સુધી ? તે (વિભાવિક આત્મા,

વિભાવિક 'હું') શુદ્ધ થતાં સુધી (વિભાવિક) પર્યાય રહે છે. પછી વિભાવિક પર્યાય જ રહેતાં નથી પણ સ્વભાવિક પર્યાય તો હોય જ.

**પ્રશ્નકર્તા :** એટલે 'પોતે' શુદ્ધ થતાં સુધી (વિભાવિક) પર્યાય હોય છે ?

**દાદાશ્રી :** હં, પછી તો જ્ઞાન જ હોય છે.

**પ્રશ્નકર્તા :** અને પર્યાય જો શુદ્ધ થઈ જાય તો 'પોતે' જ્ઞાન સ્વરૂપ થઈ ગયો ?

**દાદાશ્રી :** એક પર્યાય બાકી રહે ત્યાં સુધી કેવળજ્ઞાન ના થાય.

આત્મા એટલે 'જ્ઞાન-દર્શન પર્યાય.' જ્ઞાન-દર્શન પર્યાય એટલે આત્મા. દ્રવ્ય સ્વરૂપે આત્મા જ કહેવાય. અને બીજો આ સંસારી આત્મા, કહેલું છે. કોને ? કારણ કે મૂળ આત્મામાં (વિભાવિક) પર્યાય હોય જ નહીં ને ! સ્વભાવિક પર્યાય જ હોય.

**પ્રશ્નકર્તા :** હા, દરઅસલ આત્મામાં (વિભાવિક) પર્યાય હોય નહીં.

**દાદાશ્રી :** જે અવિનાશી છેને, એમાં વિનાશી હોય નહીં. સ્વભાવિક (પર્યાય) હોય.

**પ્રશ્નકર્તા :** એટલે આ બધાએ જે વાત કરી છે તે આ આત્માના પર્યાયની વાત જ કરી છે. દરઅસલ આત્માની કોઈએ વાત કરી જ નથી ને, દાદા ?

**દાદાશ્રી :** અને કરે શી રીતે ? સમજાય નહીં ને આ. આ મોટા મોટા જ્ઞાનીઓ અક્ષરેય સમજી રહ્યા (શક્યા) નથી.

લોકોના વિચારો જાગતા નથી કે આત્મા પરમેનન્ટ છે અને જ્ઞાનેય પરમેનન્ટ છે અને પર્યાય એનાં...

**પ્રશ્નકર્તા :** પર્યાય વિનાશી છે.

**દાદાશ્રી :** એટલે પછી કહ્યું કે જ્ઞાન-દર્શન પર્યાય સ્વરૂપ આત્મા છે. શુદ્ધ છે, ખોટું નથી કહ્યું. જ્યાં સુધી બધા (વિભાવિક) પર્યાય સંપૂર્ણ શુદ્ધ ન થાય, ત્યાં સુધી પર્યાય છે, પછી પર્યાય જતાં રહે છે. અને અમારા સંપૂર્ણ પર્યાય થઈ જશે એટલે જ્ઞાનમાં જ, કેવળજ્ઞાન, બસ. (વિભાવિક) પર્યાય નહીં, કેવળ એટલે બીજું કાંઈ પણ નહીં.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન સિવાય બીજું કાંઈ નહીં.

**દાદાશ્રી :** એટલે આ પર્યાય સંસાર અપેક્ષાએ આપેલા છે, સમજાયું ?

**પ્રશ્નકર્તા :** સંસારી આત્માની અપેક્ષાએ, એમ ?

**દાદાશ્રી :** પછી પર્યાયની જરૂર જ નથી ને ! અહીં જ પર્યાય હોય. કેવળજ્ઞાનના (વિભાવિક) પર્યાય ના હોય. બુદ્ધિ ખલાસ થઈ જાય એટલે પર્યાય ખલાસ થઈ જાય. 'અમે' જે અમારી બુદ્ધિ ખલાસ થયેલી છે, એમ કહીએ છીએ, એ સર્વ રીતે નહીં. લોકોને સમજવા માટે કહીએ છીએ. એ બુદ્ધિના ફાંકા રાખતો હોયને, ફાંકો ઉતારવા માટે. બાકી અમારે જે ચાર ડિગ્રી છે, એ પર્યાય અશુદ્ધ છે, એટલે જ આ દશા છે.

**પ્રશ્નકર્તા :** એટલે એ શુદ્ધ પર્યાય થયા પછી મન હોય ? વાણી હોય અને દેહ હોય ? દેહ તો હોય ને ?

**દાદાશ્રી :** એ તો એના પોતાના સ્વભાવમાં છે, એ જુદી વસ્તુ છે. મૂળ આત્મા જે અંદર છે, એ પર્યાયને સમજતો નથી. એ તો દેહ છે ત્યાં સુધી જીવે. પણ 'પેલો' કેવળજ્ઞાન સ્વરૂપે હોય, નો ટચ અને આ (અજ્ઞાન દશામાં) સો ટકા ટચ. પેલું (કેવળજ્ઞાન દશામાં) નો ટચ.

**પ્રશ્નકર્તા :** તો નો ટચ સ્થિતિમાં આ જે પુદ્‌ગલ રહ્યું, એ પુદ્‌ગલના પર્યાય તો જુએ ને ?

**દાદાશ્રી :** એ તો કેવળજ્ઞાન બધુંય જુએ પણ રાગ-દ્વેષ નહીં, વીતરાગતાથી એમને જોવું, એ જ્ઞાન એકલું જ હોય, બીજું કશું નહીં. અને હું સમજી જઉં કે શુદ્ધ જ્ઞાન છે. શુદ્ધાત્મા તને આપ્યો એટલે તમારું

શુદ્ધ તો થયું, તો બીજું શું રહ્યું ? ત્યારે કહે કે પર્યાય છે ને, તે શુદ્ધ થવાના બાકી છે !

**પ્રશ્નકર્તા :** મૂળ આત્મા, એ તો શુદ્ધ જ છે કહ્યું તો પર્યાય કોના બગડ્યા છે ? પર્યાય અશુદ્ધ કોના રહ્યા છે ?

**દાદાશ્રી :** અશુદ્ધ પર્યાય તો, એ જ્યાં અશુદ્ધ 'એની' (ફર્સ્ટ લેવલનો વિભાવ, હું) માન્યતા થઈ, પ્રતિષ્ઠિત થયો ત્યાંથી જ અશુદ્ધ થયા. 'હું આ છું' એમ માને, અશુદ્ધ પર્યાયને, તે જ પર્યાય 'એના'. આ સંસારી આત્મા, કેવળજ્ઞાન ન થાય ત્યાં સુધી પર્યાય સ્વરૂપ.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન ના થાય ત્યાં સુધી 'પોતે' પર્યાય સ્વરૂપ છે ?

**દાદાશ્રી :** હં, જ્ઞાન-દર્શન પર્યાય, બેઉ.

**પ્રશ્નકર્તા :** પણ આમાં શુદ્ધ અને અશુદ્ધ એ બેનું વિવરણ કેવી રીતે પડે છે ? એટલે કે શુદ્ધ પર્યાય સ્વરૂપે થયો કે અશુદ્ધ પર્યાય સ્વરૂપે રહ્યો, એ બેનું વિવરણ કેવી રીતે પડે છે ?

**દાદાશ્રી :** કષાય અને અકષાય.

**પ્રશ્નકર્તા :** અકષાય સ્થિતિમાં પણ પર્યાય સ્વરૂપે હોઈ શકે છે ?

**દાદાશ્રી :** નહીં.

**પ્રશ્નકર્તા :** ત્યારે અકષાય સ્થિતિમાં જ્ઞાન સ્વરૂપ થયો ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાન સ્વરૂપ !

**પ્રશ્નકર્તા :** તો એ ત્યારે પર્યાય સ્વરૂપ ના રહ્યો કહેવાય ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** કષાય સ્થિતિમાંથી અકષાયી સ્થિતિ જતાં સુધી વચ્ચે ફેઝિઝ છે બધાં.

**દાદાશ્રી :** ફેઝિઝ છે.

**પ્રશ્નકર્તા :** એટલે અમુક અંશે જ્ઞાન સ્વરૂપ થયો છે, અમુક અંશે જ્ઞાન સ્વરૂપ થયો નથી અને ત્યાં સુધી પર્યાય સ્વરૂપ રહ્યો છે.

**દાદાશ્રી :** ત્યાં સુધી પર્યાય.

**પ્રશ્નકર્તા :** તો ત્યાં સુધી એ બિલીફો હજુ ખરી, એની પાસે સ્ટોકમાં ?

**દાદાશ્રી :** ત્યાં સુધી જેટલા પર્યાય શુદ્ધ થયા છે, એટલું એનું ઉપાદાન ગણાય છે, ઉપાદાન !

**પ્રશ્નકર્તા :** એટલા પર્યાય શુદ્ધ થયા હોય, તે વખતે ?

**દાદાશ્રી :** જેટલું શુદ્ધ થયું એટલું ઉપાદાન કહેવાય, આપણા જ્ઞાનના આધારે. પેલા (ક્રમિક) જ્ઞાન ઉપાદાનને જુદી રીતે સમજે. આપણે અહીં તો જેમ છે તેમ કહે ને ! કેવળજ્ઞાન ના થાય ત્યાં સુધી ઉપાદાન. આત્માએ કરીને શુદ્ધ, જ્ઞાને કરીને શુદ્ધ, પર્યાયે કરીને ઉપાદાન.

**પ્રશ્નકર્તા :** અને એનું શુદ્ધત્વ ઉત્પન્ન કેવી રીતે થયા કરવાનું પછી? જેટલી જાગૃતિ વધતી જાય, એટલી પર્યાયની શુદ્ધિ થાય ?

**દાદાશ્રી :** જેટલી વીતરાગતા, એટલું નવું કર્મ બંધાય નહીં. ઉપાદાન વીતરાગ રહે એટલું. એટલા છે તે એ પર્યાય (શુદ્ધ) થવાના.

**પ્રશ્નકર્તા :** શુદ્ધત્વ. એટલે એવી રીતે એમાં પુરુષાર્થ વચ્ચે રહે છે?

**દાદાશ્રી :** (વીતરાગતા) એ જ પુરુષાર્થ છે, નહીં તો (રાગ-દ્વેષ હોય તો) કર્મ બાંધે છે, એને જ કહે છે.

## સિદ્ધાત્માનેય પર્યાય !

**પ્રશ્નકર્તા :** (આપણા જ્ઞાન લીધેલા) મહાત્માઓ હોય, એને પર્યાયનો અનુભવ થયા કરે ?

**દાદાશ્રી :** બધાય અનુભવ થાય. ગુણનો એવો અનુભવ થાય

ને આનંદ થાય. બધું થાય, જ્ઞાન સમજ પડે.

**પ્રશ્નકર્તા :** પછી સિદ્ધ ભગવાનને દ્રવ્ય, ગુણ ને પર્યાય હોય?

**દાદાશ્રી :** બધાને હોય.

**પ્રશ્નકર્તા :** પણ એમના બધા પર્યાય શુદ્ધ પર્યાય હોય, એટલે ખાલી જોવાનું ને જાણવાનું.

**દાદાશ્રી :** બસ, એમનો પર્યાય શુદ્ધ અને 'આ' અહીં અશુદ્ધ પર્યાય થયેલા હોય, ભેળસેળવાળા હોય.

**પ્રશ્નકર્તા :** હું તો એવું સમજ્યો'તો કે સિદ્ધક્ષેત્રમાં શુદ્ધાત્મા સ્થિર થાય એટલે એને બીજું કશું હોતું જ નથી, પર્યાય-બર્યાય જેવું હોતું જ નથી એવો ખ્યાલ હતો મને.

**દાદાશ્રી :** ના, તો તો પછી એ વસ્તુ જ ના કહેવાયને ! એવું નથી, એમને પર્યાય હોય. અત્યારેય સિદ્ધ લોકોને (સિદ્ધોને) પર્યાય ખરા. અનંતા જ્ઞેયોને જાણવામાં એ પર્યાય છે. સિદ્ધને પણ નિરંતર અવસ્થાઓ જોવાની હોય, ત્યાં ઊંઘવાનું ના હોય.

જડને જડ પર્યાય હોય, પુદ્ગલને પુદ્ગલ પર્યાય હોય ને ચેતનને ચેતન પર્યાય હોય, બધા પર્યાયવાળા હોય. દાડમડી જોઈ 'આપણે'. આ તો જાણે કે દૃષ્ટિથી દેખાય એવી વસ્તુ છે, પણ દાડમડી કેવી રીતે ઉત્પન્ન થઈ, એનું મૂળ દ્રવ્ય શું? શેમાંથી ઉત્પન્ન થઈ ? કેવી રીતે ઉત્પન્ન થઈ? એ બધું જે જોવામાં આવે, તેય આત્માનો ગુણ નથી. જ્ઞાન પ્રકાશ નામનો ગુણ નથી પણ આત્માનો પર્યાય છે, જ્ઞાન પર્યાય. એટલે (વિભાવિક) પર્યાય સિવાય દેખે નહીં બહાર, ગુણ છે તે દ્રવ્યને છોડે નહીં. એવું સહચારીપણું છે. દ્રવ્યની સાથે રહેનારા ગુણ છે, પર્યાય પરિણામી છે.

પર્યાય વિનાશી છે. એક કેરી જોઈ અને જોઈ રહ્યા એટલે બીજી કેરી જોઈ. એકનો વિનાશ થયો, એકનો ઉત્પાદ થયો. થોડો વખત ધ્રુવ ભાગ રહી. પછી ત્રીજી કેરી જોઈ.*

*આપ્તવાણી-૩ પાના નં.૬૦ થી ૬૮- આત્મા- દ્રવ્ય-ગુણ-પર્યાય વિશે વિશેષ વિગત.

## અવસ્થા આત્માની ને ચાળા પાડે પુદ્‌ગલ !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આ બધી અવસ્થાઓ છે એ તો ચેતન ને જડ, બે ભેગા થાય છે એટલે છે ને ?

**દાદાશ્રી :** નહીં, અવસ્થાઓ નિરંતર રહે છે ત્યારે જ ચેતન કહેવાય ને! અવસ્થાઓ નિરંતર રહેવાની.

**પ્રશ્નકર્તા :** એટલે ચેતન અને જડ ભેગા ના થાય તો અવસ્થા ના થાય ને ?

**દાદાશ્રી :** ના, ના, તોય થવાની. અવસ્થા તો એનો સ્વભાવ છે તે જડ ભેગું થાય છે માટે હોય છે એવું નહીં. આ અવસ્થા દેખાય છે તે પુદ્‌ગલની દેખાય છે. તમે જે અવસ્થાઓ કહ્યું તે પુદ્‌ગલની. પેલી અવસ્થા જુદી, 'એની' આત્મઅવસ્થા હોય છે ને આ પુદ્‌ગલની પુદ્‌ગલ અવસ્થા ! 'તમારે' આત્મઅવસ્થા છે તેને બદલે 'તમે' પુદ્‌ગલની અવસ્થાને પોતાની માનો છો. આત્માની અવસ્થા બદલાયા કરે, એ આત્માના રૂપમાં, એની બાઉન્ડ્રીમાં અવસ્થા બદલાય છે, તેના આધારે આ પુદ્‌ગલ ચાળા પાડે છે. આ પુદ્‌ગલની અવસ્થા બદલાયા કરે. જેને 'આપણે' માનીએ છીએ, 'આ હું છું', તે માન્યતા છૂટી જાય તો કોઈ વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે આત્માની અવસ્થા બદલાય છે તેમ આ પુદ્‌ગલ ચાળા પાડે છે ?

**દાદાશ્રી :** હા, પાસે એકદમ નજીકમાં આવેલું હોવાથી.

**પ્રશ્નકર્તા :** સામીપ્યભાવ કીધો. છતાંય બેના ક્ષેત્ર જુદાં જ રહ્યાં છે ?

**દાદાશ્રી :** ક્ષેત્ર જુદાં પાછાં.

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલની અવસ્થાઓ આ જે ચોર્યાસી લાખ યોનિઓ કહી તે ?

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** તો પછી આત્માની અવસ્થા એટલે ?

**દાદાશ્રી :** આત્મા, પુદ્ગલને જુએ એટલે એ અવસ્થા થઈ જાય એની, છતાં પોતાના સ્વભાવમાં છે.

**પ્રશ્નકર્તા :** તો બદલાય કેવી રીતે, દાદા ?

**દાદાશ્રી :** એ માન્યતા જ ખાલી બદલાય છે. પુદ્ગલની અવસ્થા બદલાય છે, તેને આપણે 'આ હું બદલાઉ છું' એવું માને છે ને થઈ જાય છે. તેથી કહ્યું કે સમકિત થાય, એની સાચી દૃષ્ટિ થઈ જાય એટલે ઊડી જાય તરત.

**પ્રશ્નકર્તા :** આ આત્માની અવસ્થા પ્રમાણે પેલું પુદ્ગલ એના ચાળા પાડે છે ?

**દાદાશ્રી :** ચાળા પાડે એટલે તમને કહેવા, સમજણ પાડવા માટે.

**પ્રશ્નકર્તા :** આ પુદ્ગલની અવસ્થા ચેતનના નિમિત્તથી બદલાય કે એવું કશું નહીં ?

**દાદાશ્રી :** નિમિત્ત બધા હોય જ, નિમિત્તનો બધો આધાર છે. ચેતન નજીકમાં આવ્યું, એ નિમિત્તને લઈને થયા કરે.

**પ્રશ્નકર્તા :** તો પહેલાં ચેતનમાં અવસ્થા બદલાય છે ?

**દાદાશ્રી :** અવસ્થા બદલાતી જ નથી ને સૌના સ્વભાવમાં રમે છે. ફક્ત બેના સંયોગ, સામીપ્યભાવ થવાથી આ વ્યતિરેક ગુણો (વિભાવ) એની મેળે ઉત્પન્ન થાય છે અને વ્યતિરેક ગુણ હોય તો આ પુદ્ગલની અવસ્થા બદલાયા કરે.

આત્માના પર્યાય, ચેતનના ચેતન પર્યાય હોય અને જડના જડ પર્યાય હોય, બેના પર્યાય જુદે જુદા હોય. આ લોકો બધી વાતો કરે પણ પોપટના રામ રામ જેવી.

રોજ રોજ મુંબઈની ખબર પૂછે છે ને પણ જ્યાં સુધી મુંબઈ જોયેલું નથી ત્યાં સુધી પહોંચે નહીં મૂળ વાત. રોજ રોજ પૂછ પૂછ કરે છે કે ભૂલેશ્વરમાં ક્યાં આમ જાય છે ? કયે માર્ગે જાય છે ?

**પ્રશ્નકર્તા :** પણ એ હેલ્પ કરે ?

**દાદાશ્રી :** એ હેલ્પ તો કરે જ, પણ પેલો સંતોષ ના આપે.

**પ્રશ્નકર્તા :** દાદા, એમ કરતાં કરતાં એક દહાડો મુંબઈ પહોંચી જાય ?

**દાદાશ્રી :** હા, એવું થઈ જાય.

**પ્રશ્નકર્તા :** જ્યાં ઊભો છે એ મુંબઈ નથી, એની ખાતરી છે ને ?

**દાદાશ્રી :** હા, એવી ખાતરી છે.

**પ્રશ્નકર્તા :** એટલે મુંબઈ તરફનું જવાનું ચાલુ રાખેને !

**દાદાશ્રી :** ના, એટલે પછી દેખાય એને, થોડું થોડું દેખાય મુંબઈ.

## ભ્રાંત ભાવ અને પૌદ્ગલિક ભાવ !

**પ્રશ્નકર્તા :** એટલે આ અહંકાર અને આત્મા, બે અનાદિ તત્ત્વો સમજવાને ?

**દાદાશ્રી :** અનાદિ તત્ત્વ નહીં.

**પ્રશ્નકર્તા :** કારણ કે અનાદિમાંનું જ કાર્યનું કારણ ફળ છે ને ?

**દાદાશ્રી :** ના, એ તો લાગે એવું. એ સનાતનમાં નથી જતું એ. રિલેટિવમાં જાય છે.

**પ્રશ્નકર્તા :** પરિવર્તનશીલમાં ?

**દાદાશ્રી :** ના, રિલેટિવમાં.

**પ્રશ્નકર્તા :** એનો ઈંગ્લીંશ શબ્દનો એ અર્થ નથી થતો.

**દાદાશ્રી :** રિલેટિવ એટલે વિનાશી.

**પ્રશ્નકર્તા :** દાદા, વિનાશ તો કશાનો થતો નથી, બધું પરિવર્તન થાય છે.

**દાદાશ્રી :** હા, પરિવર્તન પણ પર્યાયો વિનાશી થઈ જાય છે અને સનાતન વસ્તુઓ છે તે સનાતન છે. એને કોઈ કશું કરનાર નથી. ઑલ ધીઝ રિલેટિવસ્ આર ટેમ્પરરી એડજસ્ટમેન્ટસ્ એન્ડ યુ આર પરમેનન્ટ, શી રીતે મેળ પડે ?

**પ્રશ્નકર્તા :** દાદા આપે કહ્યું હતું કે આ અહંકાર આત્માના પર્યાયરૂપે ઊભો થયો અને આત્મા ફસાયો, તો અહંકાર તો પૌદ્ગલિક ભાવ કહેવાયને ?

**દાદાશ્રી :** પહેલાં ભ્રાંત ભાવ (વિભાવિક દશા) કહેવાય અને પછી પૌદ્ગલિક ભાવ થાય.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, શુદ્ધાત્માને ભ્રાંતિ થઈ ? ભ્રાંતભાવ કોને થાય ?

**દાદાશ્રી :** શુદ્ધાત્માના પર્યાયને, અવસ્થાને દબાણ થાય ને ! એટલે તને દબાણ થાય અત્યારે તારું મગજ બગડી જાય કે ના બગડી જાય ?

**પ્રશ્નકર્તા :** બગડી જાય.

**દાદાશ્રી :** એવું !

## જરૂર, પર્યાયની કે પાંચ આજ્ઞાની ?

આ ભાઈને પર્યાય ના સમજાયું તેથી કંઈ તે મોક્ષે નહીં જાય ?

**પ્રશ્નકર્તા :** ચોક્કસ જવાના.

**દાદાશ્રી :** ત્યારે કહે, 'મોક્ષે ના જાય', એવું નહીં થાય. કારણ કે જ્ઞાની પુરુષના આશ્રયથી જવાનું છેને ! જાણવા જાય તો ઊલટાનું

બફાઈયે જાય. એનાં કરતાં અજાણ રહ્યા એ સારું. આ તો આટલુંય સમજાયું છે. પેલાં વાક્યો (ચરણવિધિમાં જ્ઞાનવાક્યો) મૂક્યાં છેને બધાં, તે વાક્યોને આધારે સમજાયું છે.

પૂછવું ખરું, જરા વિચાર માટે.

**પ્રશ્નકર્તા :** અચેતન પર્યાય શું અસર કરે ?

**દાદાશ્રી :** એ તો અસર તો બે જાતની કરે. જ્ઞાનીને અચેતન પર્યાય કશી અસર કરે નહીં અને અજ્ઞાનીને અસર કરે.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનીને કર્મબંધન કરાવે ?

**દાદાશ્રી :** હા, કર્મ બંધાવે, આ જગત જ એનાથી ચાલે છે ને ! અચેતન પર્યાયથી જ ચાલે છે.

સમુદ્ર જેવી અગાધ વસ્તુ છે આ તો. તમને તો થોડામાં આપ્યું. ઉકેલ લાવવાનો છે જલદી. બાકી સમરંભ, સમારંભ ને આરંભ સમજાઈ જાય. એ સ્થૂળ ભાષા કહેવાય. આ તો સૂક્ષ્માતિસૂક્ષ્મ, બહુ સૂક્ષ્મ !

**પ્રશ્નકર્તા :** શબ્દમાં ના ઉતરે, એવું નથી. શબ્દોથી આ જાણવા પ્રયત્ન કરીએ છીએ.

**દાદાશ્રી :** પર્યાય તો આ સંસારમાં વપરાય છે. શબ્દ એમ ના વાપરવો જોઈએ પણ આ તો લોક લઈ બેઠા છે. પર્યાય ફક્ત સત્ વસ્તુને, અવિનાશીને જ લાગુ પડે છે. બીજી કોઈ જગ્યાએ પર્યાય લાગુ ના પડે. છતાંય તમારા આ સાયન્સની ભાષામાં જે પર્યાય બોલે છેને !

શબ્દોથી બોલીએ એટલું જ, પહોંચવું બહુ મુશ્કેલ છે. આ સમજી રાખવું ખરું, પર્યાયમાં તો ઉતરવું જ નહીં. બહુ ઝીણી વસ્તુ છે. સમજી રાખ્યું હશે તો કો'ક દા'ડો એવું લાગે કે આપણે સમજ્યા છીએ. બાકી, દર્શનમાં આવે નહીં.

**પ્રશ્નકર્તા :** આ તો હું એમ જ પૂછું છું, એનું બીજું કશું પ્રયોજન નહીં.

**દાદાશ્રી :** ના, એટલે વાંધો નહીં. પણ દર્શનમાંયે આવે નહીં, હું કેટલુંક સમજાવવા જઉં તે.

**પ્રશ્નકર્તા :** હા, એ વાત બરોબર છે, સાચી છે.

**દાદાશ્રી :** પેલું આપણે જાડું કાંતીએને તો એને સ્પિનિંગ (કાંતવું) મીલ કહેવાય. પછી વીવીંગ(વણવું) જોઈ લેવાશે. પર્યાય બહુ ઊંચી વસ્તુ છે. સાધુ-સંન્યાસી, આચાર્યો, બધાને સમજાય નહીં. આ જગત પુદ્‌ગલના પર્યાયથી જ બધું મૂંઝાયું છે. દેખાય છે એ બધા પુદ્‌ગલના પર્યાય દેખાય છે. જાડું કાંતવું સારું. આપણે બહુ ઝીણું નહીં. આપણે આ પાંચ આજ્ઞાઓમાં રહ્યાને, બહુ થઈ ગયું. આ વીતરાગોનું વિજ્ઞાન પાર પમાય એવું નથી. બહુ ભારે વિજ્ઞાન છે ! પાર પામીને શું ઉતાવળ છે અત્યારે આપણે ! એક અવતાર-બે અવતાર થઈ જાય, પછી આગળ પાર જ પામવાનું છે ને જ્યારે ત્યારે ? જ્યારે ત્યારે કંઈ જાણ્યા વગર છૂટકો જ નહીં થવાનો. અત્યારે ને અત્યારે સમજાય નહીંને ! શી રીતે પહોંચે ? પહોંચે? પહોંચવું એ મુશ્કેલ વસ્તુ. અને આ સમારંભમાં તો તમને સમજાઈ જાય પણ આ પર્યાયમાં ના સમજાય.

આ ચેતનના પર્યાય ચેતન જ હોય. અને ગમે તે, કોઈ અજ્ઞાની હોય, તેનાય ચેતનના પર્યાય ચેતન જ હોય અને અચેતનના પર્યાય અચેતન હોય.

જુઓને, અમે તપાસ કરી છે ને ! ચેતનના પર્યાય સુધી પહોંચવું છે ને! ઘણાયે બહારેય વાત કરે છે ને !

આપણે દ્રવ્ય, ગુણ, પર્યાયથી શુદ્ધ છીએ એવું બોલવું, બાકી, દ્રવ્યેય ના સમજાય, ગુણેય ના સમજાય અને પર્યાયેય ના સમજાય. એ સમજાય તો કેવળજ્ઞાન સ્વરૂપમાં આવી ગયો !!!

❖❖❖❖❖

# [ ૩ ]

# અવસ્થાના ઉદયાસ્ત !

## પર્યાયની પરિભાષા !

આત્મા સત્ છે, સત્ એટલે જ વસ્તુરૂપે પોતે, ગુણરૂપે હોય, એનાં પર્યાય હોય અને પોતે સ્વતંત્ર હોય.

**પ્રશ્નકર્તા :** દાદા, એમાં એ શબ્દ વાપર્યા, નિરંતર પરિવર્તન એટલે અંત વગરનું ?

**દાદાશ્રી :** અટકે નહીં, નિરંતર. સમસરણ એટલે નિરંતર પરિવર્તન, એક ક્ષણ પણ અટકે નહીં. તે ઉત્પાદ, વ્યય, ધ્રુવ... એક અવસ્થા ઉત્પન્ન થાય, એકનું વિનાશ થવું એ બીજી અવસ્થાનું ઉત્પન્ન થવું. એ અવસ્થાઓ ઉત્પન્ન થયા કરે.

હવે આત્માની અવસ્થાઓ બધી વિનાશી, એને પર્યાય કહેવામાં આવે છે. પર્યાય એટલે શું ? આ છે તે સૂર્ય હોયને, એની મહીં પ્રકાશ રહેલો છે. પ્રકાશ એનો સ્વભાવ છે. હવે એ પ્રકાશ, તે આ અહીં શું બધું દેખાય છે ? કિરણો એ પર્યાયો છે. પર્યાય નિરંતર બદલાયા જ કરે અને પ્રકાશ તેનો તે જ રહે. આત્માના પર્યાયો પોતાના પ્રદેશમાં રહીને બદલાયા કરે, પણ પર્યાયને કોઈ ચીજ અડે નહીં. અત્યારે (સ્વભાવિક) આત્મા એ મહીં ટંકોત્કીર્ણ છે, એવો ને એવો છે, સ્વચ્છ જ છે.

## કર્મરજ ચોંટે ભ્રાંતિરસથી !

પુદ્ગલની અવસ્થા છે, આત્માની અવસ્થા છે. બન્નેવ અવસ્થાઓને

ભેગી કરીને પછી 'પોતે' માથાકૂટ કરે છે. આ જગતની અવસ્થાઓ ન હોય તો તત્ત્વો જ ન હોત. આત્માનું સ્વતંત્ર ચેતન તત્ત્વ, તેમ પુદ્‌ગલનું રૂપી તત્ત્વ, આ બે ભેળા થઈને સંસાર ઊભો થયો અને દુકાન મંડાઈ. અવસ્થાઓ હોય તો જ તત્ત્વ કહેવાય, નહીં તો અતત્ત્વ કહેવાય.

વસ્તુ નાશવંત હોય જ નહીં. પણ જે દેખાય છે તે બધી જ અવસ્તુ છે. તે મિથ્યા નથી, રિલેટીવ સ્વરૂપો છે.

**પ્રશ્નકર્તા :** પણ આ જે કર્મની વર્ગણા ચોંટે છે એ પર્યાય ઉપર ?

**દાદાશ્રી :** ના, કશુંય ચોંટે નહીં. કર્મ છે એને તો પુદ્‌ગલ કહેવાય. ચોંટે એને ડખલ કરી કહેવાય.

**પ્રશ્નકર્તા :** આ કર્મની વર્ગણા ચોંટે છે, એને લીધે જ સંસારનું ભ્રમણ છે ને ?

**દાદાશ્રી :** હા, પણ તે આત્માને ચોંટતી નથી. પર્યાયને નથી ચોંટતી, ગુણને, કશાને ચોંટતી નથી.

**પ્રશ્નકર્તા :** આત્મા દ્રવ્ય-ગુણ-પર્યાય સહિત છે. હવે આત્મા ઉપર જે કર્મરજ ચોંટે છે, એની પ્રક્રિયા કેવી રીતે છે ?

**દાદાશ્રી :** એ ચોંટતું નથી એને.

**પ્રશ્નકર્તા :** એ દ્રવ્યને નથી ચોંટતું પણ પર્યાયને તો ચોંટે છે ને ?

**દાદાશ્રી :** ના, પર્યાયનેય નથી ચોંટતું. આ બધી માન્યતા જ બધી ઊંધી. એ જો પર્યાયને ચોંટેને તો ઉખડે જ નહીં પછી.

**પ્રશ્નકર્તા :** તો પછી કર્મનો બંધ કેમનો પડે છે ?

**દાદાશ્રી :** એ જ સમજવાનું, એનું નામ જ આત્મજ્ઞાનને ! આમ આ તો બધું બુદ્ધિથી ગોઠવ ગોઠવ કરે, પર્યાયને ચોંટી ગયું ને આમ થઈ ગયું ને તેમ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** આત્માના પર્યાયને તો કંઈ ચોંટે જ નહીં ને, દાદા?

**દાદાશ્રી :** હા, એનાય પર્યાયને નથી થતું ને આનાય (જડના) પર્યાયને કશું થતું નથી આ.

આ તો વસ્તુ જ જુદી છે. આવું જો સમજ્યા હોતને તો તો આ બધા છૂટા જ થાય ને ! એટલે પછી એ બુદ્ધિથી જોખ જોખ કર્યું. આમાં તો શું છે, નામેય ચોંટ્યો નથી, નામેય કશું જ થયું નથી. ચોંટે કેટલો છે ? કે ભ્રાંતિરસથી બોલે છે કે 'આ મેં કર્યું'. ત્યારે એ બે દ્રવ્યની વચ્ચે રસ પડે છે, 'મેં કર્યાનો' ભ્રાંતિરસ પડે છે. તેનાથી ચોંટેલું છે, બસ. બીજું કશું ચોટેલું હોતું નથી. આત્મ દ્રવ્ય ને પુદ્‌ગલ દ્રવ્ય, 'મેં કર્યું અને આ મારું' એ બેમાંથી ભ્રાંતિરસ ઉત્પન્ન થાય છે અને ભ્રાંતિરસ પડે છે. જ્યારે 'મેં નથી કર્યું અને મારું ન્હોય', એ દહાડે ભ્રાંતિરસ પડતો નથી એટલે છૂટો થઈ જાય. એટલે જ્ઞાની પુરુષ એ ભ્રાંતિરસ ઓગાળી આપે, પછી દ્રવ્ય છૂટું થાય છે.

## વસ્તુ અવિનાશી, અવસ્થાઓ વિનાશી !

અવસ્થાનો ઉદય થયો, તેનો અસ્ત થવાનો જ. મૂળ વસ્તુનો ઉદય-અસ્ત ન હોય. ફેઝીઝનો ઉદય અને અસ્ત હોય. મનુષ્યપણાનો ઉદય થાય ને તે અસ્ત થવાનો. ભેંસનો ઉદય થાય ને ભેંસપણાનો અસ્ત થવાનો જ. મનુષ્યપણું એ આત્માનો ફેઝ છે. ગધેડો તે આત્માનો ફેઝ છે. ચંદ્રના તે બીજ, ત્રીજ, પૂનમ એ ફેઝ છે. ગધેડો પણ મનુષ્યમાંથી થાય. ગધેડાનો એક ગુણ તેણે ડેવલપ કર્યો જ હોય, તેથી તે ગુણના સંયોગી પુરાવાના આધારે ગધેડો થવાનો. મનુષ્યપણામાં જે ગુણ વિશેષ પ્રમાણમાં ડેવલપ થાય, તે ડેવલપ પ્રમાણે અવતાર થાય જ.

જીવમાત્રે અનંત અવતારથી ભટક ભટક કર્યું છે. તે જુદી જુદી અવસ્થાઓમાં ભટક્યો છે. કૂતરો, ગધેડો, ગાય, ઘોડો, ભેંસ, બળદ, મનુષ્ય, સ્ત્રી, પક્ષી, તે બધી જ અવસ્થામાં ભટક્યો છે. અવસ્થામાંથી સ્વસ્થ થવાનું છે.

**પ્રશ્નકર્તા :** એક ઝાડની ડાળી કાપીએ ને બીજે રોપીએ તો બીજે ઝાડ બને, તો એક આત્મામાંથી બે આત્મા બને છે કે ?

**દાદાશ્રી :** આ એક બટાટામાં કરોડ-કરોડ આત્મા છે, એક જ બટાટાની અંદર. આ થોરિયામાં તો બધા બહુ જ જીવો છે. આ થોરિયો તો આટલો ટુકડો ઘાલેને તોય ઊગી નીકળે.

**પ્રશ્નકર્તા :** દાદા, તો આ આત્માઓ અમુક જેને બિગિનિંગ ને એન્ડ નથી, પણ એની અમુક સંખ્યા તો હશે જ ને, એ સંખ્યામાં વધઘટ જ નથી થતી ?

**દાદાશ્રી :** ના, સંખ્યામાં, આ દુનિયામાં જે કોઈ ચીજ છે, આત્મા કે પરમાણુ છે તે ઘટવધ ના થાય.

**પ્રશ્નકર્તા :** ફેર થયા કરે, એક ફોર્મમાંથી બીજા ફોર્મમાં જયા કરે ?

**દાદાશ્રી :** ફોર્મ બદલાયા કરે, ઘટવધ ના થાય. અને આત્મા જે છે તેમાં ઘટવધ ના થાય. પરમાણુ કે કોઈ વસ્તુમાં ઘટવધ ના થાય. એ તમને એમ લાગે કે આ બાળી મેલ્યું અને આ બધું એ કર્યું, એ બધા પોતપોતાના બીજા ફોર્મેશન બદલે, અવસ્થાઓ બદલાઈ જાય.

**પ્રશ્નકર્તા :** અવસ્થા એટલે સિચ્યુએશન.

**દાદાશ્રી :** એને ફેઝીઝ કહેવાય. તે અવસ્થા જ ઓછી થાય છે, બીજું કશું થતું નથી. અને તે પરમાણુ જે છે, બધી વસ્તુઓ તેની તે છે. બીજા કશા ફેરફાર નથી થતાં. અવસ્થામાં રૂપાંતર થઈ જાય છે, ફેઝીઝ બદલાયા કરે છે.

જેમ આ પાણી હોય છે ને, એને ગરમ કરીએ એટલે વરાળરૂપે અવસ્થા થઈ જાય છે. પછી વરાળ પાછી વાદળાં થાય છે ને વાદળાં પાછું પાણી થાય છે. આ બધી અવસ્થાઓ નિરંતર વિનાશી છે પણ વસ્તુસ્થિતિમાં કશી ઘટવધ થતી નથી. આ અનંત અવતારથી તમે પણ છો ને હું યે છું. પણ ઘણા અવતારમાં પુરુષ થયા હશો, ઘણા અવતારમાં સ્ત્રી થાય, ઘણા અવતારમાં ચાર પગ થાય, ઘણા અવતારમાં

બાર પગ થાય. એવું ભટક ભટક ભટક ભટક કર્યાં છે. અવસ્થાઓ બધી બદલાયા જ કરે નિરંતર, પણ આત્મા સ્વરૂપે તમે તેના તે જ છો. હવે એ આત્માનું, પોતાનું રિયલાઈઝ કરીએ, તો પછી એમાંથી મુક્ત થઈએ, નહીં તો મુક્ત ના થવાય.

## ફેર, પંચ મહાભૂત અને છ સનાતન દ્રવ્યનો...

**પ્રશ્નકર્તા :** હિંદુમાં પાંચ મહાભૂતોથી આખું જગત બનેલું છે, એવી વાત કરી. ભગવાન મહાવીરે છ તત્ત્વોની વાત કરી. બેઉ સાચા લાગે છે પણ બેના તફાવતની ખબર નથી પડતી.

**દાદાશ્રી :** પાંચ તત્ત્વોથી આ જે થયું છે, એ અધૂરી સમજણ છે. પાંચ તત્ત્વો એટલે મહાવીર ભગવાનનાં છ દ્રવ્યો છે તેમાં બે દ્રવ્યો આવી ગયાં.

**પ્રશ્નકર્તા :** એટલે કયા બે દ્રવ્યનાં આ પાંચ મહાતત્ત્વો બન્યાં?

**દાદાશ્રી :** એ પુદ્ગલ પરમાણુ દ્રવ્યનાં ચાર ભાગ આ લોકોએ પાડ્યા અને પાંચમું જે આકાશ લખ્યું છે એ તો સ્વતંત્ર છે. એ તો તત્ત્વ જ છે રીતસરનું.

આ લોકોને આંખે દેખાય છે પેકિંગ એક જ જાતનું, અનાત્મા એકલું જ. પેકિંગમાં તો પાંચ વસ્તુઓ ભરેલી છે, પાંચ તત્ત્વોનું છે. પેકિંગ કયા તત્ત્વોનું ?

**પ્રશ્નકર્તા :** પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ - પંચ મહાભૂતો.

**દાદાશ્રી :** પંચ મહાભૂતો એ તો વિવરણ છે, એમાં પૃથ્વી, પાણી, તેજ અને વાયુ એ ચાર ભેગા થાય ત્યારે એક તત્ત્વ થાય. બોલો, એ બધાને તત્ત્વ કહીએ તો ભૂલ થાય કે ન થાય ?

**પ્રશ્નકર્તા :** પણ આ તમે જે પાંચ તત્ત્વ કીધાને, અગ્નિ, પૃથ્વી, વાયુ એ પણ મૂળભૂત રીતે તો એક શક્તિનું સ્વરૂપ જ છે, એવું પૂરવાર થયું છે.

**દાદાશ્રી :** પણ એ અગ્નિ, પૃથ્વી એ બધું તત્ત્વ જ નથી. એ તો બુદ્ધિના જ ખેલ છે. જગતેય એમ કહે છે આ પંચ તત્ત્વને પામી ગયો, પાંચ તત્ત્વ છૂટાં થઈ ગયાં. પણ એ તત્ત્વો જ નથી ને ! હવે અગ્નિ તો હમણે પાણી રેડીએ તો ઓલવાઈ જાય, તેને તત્ત્વ શી રીતે કહેવાય? આ ચાર જે છે ને, એક જ તત્ત્વના ટુકડા છે. એટલે આ તત્ત્વમાં ભૂલ પડી જાય લોકોની. આ ચારને તત્ત્વો ગણ્યાં અને પાંચમું આકાશ તત્ત્વ ગણ્યું. અને આ પંચ તત્ત્વને માની લીધું. એ રોંગ છે એ બધું.

આ તો બધું એ જે કહે છે તે શાસ્ત્રો ખોટાં નથી. તમારી સમજણમાં ભૂલ થાય તેમાં શાસ્ત્ર શું કરે બિચારું ? એ જે પૃથ્વી, વાયુ, પાણી, આકાશ, તેજ કહે છે તે અધૂરી વાત છે. આ પાંચ તત્ત્વોથી જ મનુષ્યોનું બંધારણ છે તો તે ખોટું ઠરે છે. આ ચાલે છે શેનાથી? ચાલે તો સ્થિતિ (સ્થિર) કેવી રીતે થાય?

**પ્રશ્નકર્તા :** ગુરુત્વાકર્ષણથી નહીં ?

**દાદાશ્રી :** ગુરુત્વાકર્ષણથી વાત ના સમજાય. આ ઊઠે છે, ખસે છે, હરે છે, ફરે છે એ શું ગુરુત્વાકર્ષણથી થાય છે ?

## ઑક્સિજન એ નથી મૂળ તત્ત્વ !

**પ્રશ્નકર્તા :** આ જે પાણી છે, હાઈડ્રોજન ને ઓક્સિજન, આ બે જ્યારે છૂટા પાડે છે ત્યારે જે ઓક્સિજન વાતાવરણમાં જાય છે. તે હમણાં સાયન્ટિસ્ટો બધાએ શોધખોળ કરી છે કે એ ઓક્સિજન ઓછો થઈ જાય છે થોડો. હવે પેલું સ્પેસ છે એમાં ઓક્સિજન છે નહીં, તો એ ઓક્સિજન જાય છે ક્યાં ? એટલે આપણે જે માન્યતા છે કે મૂળ તત્ત્વની ઘટવધ થતી નથી, તો હવે એ માન્યતા શું ખોટી સમજવી ?

**દાદાશ્રી :** આ ઓક્સિજન એ મૂળ તત્ત્વ નથી. મૂળ તત્ત્વ તો પરમેનન્ટ હોય. મૂળ તત્ત્વ કોને કહેવાય ? ઘટે નહીં, વધે નહીં. કોઈ ચેન્જ (ફેરફાર) ના થાય. ઓક્સિજન મૂળ તત્ત્વ નથી, હાઈડ્રોજન મૂળ તત્ત્વ નથી, પાણીય મૂળ તત્ત્વ નથી.

બીજું બધું વધઘટ જ થયા કરે. મૂળ તત્ત્વ સિવાય દરેક વસ્તુ વધઘટને પામે, ગુરુ-લઘુ હોય અને મૂળ તત્ત્વ અગુરુ-લઘુ હોય.

પાણી એ મૂળ તત્ત્વની અવસ્થા છે, તેજ પણ અવસ્થા છે, વાયુ અને પૃથ્વી પણ મૂળ તત્ત્વની અવસ્થા છે. એક જ તત્ત્વની, જડ તત્ત્વની ચાર અવસ્થાઓ છે. એટલે સમજવું પડે ને ! વિજ્ઞાન આગળ ગપ્પું ના ચાલે. એ જગત સમજી શકે નહીં. સમજતાં બહુ વાર લાગે.

વાત સાચી સમજે તો ઉકેલ છે, નહીં તો 'મારું સાચું' એમ કરવા જઈશું ને તો કોઈ દહાડો ઉકેલ નહીં આવે. આત્મા કબૂલ કરવો જોઈએ સામાનો, નહીંતર એક્સેપ્ટ જ કરવા જેવું નહીં.

## અહંકારમાં છે ચાર તત્ત્વો...

**પ્રશ્નકર્તા :** પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ ને આકાશ, આ પાંચ તત્ત્વોથી કયા ગુણો ઉત્પન્ન થાય છે ?

**દાદાશ્રી :** આ દેહ બધો પાંચ તત્ત્વોથી થયેલો છે. આખો દેહ જ, પછી મન, ઈગોઈઝમ એ બધું જ, આ પાંચ તત્ત્વોથી જ બનેલું છે.

કોઈ પૂછે કે આ માણસ કેમ ટાઢો પડી ગયો ? ત્યારે કહે, અહંકાર શાનો બનેલો છે ? આ વાયુનો, પાણીનો, આ માટીનો. આ તો વાયુ-પાણીને ઓગળી જતાં વાર કેટલી લાગે ? ઝાડા થઈ ગયા હોય તો દોડધામ દોડધામ કરી મેલે. આ ક્યાં ગયો તમારો અહંકાર ? એટલે આ તો અહંકાર શાનો બનેલો એ તો જુઓ. વાયુનો, પાણીનો, તેજનો અને આ માટીનો. વિનાશી વસ્તુનો બનેલો અહંકાર વિનાશમાં જતો રહેને ! એમાં પાછું અહંકારમાંય અવિનાશી તત્ત્વો છે. બધા તત્ત્વો તો ભળેલાં જ છેને, અવિનાશીયે ? આકાશેય ભળેલું છે, ગતિ સહાયક, સ્થિતિ સહાયક, કાળ. એ ચેતન ભળેલું નથી, પ્રભાવ છે એનો.

**પ્રશ્નકર્તા :** એક ઈન્દ્રિયથી પાંચ ઈન્દ્રિય બધાનું પુદ્ગલ પાંચ વસ્તુનું બનેલું છે ?

**દાદાશ્રી :** પાંચ તત્ત્વનું. રાઈના દાણામાંય પાંચ તત્ત્વ, બીજા

બધા હોય તોય આ ઘઉં, ચોખા, બધામાં પાંચ તત્ત્વ. આ તું સૂકવણી કરું અહીં આગળ, એ આકાશ જતો રહે એટલે પછી ટકે. અમુક ભાગ જતો રહે ને થોડોક જ રહે. પાણીમાંય બીજાં પાંચ તત્ત્વ ખરાં.

**પ્રશ્નકર્તા :** કયા કયા, દાદાજી ? એનું પ્રમાણ કેટલું કેટલું હોય ?

**દાદાશ્રી :** પાણીમાં પચાસ ટકા પાણી હોય અને બીજા પચાસ ટકામાં પેલા બધા હોય.

**પ્રશ્નકર્તા :** એનું કારણ શું, દાદા ?

**દાદાશ્રી :** એ પાણી છે એટલે. મુખ્યતાએ પાણી વધારે છે, તે પૃથ્વી હોય.

**પ્રશ્નકર્તા :** દરેકમાં જુદું જુદું હોય ?

**દાદાશ્રી :** અનાજમાં પૃથ્વી હોય પચાસ ટકા અને પચાસ ટકા બધા થઈને બીજાં હોય.

**પ્રશ્નકર્તા :** અને આપણામાં ?

**દાદાશ્રી :** આપણામાંય એવું. જરા વધતાં-ઓછાં હોય. પચાસ ટકા ના હોય. બધા સરખા ના હોય એટલે વધતાં-ઓછાં હોય.

**પ્રશ્નકર્તા :** દાદા, એ પાંચ તત્ત્વો છેને, એમાં જે આ જમીન, સ્થૂળ જે વસ્તુ મૂકી. એના પચાસ ટકા મૂક્યા. બાકીના ચારના સાડા બાર ટકા. તેજ, વાયુ, આકાશ, અગ્નિ એમ ?

**દાદાશ્રી :** એ તો પચાસ ટકા હોય તો જ આ ઊભું રહેને ! નહીં તો ઊભું શી રીતે રહે ? એ તો સ્થૂળ વધારે જ છે એમાં.

## ઈમ્બેલેન્સ પાંચનું મનુષ્યમાં !

પાંચ તત્ત્વોનું પ્રમાણ મનુષ્યોમાં ફેરફાર થઈ ગયું છે. તે એબોવ અને બિલો નોર્મલ થઈ ગયું છે.

**પ્રશ્નકર્તા :** રોગો થવાનું કારણ ઈમ્બેલેન્સ (અસમતોલન) ?

**દાદાશ્રી :** એ જ કારણ.

**પ્રશ્નકર્તા :** અને ઈમ્બેલેન્સ થવાનું કારણ, ખોરાક ? આપણે ખોરાક એવો લઈએ એટલે ઈમ્બેલેન્સ થાય છે ?

**દાદાશ્રી :** કર્મના ઉદયથી વધતો-ઓછો ખોરાક લે, એટલે એને ઈમ્બેલેન્સ થઈ જ જાય. પછી રોગ થાય.

**પ્રશ્નકર્તા :** પંચ મહાભૂત તે મડદાને કહેવાય કે જીવતા મનુષ્યને ? આત્મા સાથેના દેહને પંચ મહાભૂત કહેવાય કે પુદ્‍ગલને પંચ મહાભૂત કહેવાય ?

**દાદાશ્રી :** બન્ને કહેવાય. પુદ્‍ગલેય પંચ મહાભૂત, પુદ્‍ગલ એકલું જ. એ પછી મડદું હોય તોય પંચ મહાભૂત.

**પ્રશ્નકર્તા :** દેહને જ પંચ મહાભૂત કહેવાય કે ગમે તેને ?

**દાદાશ્રી :** આ દેહને જ.

**પ્રશ્નકર્તા :** ને બીજા આને નહીં ? આય (ટેપરેકર્ડ) પુદ્‍ગલમાં જ આવ્યું ને, આને નહીં ?

**દાદાશ્રી :** મારું કહેવાનું કે ટેપરેકર્ડમાં બધાં નહીં, એમાં અમુક, પંચ મહાભૂત નહીં ને અમુક મહાભૂત. પણ શરીર તો પંચ મહાભૂતનું જ પદ્ધતસર છે. ટેપમાં અમુક ભેગાં થયેલાં છે.

**પ્રશ્નકર્તા :** તત્ત્વો બધાય રહેવાના ?

**દાદાશ્રી :** બધાંય.

**પ્રશ્નકર્તા :** એ બળી જવાનાં ?

**દાદાશ્રી :** આત્મા નીકળી ગયો ને તોય પંચ મહાભૂતનું ખોળિયું પડી રહે.

**પ્રશ્નકર્તા :** પછી એને બાળી મૂકે ત્યારે ?

**દાદાશ્રી :** બાળી મૂકે, પંચ મહાભૂત ઊડી જાય બધાં, છૂટાં પડી

જાય. આકાશ આકાશમાં ભળી જાય, પૃથ્વી પૃથ્વીમાં ભળી જાય, પાણી પાણીમાં ભળી જાય. બધું છૂટું પડી જાય.

**પ્રશ્નકર્તા :** આ દેહ છે તે પાંચ તત્ત્વોનો બનેલો છે છતાંય આ એક જ તત્ત્વને, અગ્નિને જ કેમ સમર્પિત કરવો પડે છે ?

**દાદાશ્રી :** તમે માટીમાં ઘાલો તો માટીમાંય થઈ જાય. પાણીમાં નાખો તો પાણીમાં સડી જાય, ખરાબ થઈ જાય, પણ અગ્નિ જલદી કરે છે માટે અગ્નિમાં નાખે છે, અને આપણને દેખાય છે. આ દેખતાં થાય છે, તરત ખલાસ થઈ જાય. પાંચેય તત્ત્વો જુદાં પાડી દે અગ્નિ. નહીં તોય માટીમાં ઘાલ્યો હોય તોય કાઢી નાખે અને પાણીમાંય છૂટું કરી નાખે. અરે, વાયુય કરી નાખે. પણ આ તત્ત્વ દેખાય છે આ. આ બાળવાનું છે તે તરત આપણે ખલાસ કરીને આવીએ છીએને ! બીજે દા'ડે ફૂલાં લેવા જઈએ છીએ.

અનંત કાળથી આને ચૂંથાચૂંથ કરે છે, મૂઆ. આનું આજ માટી ચૂંથ ચૂંથ ચૂંથ ચૂંથ કરે છે, તોય તને ધરાવો નથી થતો ? વિચાર તો ખરો, આ ચાર માટીનાં ચૂંથારામાં, ક્યાં આગળ શું પડ્યું છે, ખોળ તો ખરો !

## એમાં તો છે અસંખ્ય જીવો !

એક જ રૂપી તત્ત્વ માત્ર, એ પરમાણુનું બનેલું છે. હવા, પાણી, તેજ, બધુંય. આ જે અગ્નિના ભડકા આમ લાગે છે ને, સળગે છે ને, એ ભડકા એકલા ભડકા નથી, જીવ છે બધા. એ જીવને જે દેખાય છે ને, જે જે ભૂરો ને લાલ બે ભેગો થયેલો ભાગ દેખાય છે ને, ત્યાં બધાય જીવ હોય છે. ભડકા એમ ને એમ થતા નથી. તેઉકાય જીવ, એનું શરીર અગ્નિરૂપે છે. એટલું બધું હોટ (ગરમ), હીટવાળું, કે દાઝી જઈએ.

તે જીવો જ છે બધા. આ પૃથ્વી એ બધા નર્યા જીવો જ છે. આ વાયુ એ બધા નર્યા જીવ છે. જીવનું બંધારણ જ વાયુ છે. એનું બોડી વાયુ છે. પેલાનું બોડી જળ (પાણી) છે, પેલાનું બોડી પૃથ્વી છે અને પેલાનું બોડી તેજ છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ બધામાં જીવ છે ?

**દાદાશ્રી :** નર્યું જીવથી જ ભરેલું છે આ જગત.

**પ્રશ્નકર્તા :** સાવ અજીવ હોય, નિર્જીવ હોય એવી કોઈ સ્વતંત્ર વસ્તુ નથી ?

**દાદાશ્રી :** છે, એ બધું પુદ્ગલ છે. આ જીવ એક જ તત્ત્વ છે. ભગવાન મહાવીરનાં છ તત્ત્વો કહ્યાંને, એ છ દ્રવ્યોમાં જીવ એક જ દ્રવ્ય છે, બીજાં પાંચેય અજીવ છે અને એમાંથી આ રામલીલા ઊભી થઈ ગઈ. એકલા હતા પણ લીલા જુઓ, કેવડી મોટી થઈ ગઈ ! એવો આત્મા એક જ હતો, ચેતન અને આ બધું જુઓ, કેટલું બધું!

## રૂપાંતર કરે કાળ !

જગત ક્યારે પણ ઉત્પન્ન થયેલું જોયું તમે ?

**પ્રશ્નકર્તા :** જોયું નથી પણ છતાં રૂપાંતર થયા કરે છે ને !

**દાદાશ્રી :** રૂપાંતરનો અર્થ જ એ કે ઉત્પન્ન થવું, લય થવું ને રૂપાંતર થયા કરે છે. વસ્તુમાં ઉત્પન્નેય થતું નથી, લયેય થતું નથી ને કશું થતું નથી. અવસ્થાઓનું રૂપાંતર થયા કરે છે.

**પ્રશ્નકર્તા :** એમાં આત્માની શક્તિ નૈમિત્તિક કારણ ખરી કે નહીં ?

**દાદાશ્રી :** કશુંય લેવાદેવા નહીં, આત્માને શું લેવાદેવા ?

**પ્રશ્નકર્તા :** એમાં આત્માની શી જરૂર પડે ?

**દાદાશ્રી :** કાળ છે તે દરેક વસ્તુને ખઈ જાય છે. કાળ દરેક વસ્તુને જૂની કરે છે અને પાછો દરેકને નવી કરે છે. રૂપાંતરમાં બધુંય આવી ગયું. રૂપાંતર એટલે શું ? ઉત્પન્ન થવું, નાશ થવું અને ટકવું થોડીવાર.

તત્ત્વની ઉત્પત્તિ નહીં, એના ગુણની ઉત્પત્તિ નહીં. જેમ તત્ત્વ

સ્થિર રહે છે, એમ ગુણ પણ સ્થિર રહે છે, પર્યાય બદલાયા કરે છે.

## સંયોગ-વિયોગ એ છે પર્યાય !

**પ્રશ્નકર્તા :** જૈન દર્શનની ત્રિપદી આ છે, સત્તાના રૂપમાં સ્થિતિ, પર્યાય કરતાં પરિવર્તનશીલ ને પોતાના સ્વભાવમાંથી ન હટવું. પાયામાં છે તે એ ત્રણ વસ્તુઓ ચર્ચા માંગે છે. હવે એ ત્રણે, એક-એક લો તમે.

**દાદાશ્રી :** ઉત્પન્ન થવું, સ્થિર થવું અને વિનાશ થવું. સ્થિર થવું પોતાના સ્વભાવથી છે. ઉત્પન્ન અને વિનાશ પર્યાયથી છે.

**પ્રશ્નકર્તા :** આટલું સહેલું હતું ! આટલું સહેલું હતું, એમ કહું છું.

**દાદાશ્રી :** હા, એ તો સહેલું હતું. આ પોતાના સ્વભાવમાંથી ન હટવું, એનું નામ ધ્રુવ રહેવું.

**પ્રશ્નકર્તા :** એક દાખલો આપણે લઈએ, પહેલાં જડનો પછી ચેતનનો.

**દાદાશ્રી :** તમે પોતે શુદ્ધાત્મા છો એ ધ્રુવ તરીકે છો. એટલે તમારી જાતને જાણો છો. હું કાયમનો છું, પણ આ અહીં જે અવસ્થાઓ ઉત્પન્ન થાય છે તે સંયોગો ઉત્પન્ન થાય છે. એ સંયોગો વિયોગી સ્વભાવના છે. એ સંયોગો એ પર્યાય છે અને વિયોગી એય પર્યાય છે. વિયોગી ફળ આપીને જતા રહે એવી રીતે કહેવા માંગે છે. ઉત્પન્ન થવું, વિનાશ થવો અને સ્થિર રહેવું. પોતે જાતે સ્થિર જ રહે છે અને આ બધું થયા કરે છે.

**પ્રશ્નકર્તા :** એટલે આત્મા સ્થિર રહે છે ?

**દાદાશ્રી :** હા, આત્મા (પોતે, શુદ્ધાત્મા) સ્થિર રહે છે.

## ઉત્પાદ, વ્યય, ધ્રુવ !

**પ્રશ્નકર્તા :** એમ કહેવામાં આવે છે કે જે વખતે મહાવીર

ભગવાને ગૌતમ સ્વામીને ત્રિપદીનું જ્ઞાન આપ્યું, પછી તરત જ એમને આત્મજ્ઞાન થઈ જાય છે?

**દાદાશ્રી :** ના, ના, તરત નહીં. એ તો મહાવીર ભગવાનની સાથે રહેવાથી એમને ધીમે ધીમે એ જ્ઞાન પ્રગટ થતું ગયું. એ ભગવાન જે બોલે તેના ઉપરથી એમને જ્ઞાન પ્રગટ થતું ગયું. અને ગૌતમ સ્વામીને કેવળજ્ઞાન તો એમના ગયા પછી થયું. એટલે ત્રિપદી તો પહેલી સમજાવવામાં આવે છે. ઉત્પાત, વ્યય, ધ્રુવ આ જગતનું સ્વરૂપ છે. બધાંય તત્ત્વો ઉત્પાદ, વ્યય ને ધ્રુવ છે એ સમજાવવામાં આવે છે. અને એનું જ આ બધું તોફાન છે. ઉત્પન્ન થવું, વ્યય થવું અને થોડો વખત રહેવું, આનું આ જ સ્વરૂપ છે.

**પ્રશ્નકર્તા :** ઉત્પન્નેવા, વિઘ્નેવા, ધ્રુવેવા.

**દાદાશ્રી :** હા, એ ત્રિપદી જાણી ગયા પછી જાણવાનું શું રહે છે, આ દુનિયામાં ? ઉત્પન્ન થાય છે, લય થાય છે અને ધ્રુવતામાં છે. જો લય ના થાય, તો બીજું ઉત્પન્ન ના થાય. માટે લય થાય છે પછી ઉત્પન્ન થાય છે. પાછી ઉત્પન્ન, લય થયાં કરતાં હોવા છતાં વસ્તુ ધ્રુવ છે. એવું મહાવીર ભગવાન સમજાવવા માંગે છે, ત્રિપદીમાં.

**પ્રશ્નકર્તા :** વસ્તુ ધ્રુવ છે અને એના પર્યાય ઉત્પન્ન અને વ્યય થયા કરે છે અને વસ્તુના પર્યાય પણ ઉત્પન્ન થાય, ધ્રુવ રહે અને વ્યય થાય છે ?

**દાદાશ્રી :** ના, પર્યાય ધ્રુવ નહીં, ઉત્પન્ન થાય છે ને વ્યય થાય છે. અને વસ્તુ કાયમ રહે છે, ધ્રુવ રહે છે. પોતે ધ્રુવ હોવા છતાંય પણ પર્યાય ઉત્પન્ન થાય છે અને વ્યય થાય છે. પર્યાયને ધ્રુવ શબ્દ બોલાય નહીંને ! ધ્રુવને તો ઉત્પન્ન-વ્યય, વિશેષણ ના હોય. ધ્રુવ એટલે પરમેનન્ટ.

**પ્રશ્નકર્તા :** તો પર્યાય માટે પણ એવી રીતે પણ કહેલું છેને ! એના પર્યાય ઉત્પન્ન થાય છે, થોડો વખત ટકે છે અને પછી વિલય પામે છે. તો ટકે છે, તે શું ?

**દાદાશ્રી :** ટકે છે એ તો વધારે ટકે, ઓછો ટકે, એને કોઈ લેવાદેવા નહીં. વધે-ઘટે એ બધું ટેમ્પરરીમાં જાય, ધ્રુવમાં ના જાય.

**પ્રશ્નકર્તા :** પર્યાય સંબંધી છે જ નહીં એ ધ્રુવતા ?

**દાદાશ્રી :** ધ્રુવતા એ તો વસ્તુનો સ્વભાવ બતાવે છે. વસ્તુ પોતે ધ્રુવ હોવા છતાં ઉત્પન્ન-લય થયા કરે છે, પર્યાયે કરીને.

**પ્રશ્નકર્તા :** અવસ્થાને જાણવા માટે, અવસ્થા છે તે સ્વભાવથી જ જાણી શકાય છે ?

**દાદાશ્રી :** આ બધી અવસ્થાને ક્યાં સુધી જાણી શકે ? આમ સ્થૂળ હોય ત્યાં સુધી. પછી બીજી બધી સ્વભાવથી જાણી શકાય છે. અવસ્થા એ ઉત્પન્ન થવું, વિનાશ થવું અને ધ્રુવ રહેવું.

**પ્રશ્નકર્તા :** સ્વભાવથી જ એ જોઈ શકાય ?

**દાદાશ્રી :** સ્વભાવથી જ. જોવાનું એ એનો (આત્માનો) ગુણ છે અને ઉત્પન્ન થવું, વિનાશ થવું એ પર્યાય છે એના. એ પોતાના પર્યાયને પોતે જોઈ શકે છે.

એટલે આ જે અવસ્થાઓ છે ને, તે આ સ્થૂળ અવસ્થાને માટે નથી લખેલું, પેલા પર્યાયોને માટે લખેલું છે. તો આમાં આ અવસ્થામાં સ્થૂળ પણ આવી શકે. સ્થૂળ અવસ્થાઓ બુદ્ધિથી જ એને સમજણ પડે છે. જીવે છે, ફરે છે, એ બધું સમજી શકે.

## ગીતાના યથાર્થ ફોડ !

**પ્રશ્નકર્તા :** ગીતામાં કૃષ્ણ ભગવાને એવું કહ્યું છે કે સૃષ્ટિનું હું સર્જન કરું છું, પાલન કરું છું ને એનો નાશ પણ કરું છું.

**દાદાશ્રી :** એ બરોબર છે, પણ એ તો એનો અર્થ જુદો છે. એ કહેવા માંગે છે એ તમને સમજાય નહીં. ઉત્પાત, વ્યય ને ધ્રુવ, એ તમને સમજાય નહીં. એ આત્માનો સ્વભાવ છે એક જાતનો કે ઉત્પન્ન થવું, ધ્રુવતા કરવી, વિનાશ થવું. એ દરેક તત્ત્વનો સ્વભાવ છે.

એટલે આ જે કહ્યું છે, એ ભગવાને એટલા માટે જ કહ્યું છે, કે આ જે હું ગીતા કહું છું. તેમાં હજારો માણસો વાંચશે તો એક માણસ એના સ્થૂળ અર્થને પામશે અને એવા હજારમાંથી એકાદ સૂક્ષ્મને પામશે, એવા હજારમાંથી એકાદ સૂક્ષ્મતર પામશે ને એવા હજારમાંથી એકાદ હું શું કહેવા માંગું છું તે સૂક્ષ્મતમ સમજશે. એટલે ભગવાનનું કહેલું શી રીત સમજણ પડે આ ? તે કૃષ્ણ ભગવાન શું કહે ? જ્ઞાની એ મારો આત્મા છે ને હું પોતે જ છું. તે જ્ઞાની પુરુષ આવે તો છૂટકારો થાય, નહીં તો છૂટકારો થાય નહીં.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે આ સૃષ્ટિની શરૂઆત પણ નથી અને અંત પણ નથી પરંતુ ગીતામાં તો વાંચ્યું હતું કે આ સૃષ્ટિ એમાં આદિમાં અપ્રગટ, મધ્યમાં પ્રગટ અને અંતે અપ્રગટ જ હોય છે.

**દાદાશ્રી :** હં એટલે ઉત્પાદ એ અપ્રગટ કહેવાય. પછી ધ્રૌવ એ પ્રગટ કહેવાય અને વ્યય એ અપ્રગટ. ઉત્પાત, ધ્રુવ ને વ્યય. અને માણસ અપ્રગટ હતો, અહીં જન્મ્યો ત્યારે અપ્રગટમાંથી પ્રગટમાં આવ્યો, તે મધ્યમાં પ્રગટ, પછી મર્યો ત્યારે પછી અપ્રગટમાં ગયો. પાછો ત્યાંથી પાછો પ્રગટમાં આવે. બસ, એ આ સાયકલો ચાલ્યા જ કરે છે.

**પ્રશ્નકર્તા :** તો દાદા, તો મૂળની સ્થિતિ શું એની ? ઉત્પત્તિ પહેલાંની સ્થિતિ શું ?

**દાદાશ્રી :** નહીં, ઉત્પત્તિ પહેલાંની સ્થિતિ છે નહીં, આ ઉત્પત્તિ એ છે તે ઉત્પત્તિ, લય થયા કરે છે. અને ધ્રુવતા એટલે કાયમનું દેખાય, આપણને પ્રગટ દેખાય. તે ઉત્પત્તિ પહેલાં શું ? ત્યારે કહે, પણ લય થઈ એટલે એમાંથી ઉત્પન્ન થયું. ઉત્પન્નમાંથી પાછું પ્રગટ રહ્યું. નિરંતર એ સાયકલ ચાલ્યા જ કરે.

**પ્રશ્નકર્તા :** આ પ્રક્રિયાનો અંત ખરો કે નહીં કે એ ચાલ્યા જ કરવાનું ?

**દાદાશ્રી :** એનો અંત જ ના હોય. સ્વભાવ છૂટે નહીં ને ! દ્રવ્ય વસ્તુનો સ્વભાવ છૂટે નહીં ને ! આનો અંત ક્યારે આવે ? કે આ બે

તત્ત્વો જોડે છે, તેને 'દાદા' છોડી આપે પછી એ છૂટે. પછી આત્મા પોતે એકલો જ રહ્યો. એટલે એને દુઃખ ના થાય, બીજું ના થાય.

**પ્રશ્નકર્તા :** તો મોક્ષ એ બધાથી જુદી સ્થિતિ ખરી ?

**દાદાશ્રી :** આ બધાથી છેટું. આ બધાથી જુદો એનું નામ મોક્ષ. અને આ બધાથી જુદો એનું નામ આત્મા. આ સંસારમાં તો બધી આત્માની (અજ્ઞાન દશાની) સ્થિતિઓ છે, અને એના પર્યાય છે.

## એ છે રૂપકો...

**પ્રશ્નકર્તા :** પેલું ગૉડ ને G-O-D, જનરેટર, ઓપરેટર અને ડિસ્ટ્રોયર એવી રીતનું જે કહે છે તે અને બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ, એમાં એકને પાલક કહે છે, એકને સર્જક કહે છે ને એકને સંહારક કહે છે, તો આ બન્નેને કંઈક સામ્ય ખરું ? આ વાતને ?

**દાદાશ્રી :** મૂળ વસ્તુ આત્મા છે. હવે એના મૂળ ગુણો પોતાના જે છે, એ સિવાયના પર્યાયો જે છે, એનું ઉત્પન્ન થવું, વિનાશ થવું અને આત્મા પોતે સ્વભાવે કરીને ધ્રુવ છે. એટલે આવું આ ત્રણ વસ્તુને આવી રીતે મૂકેલી છે. આ પુદ્‌ગલ છે, એ પુદ્‌ગલ ઉત્પન્ન થયું, વિનાશ થયું. જડ વસ્તુય ધ્રુવ છે સ્વભાવથી. એટલે આ આધારે ગોઠવાયું છે બધું.

આ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ શું છે ? તે ઉત્પન્ન થતી જે સ્થિતિ છે ત્યાં આપણા લોકોએ બ્રહ્મા મૂક્યા, સર્જન થવું ત્યાં. પછી વિસર્જન થવું, વિનાશ થવું, ત્યાં આપણે મહેશ મૂક્યા. અને ધ્રુવતા રહેવી ત્યાં આપણે વિષ્ણુ મૂક્યા. એટલે બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ. ત્યારે એ મૂર્તિ મૂકી અને પછી ક્યાં લાવ્યા પાછા આપણા લોકો કે આ મૂર્તિઓની પૂજા કરજો કે આપણામાં ત્રણ ગુણો કહે છે, પિત્ત, વાયુ ને કફ (અનુક્રમે એ જ સત્વ, રજ, તમ ગુણો). બહુ સાયન્ટિફિકલી મૂક્યું. આ ગાંડુંઘેલું નથી, આ બહુ ઊંડી ગોઠવણી કરેલી છે.

પછી બધું ગૂંચવી નાખેલું ! બ્રહ્મા ખોળવા જઈએ તો ક્યાં

મળે? દુનિયામાં મળે કોઈ જગ્યાએ બ્રહ્મા ? વિષ્ણુ ખોળી આવો. ત્યારે કહે, વિષ્ણુ જડે? અને મહેશ્વર ! આપણે પૂછીએ શું ધંધો એમનો ? વેપાર શો ? ત્યારે કહે, બ્રહ્મા સર્જન કરે, વિષ્ણુ આ બધું ચલાવે, પોષણ કરે અને પેલા મારકણા, મહેશ, સંહાર કરે. અલ્યા મૂઆ, સંહાર કરનારાને અહીં પગે લાગવાનું હોય?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એવી કેવી કલ્પના કરીને મૂકી દીધેલી, તે કેટલાય વર્ષોથી એ કલ્પના ચાલી આવે છે ?

**દાદાશ્રી :** મૂળ વસ્તુ જડતી નથી. તે પછી મેં ખોળી કાઢીને પછી તે હવે મૂકવા માંડ્યું લોકોમાં !

એવું છે, આ દુનિયાનાં જે છ તત્ત્વો છે ને, તેમાં ઉત્પન્ન-વિનાશ છે તે અવસ્થાથી અને ધ્રુવતા સ્વભાવથી છે. આ સ્વભાવ જ છે, તેને તો આ લોકોએ એક રૂપક મૂકેલું. તે સારી શોધખોળ માટે. સારું કરવા ગયા પણ પછી બહુ દહાડે તો અવળું જ થઈ જાય ને પછી, ના થઈ જાય ? સાચી વાતનો મેળ કોણ પાડી આપે તો ?

બે તત્ત્વો સાથે આવવાથી વિશેષ ભાવ થયો, તે આ જગત ઊભું થઈ ગયું. નથી બ્રહ્માય થયા, નથી કોઈએ ઘડ્યો કે નથી ઘડવાની જરૂર પડી. ક્યાં સુધી બધું ઊંધું ચાલ્યું છે ? પણ લોકો મૂળ વાતથી કરોડો ગાઉ છેટે ગયા છે. એટલે (અધ્યાત્મની) કૉલેજમાં આવતાંની સાથે તત્ત્વદર્શનની શરૂઆત થાય કે શું છે હકીકત, વાસ્તવિકતા શું છે આ જગતની ? પેલી ચોપડીઓને બાજુએ મૂકવી પડશે, ત્યાર પછી રાગે પડી જશે.

જરૂર છે, લોક માગી રહ્યું છે આ. કંઈ નવીનતા માગી રહ્યું છે. પુસ્તકો ખોટાં નથી. પુસ્તકોની લોકોને સમજ અઘરી પડી ગઈ અને એ ચાલ્યું નહીં. પણ એટલું સારું થયું કે આ પેઢી નવી જાતની પાકી ને, તે આખું બીજ, આખી શ્રદ્ધા જ ઉડાડી, કે આ બધું અંધશ્રદ્ધા જ છે, ખોટું છે એવું. આમાં આખું કાપી નાખવું સારું, આ અહીંથી કહોવાય, તે અહીંથી કાપી નાખીએને એટલું આગળ વધતું અટકે.

મોક્ષમાં જવું હોય તો તત્ત્વ અને ગુણને જાણવા, સમજવા પડે. નહીં તો આ સંસારમાં રહેવું હોય ત્યાં સુધી તત્ત્વોના ધર્મ, પર્યાય, અવસ્થાને જાણવા, સમજવા પડે.

## નિયમ, હાનિ-વૃદ્ધિનો !

**પ્રશ્નકર્તા :** ગુણ અને ધર્મમાં શું ફેર ?

**દાદાશ્રી :** ધર્મ હંમેશાં બદલાયા કરે અને ગુણ છે તે બદલાય નહીં. વસ્તુઓના જે સ્વભાવિક ગુણ છે એ બદલાય નહીં.

**પ્રશ્નકર્તા :** આપણે કહીએને કે તત્ત્વને ગુણ, ધર્મ અને પર્યાય.

**દાદાશ્રી :** ધર્મ એ જ પર્યાય. મૂળ આત્મા છે, એના મૂળ ગુણ છે. આત્માય બદલાય નહીં ને ગુણેય બદલાય નહીં, પણ એના ધર્મ બદલાયા કરે. શું બદલાયા કરે ? ત્યારે કહે, એ જે જ્ઞાતા-દ્રષ્ટાપણું છેને, તેમાં શરૂઆત ક્યાંથી થાય? અનંત ભાગ વૃદ્ધિથી. બીજો અસંખ્યાત ભાગ વૃદ્ધિ વધે છે આ.

હવે અસંખ્યાત ભાગ વૃદ્ધિ એટલે આ વસ્તુ છેને, આનો અસંખ્યાત ભાગ એટલે બિલકુલ વાળ જેટલો ભાગ થાય એટલું વધે. પછી સંખ્યાત એટલે શું ? કે એના કરતાં વધારે વધે એ ભાગ. અનંત ભાગ વૃદ્ધિ હતું, તેમાં અસંખ્યાત આવ્યું એટલે થોડોક પાછો વધે. અનંત ભાગથી અસંખ્યાત તો ઘણું મોટું થાય. અને પછી સંખ્યાત આવ્યું એટલે ઘણું મોટું થઈ ગયું.

પછી સંખ્યાત ગુણ વૃદ્ધિ. પછી એની આગળનું કયું સ્ટેપ ? ત્યારે કહે, અસંખ્યાત ગુણ વૃદ્ધિ. ત્યારે એનું આગળનું ? ત્યારે કહે, અનંત ગુણ વૃદ્ધિ. આમ આત્મા પોતે પોતાના સ્વક્ષેત્રમાં છે. અને એનામાં આમ અવસ્થાઓ બધી બદલાયા જ કરે છે. કારણ કે અવસ્થા શી બદલાય છે, કે આપણે અહીંયા અરીસો હોય, તમે એક જણ આવો તો એકલા દેખાવ. બે જણા આવો તો બે દેખાય, ચાર જણા આવો તો...

**પ્રશ્નકર્તા :** ચારેય દેખાય.

**દાદાશ્રી :** હવે આ બધી અવસ્થાઓ બદલાઈ કે ના બદલાઈ?

**પ્રશ્નકર્તા :** બદલાઈ.

**દાદાશ્રી :** તેનો ધર્મ બદલાયા કરે છે ને ગુણ બદલાતો નથી. એવું સિદ્ધ ભગવાનના આત્મામાં જગત ઝળકે છે ને જે ભાગના લોકો સૂઈ ગયા, એમનામાં કશું હાલે-ચાલે એ જુએ. એટલે આ સવારના પહોર થાય તે પરથી આ ત્રણ-ચાર વાગે આ અનંત ભાગ વૃદ્ધિ હોય એટલે સવારના થોડા માણસો હરતા ફરતા દેખાય. પછી અસંખ્યાત ભાગમાં વૃદ્ધિ હોય. પછી સંખ્યાત ભાગમાં વૃદ્ધિ હોય. પછી સંખ્યાત ગુણ વૃદ્ધિ હોય. પછી અસંખ્યાત ગુણ વૃદ્ધિ અને અનંત ગુણ વૃદ્ધિ થાય. અને જો બાર વાગે ઝોલે ઝોલા (ટોળે ટોળા માણસોના હોય) આ બધું એમાં જ ઝળકે છે.

હવે અનંતગુણ હાનિ આવશે પહેલી. પછી અસંખ્યાત ગુણ હાનિ આવશે. પછી સંખ્યાત ગુણ હાનિ આવશે. પછી સંખ્યાત ભાગ હાનિ. પછી અસંખ્યાત ભાગ હાનિ અને અનંત ભાગ હાનિ.* આ એનો ગુણધર્મ છે. એ બદલાયા જ કરે, નિરંતર આ જ બસ. પોતાને કશું કરવાનું નથી રહેતું. આ એનો ધર્મ બદલાયા કરે છે. એની અંદર ઝળકે. બોજો નથી, અરીસાને કંઈ બોજો હોય ખરો ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** આપણે ચાળા પાડીએ તો અરીસાને નુકસાન કે આપણને નુકસાન ? અરીસાને નુકસાન કહેવાય ? સમજવા જેવું છે.

❖❖❖❖❖

---

*(ઉપોદ્‌ઘાતમાં દ્દષ્ટાંત સમજવા માટે મૂક્યું છે.)

## [૪]

# અવસ્થાઓને જોનારો 'પોતે' !

## ગૂંચવાડો માત્ર, રોંગ બિલીફથી !

સમસરણ (સંસાર) માર્ગ જ એવો છે કે બફાતો બફાતો જ જાય. જેમ પહેલાં આફ્રિકા જતાં બફારામાં ઘાલતા, પણ એ સમજી જાય કે બફારો છે ને હું છું, તેમ આ આત્માને સમસરણ માર્ગમાં બફારામાંથી જાત જાતની પ્રક્રિયાઓમાંથી પસાર થવું પડે છે. આ સમસરણ માર્ગે જતાં માર્ગના કારણોથી અવસ્થાઓ ઉત્પન્ન થાય છે. આત્માને આમાં કશું જ થતું નથી પણ 'તે' માની બેસે છે કે હું બફારારૂપ થઈ ગયો છું. જેવી પ્રક્રિયાઓમાંથી (અવસ્થાઓમાંથી) પસાર થયો તેવો જ 'પોતાને' માની બેસે છે અને તેવો તે ભ્રમણામાં જેવું ચિંતવે છે તેવો થઈ જાય છે. પોતાના મૂળ સ્વરૂપને જાણી જાય તો કશું જ નથી. ભ્રમણા પણ એક ભાન છે. વ્યવહાર રાશિમાં આવ્યો ત્યારથી જ વ્યવહાર રાશિ પૂરી થતાં સુધી અવસ્થાઓ જ હોય છે.

પણ એ મહીં અહંકાર ઊભો થાય છે, એ દુઃખને વેદે છે. શાતાયે વેદે છે ને અશાતાયે વેદે છે. એ વેદનથી બધું ઊભું થયેલું છે આ, રોંગ બિલીફ ઊભી થઈ છે. આત્મા ફેરફાર નથી થયો. એના ગુણથી, એના દ્રવ્યથી આત્મા કંઈ બગડ્યો નથી ને પર્યાયોને અસર થઈ છે, તે રોંગ બિલીફથી છે.

આખું જગત તત્ત્વોનું બનેલું છે, છ તત્ત્વોનું. તેની અવસ્થાને 'આ' (અહમ્) પોતાનું (સ્વરૂપ) માને છે.

પોતે અવસ્થામાં છે અને દેખાય છે એ બધીય અવસ્થાઓ છે

અને અવસ્થાઓ મૂંઝવે છે. ખરેખર અવસ્થા ગૂંચવતી નથી. અવસ્થાને સ્વભાવ મનાવતી તારી માન્યતાથી ગૂંચવાડો છે. આ અવસ્થાને જ સ્વભાવ માને છે. એ આ તત્ત્વ છે. સ્વભાવ એટલે તત્ત્વ. એટલે એ સ્વભાવ અવિનાશી છે. આ અવસ્થા એટલે વિનાશી.

રિયલ તત્ત્વ આત્મા છે ને તેની અવસ્થાઓ છે, તેને કહે છે કે 'હું જ છું.' એટલે આવતા નવા ભવનાં બીજ નાખે છે. આત્મા એના સ્વભાવમાં જ છે. હોળી જુએ છે, ત્યારે કહેશે, 'હું જોતો હતો.' ત્યાં કર્મ બંધાય છે, ખરેખર તો આત્માનો સ્વભાવ જ જોવું-જાણવું. તે અવસ્થાને 'તમે' જોયા કરો છો. એ અવસ્થાઓ વિનાશી છે બધી અને વસ્તુ અવિનાશી છે.

બધી અવસ્થાઓ અજ્ઞાનતામાં વીંટાય છે અને પછી 'પોતે' હતો તેનો તે રહે છે.

અવસ્થાઓ આર ઑલ (બધી) ટેમ્પરરી (છે) અને લોક ટેમ્પરરીમાં રહે છે, ટેમ્પરરીને જુએ છે, અને ટેમ્પરરીની વાત કરે છે. પરમેનન્ટમાં રહ્યા નથી, પરમેનન્ટ જાણતા નથી, પરમેનન્ટની વાત કરતા નથી. બધા ટેમ્પરરી એડજસ્ટમેન્ટ છે.

તમે ગમે ત્યાં વર્લ્ડમાં જશો પણ ટેમ્પરરી અવસ્થા સિવાય કશું ન મળે. અવસ્થાઓની પણ અનંત અવસ્થાઓ અને તેની પણ અવસ્થાઓ જેને પોતાનું સ્વરૂપ માની બેઠા છે. મૂળ પોતાનું તત્ત્વ સ્વરૂપ છે તે પરમેનન્ટ છે, અવિનાશી છે. તમે પોતે જ ભગવાન છો.

**પ્રશ્નકર્તા :** મારે આ અવિનાશી તત્ત્વ બનવું હોય, તો મારે શું કરવું ?

**દાદાશ્રી :** તમારે અવિનાશી થવું પડે. તમે વિનાશી થઈને અવિનાશી શી રીતે બોલશો ?

**પ્રશ્નકર્તા :** નહીં, પણ મારે અવિનાશી બનવું છે.

**દાદાશ્રી :** હા, તે આવજો મારી પાસે, કરી આપીશ. એક ફેરો

અવિનાશી થયા પછી વિનાશી નહીં થવાય. એટલે પહેલેથી ચેતવું હોય તો ચેતી જજો.

**પ્રશ્નકર્તા :** એમાં ખતરો શું છે, અવિનાશી થયા પછી ?

**દાદાશ્રી :** પછી ભવોભવ આ જે શોખ છે, જલેબી ને એ આ બધો ખાવા-પીવાનો, તે નહીં રહે પછી. પછી પોતાને આત્માનું સુખ મળશે, સ્વયં સુખ ! સનાતન સુખ, કાયમનું સુખ !! આ સુખ જ ન્હોય. આ તો કલ્પિત છે ખાલી.

ચંદુભાઈના નામની અવસ્થા છે. 'મારી-મારી' કહીને કેટલાય અવતારથી મરી ગયા.

આ જગતમાં માંગવા જેવી એક જ વસ્તુ છે, 'આ ભ્રાંતિથી મુક્ત કરાવો' આ જગતમાં કડવાં કે મીઠાં ફળ બધું જ ભ્રાંતિ છે. અવસ્થાઓમાં અભાવ ના ઉત્પન્ન થવો જોઈએ. કોઈ આપણને સળી કરે તોય તેના ઉપર અભાવ ના થવો જોઈએ. કારણ કે અવસ્થા માત્ર કુદરતી રચના છે.

## અવસ્થા અનિત્ય, વસ્તુ નિત્ય !

અવસ્થાઓ બદલાયા કરે. એ અવસ્થાઓ જગતના લોકો જુએ અને એમને એમ લાગે કે 'ઓહોહો ! આ કેવું સરસ દેખાય છે !' અને કેટલાક લોકો અવસ્થાને જુએ છે અને ગભરામણ થાય છે. એમ નર્યુ ધુમ્મસ, ધુમ્મસ, ધુમ્મસ હોય તો કહેશે, 'મારો છોકરો પણ નહીં દેખાતો, જોડે હતો ને !' અલ્યા મૂઆ, ધુમ્મસ એ તો અવસ્થા છે, હમણે જતી રહેશે. નથી જતી રહેતી બધી ? અવસ્થાને નિત્ય માની લે છે. અનિત્ય વસ્તુને નિત્ય માની લઈ અને દુઃખી થયા કરે છે. એટલે તત્ત્વને જો પકડે તો પોતે મુક્ત થાય, અવસ્થાઓથી ઉપર જાય. નહીં તો ત્યાં સુધી વિનાશી છે. એટલે જગત આખું અવસ્થાની બહાર નીકળી શકતું નથી. જ્ઞાનીઓ એકલા જ નીકળી શકે છે. બીજા કોઈનું ગજુંયે નહીં! મનુષ્યો અવસ્થા જોઈ શકે છે. મૂળ તત્ત્વને જ્યારે જુએ ત્યારે જ્ઞાની કહેવાય.

છ વસ્તુઓ જે છે એ અવિનાશી છે. આપણે જ્ઞાન આપીએ ત્યારે તમને કહીએ કે તમે શુદ્ધ ચેતન છો, એટલે વસ્તુ જોતો થાય. એ તમારા અવિનાશી ભાવને પામ્યા કહેવાય.

જગતમાં બધું એક જ રૂપી તત્ત્વની અવસ્થાઓ દેખાય છે. અરૂપી તત્ત્વ જ્યારે જ્ઞાની શુદ્ધાત્મા દેખાડે ત્યારે દેખાય.

એવું છે, આ જગતમાં જે તમે જુઓ છો આંખે, કાને સંભળાય છે, જીભે ચખાય છે, નાકે સુંઘાય છે, અહીં આગળ સ્પર્શ થાય છે, એ શું વસ્તુઓ છે ? એ વસ્તુ નથી, વસ્તુની અવસ્થાઓ છે. તમે જે જોઈ રહ્યા છો, એ બધી અવસ્થાઓ જોઈ. તત્ત્વની અવસ્થાઓ, પુદ્ગલ તત્ત્વની અવસ્થા, ચેતન તત્ત્વની અવસ્થા, કાળની પણ અવસ્થા. એ બધી તત્ત્વની અવસ્થા જોઈ રહ્યા છો તમે. મૂળ તત્ત્વ સ્વરૂપે જોવામાં આવે તો કલ્યાણ થઈ જાય.

## તત્ત્વ દૃષ્ટિ, અવસ્થા દૃષ્ટિ !

જ્યાં સુધી અવસ્થાની દૃષ્ટિ છે એની, ત્યાં સુધી એને જગત દેખાશે અને તત્ત્વ દૃષ્ટિ થશે એટલે તત્ત્વ દેખાશે. પેલી અવસ્થા દેખાશે પણ અવસ્થા પોતાની નહીં માને 'એ'. આ જ્ઞાન પછી તમને તત્ત્વ દૃષ્ટિ થઈ એટલે તત્ત્વ જોતાં શીખ્યા અને અવસ્થાને જોઈ શકો છો પણ અવસ્થા એ આપણું સ્વરૂપ નથી. અવસ્થા વિનાશી છે એવું જાણો છો, રિલેટીવ છે. રિલેટીવ-રિયલ બેઉ જોઈ શકો છો ને ! રિલેટીવ અવસ્થાઓ છે અને રિયલ એ તત્ત્વ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, આત્માથી તો ખાલી તત્વ જ જોવાયને ? આત્મા, આત્મા તત્ત્વને જ જુએ છેને ? એ ફેઝીઝને નથી જોતોને ?

**દાદાશ્રી :** જ્યાં સુધી સંસારી આત્મા છે ત્યાં સુધી બધું આ દરેક વસ્તુને જુએ ને સંસારી ના હોય એટલે રિલેટીવ ના હોય, રિયલ હોય ત્યારે એ આત્મા, આત્માને જુએ, અવિનાશી ચીજોને જ જુએ.

આત્મા અને અનાત્મા, જ્ઞાની પુરુષ સ્પષ્ટપણે જુદા પાડી આપે.

પછી જ આપણે ઓળખી શકીએ કે આ આત્મા અને આ અનાત્મા. આ તત્ત્વ સ્વરૂપ અને આ અવસ્થા સ્વરૂપ એમ સ્પષ્ટ ઓળખી શકીએ.

જ્ઞાન મળ્યા પછી કદાચ ક્યાંય જ્ઞેયમાં જ્ઞાન ચોંટે તોય તે તત્ત્વદૃષ્ટિથી એમ લાગે કે આ તો ચંદુભાઈનું છે, મારું ન્હોય. તત્ત્વ અનંત અવસ્થાવાળું હોય, અવસ્થાઓનાં એળિયા (હેરિયાં) પડે. જેમ સૂર્યનારાયણ વાદળ પાછળ હોય છતાંય તેની અવસ્થાના એળિયા પડે તેમ. કોઈને પણ અવસ્થા દૃષ્ટિથી જોઈએ છીએ તેથી તો તેનો આપણા ઉપર પ્રભાવ પડે. અવસ્થા દૃષ્ટિથી જ આકર્ષણ-વિકર્ષણ છે, તત્ત્વદૃષ્ટિથી નહીં. અવસ્થામાં 'હું છું' એમ માને કે તુર્ત જ અંદર લોહચુંબકપણું ઉત્પન્ન થાય અને આકર્ષણ શરૂ થાય. તત્ત્વદૃષ્ટિ એટલે સંપૂર્ણ દૃષ્ટિ. નિશ્ચય દૃષ્ટિ એટલે તત્ત્વ અને વ્યવહાર એટલે અવસ્થા.

અવસ્થા દૃષ્ટિથી જોશો તો આકર્ષણ-વિકર્ષણ થશે અને તત્ત્વદૃષ્ટિથી જોશો તો મોક્ષ થશે. કોઈકને તત્ત્વદૃષ્ટિથી જોશો તો તમને લાભ થાય ને અવસ્થા દૃષ્ટિથી જોશો તો તેમાં જ તમે ખોવાઈ જશો. આંખોથી (ચર્મચક્ષુથી) જોઈ જોઈને તો આખું જગત ભૂલ્યું છે. તત્ત્વદૃષ્ટિથી સામામાં આત્મા દેખાય. તે તત્ત્વદૃષ્ટિ માટે શાસ્ત્રમાં લખાયું કે તલમાંથી તેલ નીકળે છે, દૂધમાંથી ઘી નીકળે છે, એ જે તત્ત્વદૃષ્ટિથી જાણે તે જ તે કાઢી શકે. ભેંસને ભેંસ દેખે, ગાયને ગાય દેખે તે અવસ્થા દૃષ્ટિ અને આપણા મહાત્માઓ તો તત્ત્વદૃષ્ટિથી (આત્મા) જુએ. તત્ત્વ જાણે તે તત્ત્વદૃષ્ટિથી જોઈ શકે. જે જાણતા નથી, તે તત્ત્વદૃષ્ટિથી કેમ જોઈ શકે ?

તત્ત્વદૃષ્ટિથી અવસ્થાની કિંમત ઊડી જાય. તત્ત્વદૃષ્ટિ થાય તો વસ્તુ દેખાય, નહીં તો અવસ્થા દૃષ્ટિથી કેફ ચઢે.

ૐ એટલે તત્ત્વદૃષ્ટિ. કોઈનેય તત્ત્વદૃષ્ટિ ઉત્પન્ન થઈ નથી ને! આખુંય જગત અવસ્થા દૃષ્ટિમાં છે.

કોઈએ કહ્યું કે 'જ્ઞાન ક્રિયાભ્યામ્ મોક્ષ. અમે તો ક્રિયાઓય કરીએ છીએ અને જ્ઞાનનું પણ કરીએ છીએ તો અમારો મોક્ષ નહીં?' ના. કારણ કે તું અવસ્થાને જ્ઞાનક્રિયા કહું છું. અવસ્થાની જ્ઞાનક્રિયા એ બધું

અજ્ઞાન કહેવાય. તેનાથી તો તને સોનાની બેડી મળશે. તત્ત્વદૃષ્ટિ થયા પછી જ્ઞાન ક્રિયાભ્યામ્ મોક્ષ કહેવાય. તે અરૂપી ક્રિયા છે.

જગત અવસ્થા સ્વરૂપે વાત કરે છે અને હું તાત્વિક સ્વરૂપે વાત કરું છું. હું તાત્વિક દૃષ્ટિથી જોઉં છું, જગત અવસ્થા દૃષ્ટિથી જુએ છે. આ તો અવસ્થાને પોતાનું સ્વરૂપ માને છે ને આ દુઃખો તે દુઃખો નથી. આ તો બધે અણસમજનાં જ દુઃખો છે. તેય પાછાં જાતે નોતરેલાં જ છે.

આખા વડોદરામાં સુચારિત્રો અને કુચારિત્રો ચાલતા હશે, પણ મ્યુનિસિપાલિટીમાં પૂછી આવો કે નોંધ છે એની ? ત્યારે જેની નોંધ નથી લેવાતી એ વાતની પાછળ ચોંટ શી ? આપણને તત્ત્વદૃષ્ટિ થઈ તો એ બધી જ અવસ્થા માત્ર છે.

## જગત, પોલંપોલ !

આત્માના જે જે પર્યાય ઉત્પન્ન થાય, તેમાં જ તન્મયાકાર. ગયા અવતારે પુરુષ હોય અને આ અવતારમાં સ્ત્રી થયો હોય, તો આપણે એને સાચેસાચ કહીએ, એને ઓળખાણ પાડીએ કે તું ગયે અવતાર પુરુષ હતો. તોય એને સ્ત્રી થયો છું, એ બદલ શરમ ના આવે. કારણ કે પર્યાયમાં રત હોય. એવું આ જગત છે. બધું અમારા જ્ઞાનમાં દેખાય આ બધું. કેવી કેવી લોકોને અસર થાય, એ અમને દેખાય બધી.

જે જે અવસ્થા થાય તેવું નામ થાય. પગ ભાંગે ત્યારે લંગડો, તેનું નામ થોડું લંગડો છે ? ટાઈપ કરે ત્યારે ટાઈપિસ્ટ. આ અવસ્થાઓ તો પત્તાનો મહેલ છે, ભાંગીને ભૂક્કો થઈ જાય છે. બધા અવસ્થાઓમાં બેઠક લે છે.

જે અવસ્થામાં પડ્યો ને, તે અવસ્થાનું જતન કર્યા કરે છે. આખી જીંદગી મુક્ત હોય ને છેક છ મહિના જો જેલમાં ઘાલ્યા હોયને, તો 'હું આ કેદી થઈ ગયો, હું કેદી' એવું કહે. પૈણાવે ત્યારે સૌભાગ્યવંતીનું સુખ વર્તે છે ને પછી રાંડે ત્યારે રંડાપાનાં દુઃખ ઊભા

થાય છે. 'હું તો રાંડેલી છું' કહે. મૂઈ, ગયા અવતારે પણ રાંડી'તી ને પછી સૌભાગ્યવતી થઈ'તી જ ને ! રાંડ્યા ને સૌભાગ્યવંતા થઈ ગયા. મૂઆ, આ ડખો જ છે, બીજું છે શું તે ?

અવસ્થાઓ બદલાય છે, આત્મા તેના તે જ સ્વરૂપે રહે છે. આત્મામાં કંઈ ફેરફાર થતો નથી. પાછા ભૂલીયે જાય છે. પરમ દહાડે છે તે ઝઘડા થયા હોય તે ભૂલી જાય છે ને આજ પાછા સિનેમામાં ફરવા જતાં હોય. આપણે જાણીએ કે પરમ દહાડે હું ગયો ત્યારે તો બે જણાના ઝઘડાનો નિકાલ થયો ને આજ સિનેમા જોવા નીકળ્યા ?

પોલંપોલ બધું જગત. છતાંય સાચું છે, રિલેટીવ કરેક્ટ છે અને આત્મા રિયલ કરેક્ટ છે. આ દુનિયામાં રિયલ કરેક્ટ એ બધી વસ્તુઓ છે અને રિલેટીવ કરેક્ટ એ બધી વસ્તુની અવસ્થાઓ છે.

## કથિત કેવળજ્ઞાન !

રિલેટીવ ક્યારેય પણ રિયલ ના થાય. રિયલ હોય તે રિલેટીવ ક્યારેય પણ ના થાય. રિયલ અવિનાશી છે અને રિલેટીવ વિનાશી છે, બેનો મેળ જ પડે નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, આખું આ રિલેટીવ સ્વરૂપ ઊભું થવું. જેને આપણે 'ચંદુભાઈ' કહીએ છીએ, એ અવસ્થાના આધારે જ ઉત્પન્ન થાય છેને મહીં ?

**દાદાશ્રી :** હં. અવસ્થા જ છેને વળી. અવસ્થાના આધારે શું ? એવું નથી, અવસ્થા જ છે ચંદુભાઈની વળી ! અજ્ઞાનમાંથી ઊભી થયેલી. આ સ્વરૂપનાં અજ્ઞાનથી, વિશેષ જ્ઞાનથી આ ઊભું થયું. નિર્વિશેષ જ્ઞાનથી ઊડી જાય.

અનંત કાળથી જે ફોડ પાડી શક્યા નથી કે અનાદિ અનંત શું છે ? જે ફોડ નથી પાડ્યો કે જગત અનાદિ અનંત છે, તે મારે ફોડ પાડવો પડ્યો. મૂળ સ્વરૂપ આત્મા અનાદિ અનંત છે. જીવ સ્વરૂપ જીવે અને મરે અવસ્થા સ્વરૂપે. જીવે છે તે આદિ અંતવાળો છે. નિર્દ્વંદ્વ

અવસ્થા (મૂળ અવસ્થા) અનાદિ અનંત છે. દ્વંદ્વ અવસ્થા અથવા દ્વૈત અવસ્થા એ જીવ અવસ્થા છે અને તે આદિ અંત છે. જન્મે તે આદિ, મરે તે અંત, આ અમારું કથિત કેવળજ્ઞાન છે.

આત્માની અવસ્થાને જીવ કહ્યો ને 'પરમેનન્ટ' એ આત્મા છે. જીવે-મરે એ જીવ ! જેને 'જીવવું છે' એવું ભાન છે, 'હું મરી જઈશ' એવુંય ભાન છે, એ અવસ્થાને જીવ કહ્યો.

જીવ તત્ત્વરૂપે અનાદિ અનંત છે. અતત્ત્વ રૂપે આદિ અંત છે. ફેઝીઝ (અવસ્થા) રીતે આદિ અંત છે. અતત્ત્વ એટલે ફેઝીઝ રીતે. જીવની અવસ્થાઓ કઈ કઈ? અવસ્થાઓમાં જેવો આરોપ કરે તે બદલ તેને બીજી અવસ્થા ઉત્પન્ન થાય છે. અહંકાર છે ત્યાં સુધી તે આરોપ કરવાનો જ છે.

આ વ્યુ પોઈન્ટવાળા પોતાની દરેક અવસ્થાનો કોઈને આરોપ આપે છે.

જીવે અને મરે એ જીવ ને અમર પદ પ્રાપ્ત કરે એ આત્મા. આત્મા એ 'સેલ્ફ' છે ને જીવ રિલેટીવ સેલ્ફ છે. જીવ તો અવસ્થા છે.

## અવસ્થાઓનો અંતે અંત...

આ મૃત્યુ અને જન્મ, બે ભ્રાંતિથી દેખાય છે. એ માને જ છે, દેખાતું નથી. માને જ છે કે આ મારું મૃત્યુ થયું અને આ મારો જન્મ થયો, આ મારું લગ્ન થયું. ખરેખર હકીકતમાં તો એવું નથી. હકીકતમાં એ પોતે આત્મારૂપ જ છે. પણ એને આંટી પડી ગઈ છે કે આ હું છું.

વસ્તુ ઉત્પન્ન થતી નથી અને વિનાશેય થતી નથી. વસ્તુની અવસ્થાઓ વિનાશ થાય છે અને ઉત્પન્ન થાય છે. બાળપણ આવ્યું તે ઘડીએ ઘડપણ ના હોય. જવાની આવી એટલે બાળપણ ના હોય. અવસ્થાઓ બધી બદલાયા કરે. અવસ્થાઓ નિરંતર બદલાયા કરે પણ તે વસ્તુ ન હોય, વસ્તુની આ સ્થિતિઓ છે. અને આ જે દેહ થાય

છે એ તો 'આપણી' ભ્રાંતિને લઈને 'આ દેહ મારો છે' માનવામાં આવે છે. અને ભ્રાંતિ છૂટી ગઈ એટલે દેહ મળવાના છૂટી જાય, પછી પણ અવસ્થાઓ તો ઉત્પન્ન થવાની. એટલે કે જ્ઞાન અને દર્શનના પર્યાય ઉત્પન્ન થાય. કોઈ વસ્તુ દેખાય એટલે પર્યાય ઉત્પન્ન થાય. એ વસ્તુ જાય એટલે પર્યાય પડી જાય પાછા. એટલે ઉત્પન્ન થવું, વિનાશ થવું એ બધું ચાલ્યા જ કરે છે.

એ બધી અવસ્થાઓ મરે છે. શિયાળો છે તે, મરી જશે કે નહીં મરી જાય ? પછી ઉનાળાનો જન્મ થશે. આમ અવસ્થા ઉત્પન્ન-વિનાશ થયા કરે છે.

## ભાષા ભગવાનની ન્યારી રે...

જે જીવે તે મરે, જીવન અવસ્થા છે, મરણ અવસ્થા છે. જ્ઞાનીઓની ભાષામાં અનાત્મા કે આત્મા, કોઈ જ મરતો નથી. અવસ્થાઓની લયતા થાય છે.

આમ(લોકો)ની ભાષામાં રીબાય છે અને મરે છે. ભગવાનની ભાષામાં તો કોઈ મરતું જ નથી ત્યાં. એ ભગવાન શું જોતા હશે એવું કે મરતું ન હોય? આ બધાને મરતા દેખાય છે ને આ લોકો અવસ્થાને જુએ છે. અવસ્થા હંમેશાં વિનાશી જ હોય અને ભગવાન અવસ્થાને ના જુએ, વસ્તુને જુએ.

કાલે શું થશે તે કહેવાય નહીં, તેવા આ જગતમાં એક મિનિટ પણ કેમ બગાડાય ? દેહ ક્ષણે ક્ષણે બદલાયા કરે છે, પોતાનું સ્વરૂપ બદલાતું નથી.

જે બધા લોકો ફેઝને જ 'માય સેલ્ફ' કહેતા હોય, તેમને માટે આત્મા કર્તા છે ને કર્મનો ભોક્તા છે તેમ કહેવું જોઈએ. જે ફેઝને જાણે છે કે ફેઝ કાચો છે, પાકો છે, લબાડ છે, કુટેવવાળો છે, સુટેવવાળો છે, અજ્ઞાની છે, જ્ઞાની છે તોય તે ફેઝ જ છે. આત્મા એ જ્ઞાની નથી, જ્ઞાની એય ફેઝ છે.

સાધુ તે સાધુના ફેઝમાં ને તપસ્વી તે તપસ્વીના ફેઝમાં, મુનિઓ તે મુનિના ને મહાત્મા તે મહાત્માના ફેઝમાં રહ્યા છે.

અજ્ઞાનતાના મહાસાગરમાં આ જ્ઞાન છે. ફેઝની શું શું કળાઓ છે તે જોયા કરો.

**પ્રશ્નકર્તા :** જે ગુણ અને અવગુણ છે એ ઈફેક્ટ છે. કોઝિઝ હતાં એની ઈફેક્ટ છે. ત્યારે એ વાત આવી કે આત્માના જે અનેક ગુણો છે, એના કોઝિઝ ખરાં કે નહીં ?

**દાદાશ્રી :** ના, એના કોઝીઝ નહીં. ઉત્પન્ન થવાનું હોય અને વિનાશ થવાનું હોય ત્યાં એ કોઝિઝ ને ઈફેક્ટ હોય. અવસ્થામાં કોઝિઝ-ઈફેક્ટ હોય અને તત્ત્વમાં ન હોય.

## સ્થિર વસ્તુ જોતાં જ સ્થિર !

**પ્રશ્નકર્તા :** બધી વસ્તુનું પરિવર્તન થાય છે, બધી વસ્તુ તેનો મતલબ શું છે ? એટલે ત્રણેય કાળમાં એકની એક જ વસ્તુ રહે તો સાચું ગણાયને ?

**દાદાશ્રી :** એકની એક વસ્તુ રહેતી હોય તો બહુ કંટાળો આવે. એકની એક વસ્તુ કોઈ તું રાખી મેલતો હોય ખરો ? પોતેય એકનો એક હોય તો કંટાળો આવે. સ્ત્રી એકની એક હોય તો કંટાળો આવે. જે હોય તે એકનું એકમાં કંટાળો આવે. શા આધારે કહ્યું કે એકનું એક ફરી સુખ આપે ? આ દરેક વસ્તુ આ દુનિયામાં પરિવર્તનશીલ સ્વભાવની જ છે. તેમાં એકનું એક શી રીતે ખોળીશ તું ? કાયમ સ્થિર શી રીતે ખોળીશ તું ?

**પ્રશ્નકર્તા :** સ્થિરને ખોળવા માટે પ્રશ્ન પૂછ્યો છે.

**દાદાશ્રી :** ના, પણ બધી જ વસ્તુઓ પરિવર્તનશીલ જ છે ત્યાં આગળ...

**પ્રશ્નકર્તા :** આત્મા તો સ્થિર છે ને ?

**દાદાશ્રી :** ના, એવું તે હોતું હશે ? એય પરિવર્તનશીલ છે. વસ્તુએ કરીને સ્થિર છે, અવસ્થાએ કરીને પરિવર્તનવાળો છે. 'તું' અવસ્થા જોઉં તો ભડકું અને વસ્તુ જોઉં તો સ્થિરતા ઉત્પન્ન થાય.

આ પોતે અવસ્થાવાળો અને આ પેલી અવસ્થાઓ વિનાશી. એમાં ભટક ભટક ભટક કર્યા કરે. જ્યારે મૂળ વસ્તુ જોશેને પછી પરમેનન્ટ થાય.

બુદ્ધિ તે તો અવસ્થાને સ્વરૂપ મનાવડાવવા ફરે. તો તે ઘડીએ દાદાને યાદ કરી કહે કે હું વીતરાગ છું, તો બુદ્ધિબેન બેસી જાય.

અવસ્થામાં 'હું' થયું કે ઢેખાળો પડ્યો અને એના મોજાં, સ્પંદનો ઊભાં થાય.

શુદ્ધ આત્મજ્ઞાન થયા પછી રહ્યું શું બાકી ? ત્યારે કહે, અવસ્થાઓને છૂટી પાડીને જાણવાનું. આ અવસ્થા પરદ્રવ્ય-જડની અને આ અવસ્થા દરઅસલ જ્ઞાનની. જ્ઞેયની અવસ્થા પ્રમાણે જ્ઞાન પ્રકાશની અવસ્થાનું પ્રમાણ હોય જ. પણ તે બન્ને અવસ્થાઓનો ભેદ પડી જવો જોઈએ. આમાં આપણે અધિકાર તો ફક્ત જ્ઞાતા-જ્ઞેય સંબંધને જાણવા માત્રનો છે. (વ્યવહાર) આત્માનું એક પણ ભ્રાંતિથી વિચારેલું, તે જ્ઞાતા-જ્ઞેયના સંબંધને જાણવાથી જ જાય, તે સિવાય ના જાય. કારણ કે તે ભ્રાંતિથી હોય છે, છતાં પણ (વ્યવહાર) આત્માની હાજરીના સ્ટેમ્પવાળો વિચાર હોય છે.

## 'સ્વ'માં સ્વસ્થ, અવસ્થામાં અસ્વસ્થ !

જગત આખું અવસ્થામાં સ્વસ્થ રહે છે. વકીલને ત્યાં ગયો, તે વકીલ કહે, તું મારો અસીલ. તે અસીલની અવસ્થામાં સ્વસ્થ થાય. મૂઆ, સ્વમાં સ્વસ્થ થા ! અવસ્થામાં અવસ્થિત થાય તો ક્યાંથી સ્વસ્થ રહી શકે ?

ગર્ભમાં આવ્યો ત્યાંથી અવસ્થામાં છે. 'હું'માં પડું એટલે અવસ્થામાં જાય છે અને 'સ્વ'માં સ્વસ્થ થયો એટલે પરમાત્મા. અવસ્થા માત્ર

કુદરતી રચના છે, જેનો કોઈ બાપોય રચનાર નથી. એ કુદરતી રચના શું છે તે હું એકલો જ જાણું છું.

અરીસામાં ડુંગર દેખાય તો શું તેમાં કંઈ અરીસાને વજન લાગે? તે આવી જ રીતે જ્ઞાનીઓને સંસાર અવસ્થાની કંઈ અસર થતી નથી.

જે જે કંઈ પણ ટેમ્પરરી છે તે 'મારું ન્હોય' તેવું જે જાણે તે જ્ઞાન. બધા જ પર્યાય શુદ્ધ થયે અનંત જ્ઞાન કહેવાય. સૂક્ષ્મ સંયોગો તે બધા જ અનંત પર્યાયો છે. તે શુદ્ધ થયે અનંત જ્ઞાની કહેવાય.

બધા પર્યાયોને જાણવા જાય તો ક્યાં પાર આવે તેમ છે ? એના કરતાં તો 'હું આ છું' અને આ બધા પર્યાયો છે, એટલું જાણ્યું એટલે કામ જ નીકળી ગયું.

આત્માની વિભાવિક અવસ્થાથી રાગ-દ્વેષ છે અને સ્વભાવિક અવસ્થાથી વીતરાગ છે.

## મુકામ 'તમારો' શેમાં ?

અવસ્થામાં પોતાનો મુકામ કરવાથી અસ્વસ્થ થાય અને પોતાનાં સ્વરૂપમાં એટલે પરમેનન્ટમાં રહેવાથી સ્વસ્થ થાય. અસ્વસ્થતા તમે જોયેલી? જે વખતે ચંદુભાઈ હતા, ત્યાં સુધી અસ્વસ્થતા હોય જ અને હવે શુદ્ધાત્મામાં આવ્યા, એટલે પોતાના સ્વરૂપમાં રહે એટલે સ્વસ્થ.

જ્યાં સુધી 'હું ચંદુભાઈ છું' એ અવસ્થા કહેવાય. 'પટેલ છું' એ અવસ્થા, 'હું પચાસ વર્ષનો છું' એ અવસ્થા. 'હું એક્ઝિક્યુટિવ એન્જીનીયર છું' એ અવસ્થા, બધી અવસ્થા. એ અવસ્થામાં સ્વસ્થતા ના રહે. લોક કહે, 'સ્વસ્થ છો ને ?' ત્યારે કહે, 'ના, બા. સ્વસ્થ શેનો? અસ્વસ્થ.' અવસ્થામાં જે મુકામ કરે તે કેવો હોય? અસ્વસ્થ. નિરંતર, એક ક્ષણ ચૂક્યા વગરનો. અને વસ્તુમાં મુકામ કરે, તો સ્વસ્થ રહે. વડાપ્રધાન હોય કે પ્રેસિડન્ટ હોય ગમે તે હોય, અસ્વસ્થ, નિરંતર!

**પ્રશ્નકર્તા :** એમાં દાદા, વાત એવી છે અસ્વસ્થમાં રહેવામાં કોઈ પ્રયત્ન નથી કરવો પડતો. સ્વસ્થમાં જઈએ છીએ, ક્ષણિક રહીએ

છીએ અને ફરી પાછા અસ્વસ્થમાં આવી જઈએ. આ મુશ્કેલી છે.

**દાદાશ્રી :** મુશ્કેલી શાની એમાં ? અસ્વસ્થતામાં શું ખોટું ?

**પ્રશ્નકર્તા :** ના, અમારે સ્વસ્થમાં જવું છે, વધારે રહેવું છે.

**દાદાશ્રી :** એ તો પછી તમારું જ્યારથી નક્કી, ત્યારથી સ્વસ્થ રહેવાય.

આ મન-વચન-કાયાની અવસ્થાઓ તેમાં આપણે જેટલો મુકામ કરીએ તેટલા અસ્વસ્થ રહેવાય, નિરંતર અંતરદાહ બળ્યા જ કરતો હોય. અને સ્વમાં, તત્ત્વ સ્વરૂપમાં મુકામ કરીએ તો સ્વસ્થ રહેવાય. અવસ્થાઓનું તો નિરંતર સમસરણ થયા જ કરે છે, વહ્યા જ કરે છે. આવે, રહે અને જાય. તેમાં સુખ અને શાંતિ ક્યાં હોય ? આ અવસ્થાઓમાં આપણે તત્ત્વ સ્વરૂપે જ રહીએ છીએ. જ્યાં મુકામ ઠીક લાગે ત્યાં કરવો. અવસ્થા વગર કોઈ જીવ એક ક્ષણ પણ ના હોય. ભ્રાંતિથી અવસ્થાને જ પોતે જ છે એમ માની લે છે. અવસ્થા માત્ર ઉત્પન્ન થાય છે તે ગુનેગારીની છે.

અવસ્થાઓથી બંધાયેલા લોકો વ્યવહાર સુખેય ના ભોગવી શકે. કલાક પહેલાં એ કોઈક અવસ્થામાં ચિત્ત એકાગ્ર થયું હોય તો તેમાં ચિત્ત રહે એટલે અવસ્થાથી બંધાયેલાને બોજો રહે અને ચા પીવાની અવસ્થા વખતે એ બોજા નીચે ચા પીવાય.

આત્માના પર્યાયની બહાર લોકોને બહુ પડી હોય. એટલે મૂર્છામાં ફર્યા કરે. તેમ કેટલાક ડેવલપ થયાં હોય, તેથી તમને મૂર્છામાં ગમતું નથી અને બીજી બાજુ આત્મા જડતો નથી. તે દિવસે દિવસે પાતળો પર્યાય થતો જાય, સૂક્ષ્મ થતો જાય. ઝીણો પર્યાય થયા પછી તેનાથી સહન જ ન થાય. એક કલાકમાં તો કેટલાય વિચાર આવી જાય ! તે અદ્ધર લટક્યો. તેને કહું કે ભઈ બા, જા પાછો મોહમાં પેસી જા ને જાડા પર્યાયમાં પડી રહે, જાડા પર્યાયવાળા નિરાંતે ઊંઘે ને નાક બોલે. ઝીણા પર્યાયવાળાને તો ઊંઘ જ ના આવે.

લોક અવસ્થામાં જ મુકામ કરે છે. એટલે ફોરેનને હોમ માની

બેઠાં છે, તેનું આ દુઃખ છે. હોમને હોમ માને અને ફોરેનને ફોરેન માને તો કશું દુઃખ રહેતું નથી.

જે વખતે જે અવસ્થામાં હોય છે ને તે અવસ્થાને નિત્ય (કાયમની) ને સત્ય માની લે છે અને ગૂંચાયા કરે છે. વગર કામની ગૂંચ, ગૂંચ, ગૂંચ.

અવસ્થાઓને ભજ્યા ના કરે તેવા કેટલા ? સાધુ-સંન્યાસીઓ બધા જ અવસ્થાઓને જ ભજ્યા કરે છે.

## પલકારાય અવસ્થા !

સવારથી ઊઠ્યા તે રાત્રે ઊંઘી જઈએ ત્યાં સુધીની બધી જ ક્રિયાઓ માત્ર અવસ્થાઓ છે. દેહધારીની જન્મથી મરણ સુધીની બધી જ ક્રિયાઓ જે આંખે દેખાતી નથી અને આપણે માનતા નથી કે જે સંયોગી પુરાવાના આધારે જ થાય છે તે બધી જ અવસ્થાઓ છે.

જેટલી ઉદયાસ્તવાળી હોય તે બધી અવસ્થા. કેટલી વાર થાય તે કહેવાય નહીં. આંખનો પલકારો એય અવસ્થા છે. આંખના પલકારા જો જાતે કરવાના હોય તો શી દશા થાય ? સાઈઠને બદલે બસ્સો થાય એવું છે.

**પ્રશ્નકર્તા :** અવસ્થા અને ઈન્સિડન્ટમાં ફેર શો ?

**દાદાશ્રી :** ઈન્સિડન્ટમાં અવસ્થા સમાય, પણ અવસ્થામાં ઈન્સિડન્ટ ના સમાય.

કોઈ કરતું નથી, ફૂલો ચઢાવે છે તે તેની અવસ્થા છે, ઢેખાળા મારે છે તેય તેની અવસ્થા છે. મહીંથી ફૂલના પરમાણુ ઊડે ત્યારે જ બહારથી તે કાળે જ ફૂલાં આવીને પડે ને મહીં પથ્થરના જેવા પરમાણુ ઊડે ત્યારે બહારથીય પથરા આવીને પડે. ટાઈમસર આવીને મળે.

## શું અહમ્ વિનાશી ?

અવસ્થા ગમી તો સંયોગ ભેગા થઈ જાય.

બધી અવસ્થાઓ ફર્યા કરે છે. કોઈ અવસ્થા કાયમ રહેતી નથી. કારણ કે સંયોગો છે. અને સંયોગો વિયોગી સ્વભાવના હોય.

સંમેલનથી સંયોગ અને વિસર્જનથી ગલન થાય છે. આ આંખે તત્ત્વ દેખાય નહીં, બધી અવસ્થા દેખાય છે. પોતે પોતાનું તત્ત્વ ન જાણે, અવસ્થાઓ જાણે. અવસ્થાઓ બધી નાશવંત છે.

માણસોના ઘાટ બદલાશે, વેશ બદલાશે, બધું બદલાશે પણ નવું થવાનું નથી, માત્ર અવસ્થાઓ બદલાશે. અવસ્થા ને પોતે જુદા દેખાય નહીં. વિચારો ને વિચારનાર જુદા દેખાય નહીં. જ્યાં સુધી જ્ઞાન ન મળે ત્યાં સુધી તમને બધામાં ભેગા જ દેખાય. આત્મા જુદો જ છે. અવસ્થાઓ પલટાય નહીં, તો તે સંસાર જ ન કહેવાય.

**પ્રશ્નકર્તા :** દાદા, તમે કીધું કે તત્ત્વો ભેગાં થવાથી અવસ્થા બધી બદલાયા કરે, તે અવસ્થાને લીધે જે અહમ્ ઊભો થાય, તે અહમ્ પણ બદલાતો હશે, કોઈનામાં ઓછો-વધતો તે વખતે હશે ?

**દાદાશ્રી :** એવું છે ને, પેલી અવસ્થાઓ જે થાય છે ને, તે તો તરત ને તરત વિનાશ થઈ જાય છે. અને આ અહ્મ ને જે બધાં ઊભાં થયા છે ને, તે આ બે વસ્તુ ભેગી થવાથી વ્યતિરેક ગુણ ઉત્પન્ન થાય છે. તેનાથી અહંકાર ઊભો થાય છે (તે કેવળજ્ઞાન થતાં સુધી રહે છે).

## પલટે અવસ્થા પળે પળે !

આત્મા ત્રિકાળવર્તી છે. ભાવ ત્રિકાળવર્તી નથી, અવસ્થાવર્તી છે. જે અવસ્થાવર્તી છે તે ચેતન નથી. જે અવસ્થાવર્તી નથી તે ચેતન છે.

આ મોટરો, બંગલા, જમીનો આપણે નહીં છોડીએ તોય તેને છોડીને આપણે એક દહાડો જતું રહેવું પડશે. એક માત્ર સચ્ચિદાનંદ કરવા જેવું છે. (વિનાશીનો મોહ છોડી આત્માને ભજવા જેવું છે.)

ગુણ બદલાય નહીં, પર્યાય બદલાય. દૂધ મીઠું લાગતું હોય પણ બીજે દિવસે ખાટું લાગે. પછી વાસ લેવી પણ ના ગમે. પરમાણુ માત્ર ક્ષણે ક્ષણે બદલાયા કરે છે.

કપાસિયા વાવ્યા તે બે પાને આવે તે મૂઓ ખુશ ખુશ થઈ જાય. પણ તે ભેલાતા સુધી અનંત અવસ્થાઓ, સારી-ખોટી આવવાની. છેવટે બહુ સારોય પાકે કે હીમ પણ પડે તેવું આ સંસારમાં પ્રત્યેક ક્ષણ અવસ્થાવાળી છે. ક્ષણે ક્ષણે અવસ્થાઓ બદલાયા જ કરે છે.

આ બાબો તે ઊંઘે છે, આ અવસ્થામાં એનું બધાની વચ્ચે અપમાન કરે તો એને કશો વાંધો નથી અને બીજી આ જ્ઞાનદશામાં અપમાનનો વાંધો નથી. રહી વચગાળાની અવસ્થા. ઈન્દ્રિય પ્રત્યક્ષ અવસ્થામાં જ બધો ડખો છે. 'મારી-તારી' બતાવે છે, તેમાં જરા અપમાન કરે તો વાંધો આવે.

મનની અવસ્થા, વચનની અવસ્થા અને કાયાની અવસ્થા બહાર કશું જ થતું નથી. જેને ઈફેક્ટ થાય તેને સમજવાનું. અવસ્થા સમભાવે નિકાલ કરી નાખવી જોઈએ.

તેવી રીતે અવસ્થા ચીકણી આવે તો ઝટ તેમાંથી નીકળી જવું. અવસ્થા એ નિશ્ચેતન ચેતન છે. આપણે શુદ્ધ ચેતન છીએ. અવસ્થાને જોવાની. અવસ્થામાં તમે ચીટકી જાઓ એટલે દુઃખી થાઓ. તેથી આનંદ ના આવે.

રાતના સૂઈ જાવ છો ત્યારે કારખાનું દેખાય છે ને ઘડભાંજ ઊભી કરો છો પછી. ભાંજગડ ઊભી કરો તે બધી જ અવસ્થાઓ છે.

સરવાળો-બાદબાકી એની મેળે જ કુદરતી થયા કરે છે. તેમાં મૂઆ, ભેળું શું કામ કરે છે ? નોર્મલ જરૂરિયાતોથી વધારે કંઈ જ ભેળું કરવાનું હોય નહીં. ઈન્દ્રિયો એ અવસ્થાઓ છે અને એ વસ્તુઓની ઘાટ ઘડામણ છે. તેનાથી તત્ત્વ ના દેખાય. જે માઈલમાં આવ્યો તે માઈલનું દેખાય એને. તે માઈલની તેની અવસ્થા. આ બધું જગત ગણિત જ છે, આત્મા ગણિત નથી.

કોઈ પણ અવસ્થા અડતાલીસ મિનિટથી વધારે ના રહે, તેવો નેચરલ નિયમ છે. ઘડીયાળમાં મોટો કાંટો મિનિટે મિનિટે ફર્યા કરે છે, તે ઘડીયાળ નહીં પણ તેની અવસ્થા છે. કોઈ પણ એક અવસ્થામાં

૪૭ મિનિટ અને ૫૯ સેકન્ડથી વધુ રહેવાય, તેવું આ જગત નથી. આ અવસ્થામાં રહેવાથી તેનું રૂપક શું આવે ? આખોય મનુષ્ય ભવ, અગર દેવગતિ કે તિર્યંચ કે નર્કગતિનું રૂપક આવે. જ્ઞાન હોય તો જ ઉકેલ આવે. જ્ઞાન એક જ ટકો ફેર હોય તોય તે ક્યાંના ક્યાંય ફેંકાઈ જવાય તેવું છે. પ્રાકૃત સ્વભાવનો તો આપણે નિકાલ કરવા બેઠા છીએ અને જગત પ્રાકૃત સ્વભાવને 'મારો-મારો' કરે છે. આપણે તો તેના જ્ઞાતા-દ્રષ્ટા રહીએ.

## અમે ચાખી દુનિયાભરની અવસ્થાઓ !

સ્વની મહીં સ્વસ્થ રહેવાનું ભગવાને કહેલું ત્યારે લોકો મૂઆ અવસ્થામાં રહીને અસ્વસ્થ થઈ ગયા છે. આખુંય જગત અવસ્થામાં મહાલે છે ને તેમાં જ તન્મયાકાર રહે છે. તેથી અવસ્થા ભોગવવા ચોરાસી લાખ યોનિમાં ભટક ભટક કરવું પડે છે. ત્યાગીઓ, તપસ્વીઓ બાવા-બાવલી, સાધુ-સાધ્વી, આચાર્યો-ઉપદેશકો અને શાસ્ત્રકારો બધા જ અવસ્થાઓમાં તન્મયાકાર જ રહે છે.

'અમે' બધી અવસ્થાઓ ચાખી જોઈ. કોઈ ચાખવામાં બાકી રાખી નથી. હાથી થઈને હઉ ફર્યો, મદમસ્ત. અને મદ હઉ ઝરે. અને એના છોકરાનું નામેય મદનિયો. એનો છોકરો મેં જોયો. મેં કહ્યું, એનો છોકરો કેવડો હોય ? ત્યારે આપણે ત્યાં બાળક હોય તે આવડું હોય અને એનો છોકરો આવડો મોટો ! મદનિયો !! અરે મદનલાલ, તમારી વાત ક્યાં થાય તે ? મદનિયો. તેય તપાસ કરી આવ્યો'તો, મદનિયો હતો ને, તે મેં કહ્યું, જોઈ આવવા તો દે. આ દુનિયાનો લોભી છે, તે લોભને લઈને ના જાય. પણ મારે લોભ નથી, મને જોઈ આવવા તો દો. દુનિયા જોવી તો જોઈએ ને !

અમારી આબરૂ અમારા લોકમાં છે. અમારો લોક તે કાયમી લોક છે. આ લોકો તો અવસ્થામાં રહેનારા છે. અમારી આબરૂ આ લોકોમાં નથી. અમે કોઈ અવસ્થામાં રહેનારા નથી. દેહની અવસ્થાઓ, પ્રકૃતિની અવસ્થાઓમાં રહેનારા તે તો જગતના લોક છે.

ગમતી અવસ્થામાં તન્મયાકાર થાય તોય તે ગમતાનું બાંધે ને ના ગમતી અવસ્થામાં તન્મયાકાર ના થાય તોય તે ના ગમતું બાંધે જ (અજ્ઞાની માટે).

અવસ્થાઓમાં તન્મયાકાર રહેવા છતાં અમને જે' જે' કરવામાં તન્મયાકાર થશે તોય કામ કાઢી નાખશે ને તેમનું કલ્યાણ થઈ જશે.

અવસ્થા માત્રથી મુક્ત થયો હોય તો જ એ મુક્તતા આપી શકે.

જ્યાં સુધી જ્ઞાની પુરુષ સિક્કો ન મારે ત્યાં સુધી આ અવસ્થા (સાધક અવસ્થા) ઉત્પન્ન ના થાય. સાધક અવસ્થાનું ફળ સિદ્ધ અવસ્થા. નહીં તો આખો દિવસ ઊંધું જ કર્યા કરે.

## અવસ્થામાં ચોંટે ચિત્ત ત્યાં...

જે અવસ્થાની આહુતિ સ્વાહા થઈ, તેના ઘા ના પડે. ઘા શાથી પડે ? ત્યારે કહે, લક્ષથી. માટે જે અવસ્થામાં લક્ષ ગયું ત્યાં ઘા પડે અને તેમાં લક્ષ ના જાય તો તે અવસ્થા સ્વાહા થાય, જાગૃતિ યજ્ઞમાં. લક્ષનો નિયમ એવો છે ને કે જ્યાં લક્ષ બેસે ત્યાં ને ત્યાં તે પાછું ફરી ફરી જાય. બધુંય બદલાય પણ લક્ષ ના બદલાય. અમે અલખનું લક્ષ બેસાડી આપીએ પછી અવસ્થાઓમાં લક્ષ રહે નહીં ને નિકાલ થાય. જેટલા ઘા વધારે પડે તે જ અવસ્થા વધારે ને વધારે આપણા પાસે ભમ્યા કરે, માખીની માફક. કો'ક કહેશે કે મને અનુભવ કેમ થતો નથી? ત્યારે કહે, જેટલા લક્ષના ઘા પડેલા છે તે રૂઝાયા નહીં. આ ઘા જ્ઞાનભાષાના સૂક્ષ્મ ઘા છે. કેટલાક તો એવાય ઘા હોય કે પરૂ પણ પડ્યા કરે. એ બધાય ઘા જેમ જેમ રૂઝાતા જાય તેમ તેમ અનુભવ થતો જાય. રિલેટીવમાં કેવું છે કે એક ઘા રૂઝવવા માટે ત્યાંથી લક્ષ ઉઠાવીને બીજે લક્ષને બેસાડે કે પહેલો ઘા રૂઝાવા માંડે પણ જ્યાં નવું લક્ષ બેસાડ્યું ત્યાં પાછો નવો ઘા પડે.

પૂર્વે જે પર્યાયોનું ખૂબ વેદન કર્યું હોય તે અત્યારે વધારે આવે, ત્યારે ચિત્ત ત્યાં ચોંટી રહે. કલાકોના કલાકો રહે, ગુંઠાણા જાય. જે પર્યાયો પાતળા થઈ ગયા તે પર્યાયોની ચોંટ ચિત્તને વધારે ના રહે.

ચોંટે ને છૂટું પડી જાય.

કોઈ પણ અવસ્થામાં ચોંટ રહે તેવા વિચારો આવતા હોય તો તેને કહી દેવું કે 'તારો અને મારો સંબંધ માત્ર જ્ઞેય-જ્ઞાતાનો છે, હવે પરણવું નથી.' એવું કહેતાની સાથે એ અવસ્થા, વિચારો જતા રહેશે.

પોતાની અવળી સમજણથી પરણે છે, શાદી કરે છે (એકાકાર થાય છે), માટે એને સહન કરવું પડે છે. તન્મયાકાર થાય એટલે સંસાર ચોંટ્યો. અમુક અવસ્થાઓ જ ચોંટાડે. મીઠી તથા કડવી બન્ને અવસ્થા ચોંટાડે તે વખતે લક્ષમાં રહેવું જોઈએ અને બોલવું કે આ મારી હોય જ નહીં, એટલે એ જતી રહેશે.

મોક્ષમાં જવાનું જે પ્રમાણપત્ર છે, તેમાં કોઈ ક્રિયા જોવામાં આવતી નથી. માત્ર વીતરાગતા જ જોવાય છે. ડખો કોનું નામ ? કોઈ પણ અવસ્થા હમણાં થઈ તેમાં ચિત્ત થોડીવાર ચોંટ્યું, તે ડખો. આ જાત્રામાં ગમે તેવી અવસ્થા આવે તોય અમે ચોંટ્યા નથી. અમે અવસ્થાને ઊભી ના રાખીએ. ત્રણ મિનિટ ઊભી રાખીએ તો બધાની લાઈન થઈ જાય. સમજાય છે આ? આપણા મહાત્માઓને વીતરાગતા રહે પણ દરઅસલ ના રહે.

## આહુતિ, પ્રત્યેક અવસ્થાની...

આખા જગતમાં કોઈપણ અવસ્થા સ્વાહા થઈને ના જાય, પણ બીજ નાખીને જાય અને આમ બધાય નખાયેલાં બીજોનો હિસાબ છેલ્લો પોણા કલાક રહે ત્યારે થઈ જાય અને નખાયેલાં બીજ કયા પ્રકારનાં વધારે છે ત્યાં આવતે ભવ જાય છે.

જગતના લોકોને દરેક અવસ્થાઓમાં મનની, વાણીની, કાયાની એમાં લાખેક બીજ નાખે. એમાં ૩૦૦૦ ઘઉંના નાખે અને બાકીના કૂચ (ખાજવણી)ના. અવસ્થા થઈ એટલે બીજ પડે જ પણ જ્ઞાન પછી અવસ્થાઓ નિકાલ થયા કરે, સ્વાહા થયા કરે.

અવસ્થાઓ ડિસ્ચાર્જ થયા કરવાની. ચાર્જ ના થાય એ જોવાનું

આપણે. ભગવાન કહે છે, ઑન ધી મુમૅન્ટ જે અવસ્થા થઈ ગઈ તેમાં વર્ત અને જે અવસ્થા થઈ અને જતી રહી છે, તેની માથાકૂટ તું ના કરીશ.

અવસ્થાઓ ભોળી હોય છે બિચારી. આવે ત્યારે તેને કહેવું કે બહેન, આવ્યા ? હવે જાવ, બીજીને આવવા દો.

કોઈ ગાળ ભાંડે તો મહીં અવસ્થા બગડે. એ અવસ્થાને જો આત્મા જાણે, તો અવસ્થા સ્વાહા થાય. જેટલી અવસ્થા જાણી એટલી સ્વાહા થાય. જેટલી રહી જાય એ તો પછી ભૂંસાય. મહીં મન બગડ્યું હોય તો ફરી મનને કહી, પ્રતિક્રમણ કરી ભૂંસી નંખાય. કાગળમાં લખેલું જ્યાં સુધી પોસ્ટમાં ના નાખીએ ત્યાં સુધી ભૂંસાય.

અવસ્થાઓ તો ક્ષણે ક્ષણે બદલાય છે ને ! દરેક અવસ્થામાં, અજ્ઞાન દશામાં બીજ પડ્યા જ કરે. પણ જ્યારે જ્ઞાનથી જાગૃત અવસ્થામાં દરેક અવસ્થાઓ સ્વાહા થઈ જાય. ફરી સંસાર ન બંધાય.

આ આપણું જ્ઞાન એવું છે કે વિષયનું વિરેચન થાય. મહીં વિચાર આવે કે અવસ્થા ઊભી થાય કે તરત જ તેની આહુતિ અપાઈ જાય.

કારણ કે તે પોતાની અવસ્થાના ગુનેગારને ખોળી જ કાઢે. પ્રત્યેક અવસ્થાની આહુતિ સ્વાહા, આ છેલ્લો આધ્યાત્મિક યજ્ઞ છે. સ્વાહા એટલે સંપૂર્ણ બાળી નાખે. રાજીખુશીથી અવસ્થામાં તન્મયાકાર થયો એટલે ડખો થઈ ગયો, તે નવા ચીતરામણ પાડે અને નવાં બીજ પાડે. કોઈને સહેજ પણ આરોપ આપશો તો તેનું ફળ ભોગવવું પડશે. આરોપનું ફળ ભયંકર છે.

સમભાવે નિકાલ એટલે અવસ્થાઓની આહુતિ આપવાની છે. આ છેલ્લામાં છેલ્લો મહાયજ્ઞ છે.

જો વાણીની, મનની ને કાયાની અવસ્થાઓ નિરંતર જાગૃત રહીને (અવસ્થાની આહુતિ રૂપી) મહાયજ્ઞમાં સ્વાહા (અવસ્થાનો જ્ઞાતા-દ્રષ્ટા રહે) કરે તો આત્માને જે પર્યાયો ચોંટેલા છે તે છૂટા પડતા જાય અને એટલો પોતે પરમાત્મા સ્વરૂપ થતો જાય.

## સર્વ અવસ્થામાં નિઃશંક સમાધાન !

આ જગતની બધી જ અવસ્થાઓ અનંત છે, પણ મનની અવસ્થાઓ અનંત ગુણ્યા અનંત છે. તેમાંથી છટક્યો તે છૂટ્યો, માટે મનનું સમાધાન થાય (મનની અવસ્થાઓનું) તે જ્ઞાન સાચું. કાળને પણ શરમ આવે તેવું ગજબનું જ્ઞાન ઉત્પન્ન થયું છે અને તેય સાયન્ટિફિક છે. મનની અનંતાઅનંત અવસ્થાઓમાં પણ સમાધાન થાય તેવું આ જ્ઞાન છે. લોક મનની અવસ્થામાં ગૂંચાય, એટલે કહે કે ભગવાન ગૂંચવે છે. આપણું જ્ઞાન જ એવું છે કે રાગ-દ્વેષ ઊભા ન જ થાય.

હવે એ અવસ્થાઓ પાછી તે સમાધાની ના હોય. આપણામાં શું લખ્યું ? સર્વે અવસ્થામાં નિઃશંક સમાધાન. એટલે આપણું જ્ઞાન કેવું છે કે દરેક અવસ્થામાં નિઃશંક સમાધાન જ હોય. આ જગતમાં તો કેવું છે ? ત્યારે કહે, ગજવું કપાયું કે ડિપ્રેસ થઈ જાય, સમાધાન ના રહે ને કો'કે ફૂલ ચડાવ્યાં કે એલિવેટ થઈ જાય. આ બધી અવસ્થામાં ડિપ્રેસ ને એલિવેટ બધું થયા કરે. આ ચડી જાય, ખુશમાં આવી જાય તો.

**પ્રશ્નકર્તા :** વીતરાગ પુરુષની ગેરહાજરીમાં, અવસ્થામાં અસ્વસ્થ થઈ જવાય એવું કેમ બને છે ? આપની ગેરહાજરી હોય તો પછી અસ્વસ્થ થઈ જવાય અને તમારી હાજરીમાં સ્વસ્થ રહેવાય.

**દાદાશ્રી :** હાજરીમાં તો સ્વસ્થ રહે જ. અસ્વસ્થ રહે છે એ આપણી બુદ્ધિ રખાવડાવે છે અને બુદ્ધિ છે ત્યાં સુધી અહંકાર છે. એ અહંકારવાળી બુદ્ધિ છે તે આ અસ્વસ્થ કરાવડાવે છે. એનો એન્ડ આવી જાય તો કશું અસ્વસ્થ થવાનું કારણ જ નથી. નહીં તો આખો દા'ડો જ્ઞાની પુરુષની પાસે બેસી રહો, તોય અસ્વસ્થ થવાનું કારણ ના રહે.

**પ્રશ્નકર્તા :** ભૌતિક રીતે, ફિઝીકલી તો એ શક્ય ના હોય ને ?

**દાદાશ્રી :** ના, શક્ય ના હોય છતાંય પણ જેટલો લાભ મળ્યો એટલો સાચો, નહીં તો પોતાનાં બુદ્ધિ અને અહંકાર જ્યારે ખલાસ થઈ જશે, નિકાલ કરતાં કરતાં, એટલે પછી એની મેળે ઓપનલી, ચોખ્ખે ચોખ્ખી, સ્વસ્થતા જ રહેશે. નિરંતર સ્વમાં રહે માટે સ્વસ્થતા.

અવસ્થામાં સ્વસ્થતા એ જ અસ્વસ્થતાપણું, સ્વમાં સ્વસ્થતા એ જ સ્વસ્થપણું. લોકો અસ્વસ્થ કેમ રહે છે ? કારણ કે તેઓ સદાય અવસ્થામાં રહે છે. તે લોક અજ્ઞાન અવસ્થાઓને પોતાપણું (આપણું) માને છે. અવસ્થાઓમાં 'હું જ છું', એમ જુએ છે. જ્ઞાની પુરુષ અવસ્થાને જુએ છે અને જાણે છે.

**પ્રશ્નકર્તા :** દાદા, જો આપણને અંદરથી આનંદ થતો હોય, તો એ એક વિચાર છે કે એક અવસ્થા છે ?

**દાદાશ્રી :** એ અવસ્થા છે.

**પ્રશ્નકર્તા :** તો એ અવસ્થાને આપણે પકડી રાખવી કે એને જવા દેવી ને બીજી અવસ્થા જોયે રાખવી ?

**દાદાશ્રી :** એ તો એની મેળે જ જતી રહે. આપણે પકડી રાખીએ તોય જતી રહે. આપણે ના પકડી રાખીએ તોય જતી રહે. એના કરતાં એ અવસ્થાને એમ કહેવું કે ફરી આવજો, અમને લાભ આપજો.

## કાઢી લેજો કામ રે !

આત્માના ગુણો જાણ્યા જ નથી આ. આત્માના બધા ગુણો જાણે એ ભેદવિજ્ઞાની કહેવાય. આ જે આત્માના ગુણો છે ને, એ બધાય બહાર પડ્યા નથી, બધા અમારામાં છે. અમે (૧૯૫૮માં જ્ઞાન થયું ત્યારથી) ૨૮ વર્ષથી આત્મામાં રહીએ છીએ. આ દેહના માલિક નથી.

**પ્રશ્નકર્તા :** હવે આવું તો કોઈએ હજુ લગી કહ્યું નથી.

**દાદાશ્રી :** આ તો અક્રમ વિજ્ઞાન છે ને !

**પ્રશ્નકર્તા :** બધા બધે પહોંચે છે, પણ આટલે સુધી પહોંચ્યા નથી.

**દાદાશ્રી :** માટે આ કામ કાઢી લેવા જેવું છે. એટલે અમે કહીએ છીએ ને, તેથી આમ જ બૂમો પાડી પાડીને, કામ કાઢી લો, કામ કાઢી લો, કામ કાઢી લો.

❖❖❖❖❖

## સંપર્ક સૂત્ર

### દાદા ભગવાન પરિવાર

**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન :** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : (૧) **ત્રિમંદિર,** બાબરીયા કોલેજ (BITS)ની પાસે, વડોદરા-સુરત હાઈવે, વરણામા ગામ, વડોદરા. **ફોન :** ૯૫૭૪૦૦૧૫૫૭
(૨) **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮

**સુરત** : **દાદા દર્શન,** મમતાપાર્ક સોસાયટી, કાપોદરા પોલીસ સ્ટેશન પાસે, વરાછા રોડ, સુરત. **ફોન :** ૯૫૭૪૦૦૮૦૦૭

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. **ફોન :** (૦૨૬૭૨) ૨૬૨૩૦૦, ૯૭૨૩૭૦૭૭૩૮

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ, **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૯૨૪૩૪૧૧૮૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩, ૯૯૨૪૩૪૫૫૮૮

**અંજાર** : **ત્રિમંદિર,** અંજાર-મુંદ્રા રોડ, સીનોગ્રા પાટીયા પાસે, સીનોગ્રા ગામ, તા-અંજાર. **ફોન :** ૯૯૨૪૩૪૬૬૨૨

**અમરેલી** : **ત્રિમંદિર,** લીલીયા રોડ બાયપાસ ચોકડી, ખારાવાડી, **ફોન :** ૯૯૨૪૩૪૪૪૬૦

---

| | | | |
|---|---|---|---|
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **ભરૂચ** | : ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **જામનગર** | : ૯૯૨૪૩ ૪૩૬૮૭ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **મુંબઈ** | : ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **ગાંધીધામ** | : ૯૯૨૪૩ ૪૮૮૪૪ | **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **મહેસાણા** | : ૯૯૨૪૧ ૩૪૮૮૮ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **કોલકત્તા** | : ૯૮૩૦૦ ૮૦૮૨૦ |

---

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Singapore** | : +65 91457800 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **Kenya** | : +254 733-92-DADA (3232) | **New Zealand** | : +64 21 0376434 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**

## સમાયો સિદ્ધાંત, આપ્તવાણીમાં !

પ્રશ્નકર્તા : દાદા, આપે આપ્તવાણીમાં તો બધાં શાસ્ત્ર અંદર મૂકી દીધાં છે. પ્રત્યેક પ્રશ્નનો તરત ઉકેલ જડી જતો હોય છે, સ્વયંભૂ ઉકેલ !

દાદાશ્રી : શાસ્ત્રોમાંય આવું તો હોય નહીં. આપ્તવાણીમાં તો આખો સિદ્ધાંત મૂકેલો છે. સિદ્ધાંત એટલે અવિરોધાભાસ. જ્યાંથી જુઓ ત્યાંથી તાળો મળે એવો આ સિદ્ધાંત કહેવાય છે.

એટલે આપણું આ અક્રમ વિજ્ઞાન આખું સૈદ્ધાંતિક સ્વરૂપે છે. જ્યાંથી પૂછો ત્યાં સિદ્ધાંતમાં જ પરિણમે, કારણ કે સ્વભાવિક જ્ઞાન છે આ. કોઈ પણ વસ્તુ જ્ઞાનમાં આવેલી, ફરી એ વસ્તુ અજ્ઞાનમાં ન જાય, વિરોધાભાસ ઉત્પન્ન ના થાય. દરેકના સિદ્ધાંતને હેલ્પ કરી કરીને સિદ્ધાંત આગળ વધતો જાય ને કોઈનોય સિદ્ધાંત તોડે નહીં. આગળ જે વીતરાગો થઈ ગયા, તેમનો જ સિદ્ધાંત છે આ.

\- દાદાશ્રી

આત્મવિજ્ઞાની 'એ. એમ. પટેલ'ની મહીં પ્રગટ થયેલા

## દાદા ભગવાનના
## અસીમ જય જયકાર હો

dadabhagwan.org


9 789385 912573

Printed in India

Price ₹100